

# અંતર-જગત પ્રવાસ

એટલે

## શરીરની અંદરનાં જગતની મુસાફરી

રચનાર

બેહેરામજી દોસાભાઈ બસલા.



Reader, observe ! I beg to state
We value not a book by weight
But by the "*scale* of merit"
This Book but for announcement
(*an ounce meant*) seems:
The hasty glancer little dreams
To *Pounds* he would prefer it !
W. Stokes.



# A TRAVEL IN THE WORLD WITHIN

by

Behram Dosabhai Basla

1888

ગોધરા રેવાકાંઠા સમાચાર પ્રેસમાં
મોદી મથુર દ્વારકાંદાસે છાપ્યો.
૧૮૮૮



(કિંમત રૂ૨).



To

His Highness MANOWARKHANJI,

The NAWAB SAHEB of BALASINOR,

For the Zeal displayed

in the

Diffusion

of

SCRIPTURAL KNOWLEDGE

and

High Moral Truths of RELIGION,

This Work

IS DEDICATED

As a Token of His Appreciation

and Patronage,

By B. D. Baslá,

The Author.

નેક નામદાર મનોવરખાનજી,

વાડાસીનોરના નવાબ સાહેબને

ધર્મની ઉંચ પ્રકારવાળી નીતિયુકત સત્યતા

તથા શાસ્ત્ર-જ્ઞાનની

ઉત્કંઠા માટે

આ પુસ્તક

એ નામવરની બૂઝ તથા આશ્રયની

યાદગારીની નિશાંણી તરીકે

અર્પણ કર્યું છે.

બહેરામજી ડોસાભાઈ બસલા.

ગ્રંથ-કર્તા.

# અનુક્રમણિકા.



સંજ્ઞાનો ખુલાસો—L.=લેટિન, Gr.=ગ્રીક, Heb.=હિબ્રુ, અં.=અંગ્રેજી, સં.=સંસ્કૃત, પે.=પેહેલવી, ફા.=ફારસી, ગુ.=ગુજરાતી, Ger.=જર્મન.

| પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. | પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૪૫ | ૩૫ | divicde | divide | ૨૨૫ | ૨૦ | [illegible] | [illegible] |
| | | Pepo | Pope | ૨૨૬ | ૧૪ | [illegible] | [illegible] |
| ૧૪૪ | ૧૬ | ઉડતાં | ઉડતા | | ૨૩ | [illegible] | [illegible] |
| ૧૩૮ | ૩૬ | Zeng | Zeus. | | ૨૮ | [illegible] | [illegible] |
| | ૧૮ | રેવ | તેવ | | ૨૪ | [illegible] | [illegible] |
| ૧૫૫ | ૩ | સમય | લોક | | ૩૬ | ધગી | ફગી |
| ૨૨૦ | ૩૧ | બ.સ.પ | બ.સ.પૂ. | | | [illegible] | [illegible] |

ન માસની ૩)જી તારીખે, શુક્રવારે, ખોરદાદ માહ ને દેપ મહેર રોજે આવી હતી, અને ઈ. સ પૂ. ૩૧૦૨)ના ડીસેંબરની ૩૦)મી તારીખે, શુક્રવારે, દે મહીનો ને દેપ મહેર રોજે તખ્ત ઉતરી ગઇ હતી તથા એજ દિવસે જમશેદની બાદશાહીની આખર આવી રહી હતી; અને જરથુસ્ત ઇ સ. પૂ. ૨૫૩૫)ના માર્ચની ૨૬મી તારીખે, સોમવારે, જગત-રેલ વાળાં વરસનાં દે મહીના ને દેપ મહેર રોજે તથા જમશેદી નરોઝ વાળાં સાલના ફરવરદીન મહીનો ને ખોરદાદ રોજે જન્મ્યો હતો; તથા ઈ. સ. પૂ ૨૪૫૯ના ડીસેંબરની ૨૭મી તારીખે, સોમવારે, દે મહીનો ને ખોરશેદ રોજે ગુજર્યો હતો. જગત-રેલના વરસ માટે હાલ બે મત તરતા છેઃ ઇ. સ. પૂ ૨૪૪૮ (બિશપ અશર), તથા ૩૧૫૫ (ડાકટર હેલ્સ). પહેલો મત વિશેષ વિખ્યાત છે માટેજ ૨૨૦માં પાનાંમાં તે સાલને પાયે જરથુસ્તનો સન બતાવ્યો છે, પણ કળિયુગના સબંધે આ બીજા મતને આધારના સને માનતાં મુસાના તખ્ત ખુન દેહસ્તેમાંના રોજ માહનો મેળ પડી શકાય છે.

આજના શિખેલા ગુજરાતના લોકમાં પારસીઓ મોટે ભાગે છે, માટે તેમના ધર્મની દટાઇ રહેલી સત-યુગની ખુબીઓ, નવિન પ્રકાશ પાડી, ઉંડા શોધે બતાવી છે. એ ધર્મની જે જે વાતો કમ સમજે વખોડાયછે તથા નિંદાય છે તે તે વાતોનીજ કંઇક ખુબી આત્મજ્ઞાનની બારીકીએ, બની શક્યું ત્યાં, બતાવી છે. એ સિવાય વળી જે જે વાક્યો વિદ્વજનો અશુદ્ધ ધારી તરજુમો કરવાથી પાછા હઠેછે તે તે વાક્યોની ખુબી દેખાડવા માટે મેં પ્રયત્નો કર્યાછે તેટલુંજ નહી અસલ ઝંદમાંથી તરજુમો કરવાનું કામ પણ કેટલી મુશ્કેલી ભરેલુંછે તે વાંચનાર સમજી શકશે. સૂર્ય-વંશી મૂળ આર્યો સત્યુગમાં એક ઠેકાણે હતા ત્યારનાં ધર્મ-તત્વ શાં હતાં અને તેમનું જ્ઞાન કેવું હતુ તે ઘણેક ઠેકાણે બતાવ્યું છે; તે સિવાય વળી અડવાડિયાં, રોજ, માહ, ગંબાર, યથા, અષેમ, ફરોહર, સાલેકની શિક્ષા-રીતિ વિષેના માગ શોધનું ફળ, હું સમજું છું તેમ, નવિન વાત તરીકે વાંચનાર આગાડી ધરૂંછું. સ્વચિંતન તથા આત્મ-શોધન વડે જડેલાં યોગીનાં વિકટ પ્રમાણો પણ વાંચનારી દુનિયા આગાડી પહેલ વહેલોજ ધરૂંછું. ડાકટર હાઉગ જેવા વિદ્વાને યશ્તોની હૈયાતી ઇ. સ. પૂ. ૪૦૦–૫૦૦ વર્ષ પર માનીછે. પણ શાસ્ત્રો વાંચનાર ધીરજથી ૨૨૦)માં પાનાંમાં જોશે તો જણાશે કે મોટી યશ્તો જરથુસ્તના વખતમાંએ હતી; અને છેક મુસાના વખત (ઇ. સ. પૂ. ૧૫૭૧–૧૪૫૧)માં પણ યશ્તોના અર્થ કરવામાં હાલના જેવોજ ઘુંટાળો દેખાયછે. એની સાબિતીમાં ફરવરદીન, આવાં, તથા હોરમઝદ યશ્ત મેં દેખાડી છે. દરેક પાનું નસિહત ને શિક્ષાવાળું છે, ને જ્યાં જોશે ત્યાં, જોકે હજી છાલકાં પાણીમાં ફર્યોછું તોય, અસલ શક્તિની અનંત ને ઉંડી ક્રિયા જણાશે. યોગીનાં અંતર-શોધનને સાંભળતાં ખરી

આપનાર પહેલાં મેં પ્રકર્ણથીજ વાંચનાર એ ક્રિયાની ગણના કરી શકશે. જ્યારે આ પુસ્તકનો ટીકા વગરનો ભાગ રાજકોટ ટ્રેનીંગ કોલેજના મા- જી પ્રિન્સિપાલ, મી. નવલરામ લક્ષ્મીરામ, પર અભિપ્રાય માટે મોકલ્યો ત્યારે એ વિદ્વાન ટીકાકારે એ વિષયને કંઇ પણ છેડવાથી પાછા હઠી નિચે પ્રમાણે અભિપ્રાય આપવામાં સલામતી વિચારી:—"તમારાં પુસ્ત- કનો વિષય અતીદ્રિય અને વળી ચાલુ પશ્ચિમાત્ય વિદ્યાઓની મર્યાદા- થી પર હોવાને લીધે એ બાબત અભિપ્રાય આપવો એ બહુ દુર્લભ કા- મ છે. તથાપિ એટલું કહેતાં મને કોઇ જાતના આચકો લાગતો નથી કે તમારૂં લખાણ ગંભીર, શુદ્ધ ભાવનું, વિવેક પુરસ્સર, અને એવા વિષય- ના જિજ્ઞાસુઓએ ધ્યાનમાં વાચવા જોગ છે. ભાષા ગંભીર, હિંદુઆથી સમજાય તેવી, અને લખનાર પારસી છે એ વાતનો વિચાર કરીએ તો ઘણીજ શુદ્ધ છે. તમારા વિચારની પુષ્ટિમાં યુરોપના પદાર્થ વિજ્ઞાની- ઓના મત બને ત્યાં ટાંકયા હોય તો વાંચનારને વધારે વિશ્વાસ—જનક થઇ પડશે, એમ મારૂં માનવું છે" રાજકોટ તા. ૯-૭-૧૮૮૭. આ વિદ્વાને કરેલી છેલી સુચના પ્રમાણે બની શકયું ત્યાં દરેક પાને ટીકાના રૂપે કર્યું છે. આધાર તરીકે ઘણેક ઠેકાણે ઘણીક ચોપડીઓ તથા ગ્રંથ- કર્તાઓનાં નામ આ પુસ્તક રચ્યા પછી બનાવ્યાં છે તેથી ત્યાં મારા મ- તને મળતું કંઇક લખાણ કે તેવા નિયમ મળશે, પણ અક્ષરશઃ મળશે ન- હિં. આત્મ-તત્વ વિષેના લાંબા અનુભવ વગર સુધરેલ વાંચનાર તથા ટીકાકારના નાકમાં ભૂત પ્રેત શબ્દોની દુર્ગંધ આવશે તો ખરી અને તે- મની હૈયાતી બાબત આધાર માગશે, અને પોતે આત્મ-રામના પ્રદેશી પરોણા રહી તેને વહેમ ગણી છિટકારશે. પણ શું દરેક શાસ્ત્ર વહેમ? આહ! તમારા બાપદાદાનું મહાજ્ઞાની ધર્મ-શાસ્ત્ર તે વહેમ!! શાસ્ત્રોને વેગળે મૂકી તમે પોતેજ જો દેખાડેલી યોગીની રીતિને અનુસરી તેમની હૈયાતી જાતે જોવા માટે વિધિ-પૂર્વક ચાલો તો મારો મોટો આધાર તમે પોતેજ છો. બીજાને ખોળી કાઢી તમારે ગળે કેમ કરી ઉતારી શકું? તર્ક વડે મારૂં કહેવું ઉલટ સુલટ લાગશે પણ આત્મ-ચક્ષુ અગાડી ખરો દેખાવ દિપી નિકળશે. પારસી વાંચનારને મારૂં લખાણ અઘરૂં તો લાગ- શે, પણ સર્વ જ્ઞાતના વાંચનારને સમાન ફાયદો મળે તે માટે એમ કીધા વિના બીજો ઉપાય મને જણયો નહિં. મારી જુબીલી કવિતાની નવ હજાર નકલ ફેલાઇ હતી તેમ આ પુસ્તક તેઓમાં જો વધારે ફેલાશે તો તેમને છાજતી સાદી ભાષામાં બીજી આવૃત્તિ કાઢીશ.

નિંદના અને ભિન્ન-વમીશો એ કોઇ પણ ગ્રંથ-કર્તાને હાલને સમય મોટું દુ:ખ છે. તોય તો હરીઇચ્છાથી વાડાસીનોર સંસ્થાનમાં ૪ સ.૧૮૮૭માં હું જઇ ચડ્યા. [illegible] બહુ વખત મારા [illegible] મન ઓળખો ને મોટી

રાવ સુધી બે ત્રણ વાર હું સ્વચિંતનમાં બેઠો જોઈ એ સંસ્થાનના દી-
વાન, રાવ સાહેબ પ્રેમચંદ કસનદાસને, મારી આ મહેનતનું ફળ જા-
ણાવા વિશેષ ઈચ્છા થઈ. એ સુજ્ઞ અમલદાર, જાતે વિદ્વાન હોવાથી,
મારાં લખાણની કદર જાણી અને ત્યાંના નેક નામદાર નવાબ સાહેબ મ-
નોવરખાનજીની હજુર એ પુસ્તક રજુ કર્યું. એ નામદારે એ પુસ્તકમાં
અસાધારણ ખુબી એ જોઈ કે મુસલમાન વાંચનારને એકીન બેસે એવો
કુરાનની ખુબીવંત બાબતોનો સમાવેશ કર્યો છે, અને બારીક બાબતો
એક બીજા ધર્મના મુકાબલે બતાવી છે. આથી કરી એ પુસ્તક છપાઈ બ-
હાર પડે ત્યાં સુધીના ખરચની રકમ એ નામવર નવાબ સાહેબે, આ
સુજ્ઞ, વિવેકી, વિદ્વાન, તથા લોક-પ્રિય દીવાનની ભલી સૂચના વડે, મને
આશ્રય તથા મદદ તરીકે આપવાની નવાજેશ કરી, અને તે વડેજ આ
પુસ્તકની પ્રસિદ્ધિ થઈ છે જ્યાં શિખેલા સમજુ, વિદ્યા-હુન્નરની બુઝ
જાણનાર, ધર્મ-જ્ઞાન અભિલાષી, આત્મ-વિદ્યાનું શોધન કરનાર, ધર્મિષ્ઠ,
આસ્તિક, ગુણીજન રાજકારભાર ચલાવનાર હોયછે ત્યાં તેમની રૈયત સુ-
ખ પામેછે એટલુંજ નહિં પણ આસપાસના અને પરગામી લોકનું પણ
કલ્યાણ થાયછે. જેણે ધર્મ તથા આત્મ-વિદ્યાની ગણના કીધી તેનું ધ્યાન
સુમાર્ગ તથા ન્યાય પર વિશેષ રહેછે, અને તેનો લાભ ગરીબ પ્રજાને
સારી રીતે મળેછે.

છેવટે, એ નેક નામદાર નવાબ સાહેબ તથા આ રાવ સાહેબનો
પરમ ઉપકાર માની, એમના તેમજ રેવાકાંઠા તથા પંચમહાલમાં આવેલાં
દરેક સંસ્થાનના રાજા, ઠાકોર, તથા તેમના ભલા રાજ્ય-અધિકારીઓ,
જેઓએ દરેક ઘટતો આશ્રય આપ્યો છે, તેમજ ગુજરાતનાં બીજાં સં-
સ્થાનોના રાજાઓ તથા ઠાકોરો અને બીજા સદ્‌ગૃહસ્થો જેમણે ફક્ત
મારી જાહેર ખબર પરથીજ આશ્રય આપ્યો છે. તે સઘળાઓને માટે
ત્રીજાં પાનાંમાં દેખાડેલી યોગીની રીતિ પ્રમાણે ઇચ્છુંછું કે " શુભ
ભવતુ"! સેવટે વાંચનારને એટલી વિનંતિ કરૂંછું કે યોગ-વિદ્યાની
જે ખુબીઓ કદી બાર વરસ સુધી યોગી-રાયની 'હે ભગવંત" કરતા રોજ
તમે સેવના કરો તોય, તમને પુરી રીતે કસી જોયા વિના, તે ન દેખા-
ડે તે ખુબીઓ હ્યાં રાહેજમાં તમારા જાણવામાં આવીછે તેની જો તમ-
ને કદર હોયતો કદી પણ તેમનો ખોટો ઉપયોગ કરશો નહીં. કારણ કે
બે-અક્કલ સંસારી તથા અજ્ઞાન માણસને એ ખુબી દેખાડવાની તેમની
સખત મના છે (જુઓ બેરદાદ પરત; વાયુ સંહિતા-૩૭; લેવિટિકસ-
૨૨, કુરાન-૫૬; ફ્રીમેસનરીની મેન્યુઅલ-પાનું ૮)

સુરત, હરતમપુરા. { બહેરામજી ડોસાભાઇ બસલા,
૧૮૮૮ { ગ્રંથ-કર્તા.

# અંતર-જગત પ્રવાસ.



## પ્રકરણ ૧ લું. મન તથા શ્વાસ ક્રિયા.

માણુસ સમજની ઉમ્મરે પહોંચ્યું કેજ આ દુનિયા તથા સંસારના વિધ વિધ[1] રંગ તથા રૂપ જોવા માંડે છે.§ સર્વ સૃષ્ટિના દેખાવો મન-મોહક[2] જોઇ એમ સમજેછે કે જગત-કર્તાએ આ સર્વ જે કંઇ પેદા કર્યુંછે તે માણસ જાતનાં સુખને ખાતરછે, માટે સર્વનો ઉપયોગ મારે કરવોજ જોઇએ. પહેલ વહેલું તેનું ધ્યાન મનો-વિકાર[3] તરફ જાયછે, ને તેમાં વિષયને[4] તરત વળગી પડેછે ને તેમાંજ અખિલ[5]-બ્રહ્માંડનું સુખ માને છે, પણ તે એમ જાણતું નથીકે એવોજ વિષયતો ભુંડ તથા આખલામાં પણ છે; જરા જરામાં તપી જઇ ક્રોધના આવેશમાં આવી મારફાડ કરેછે, પણ તે એમ જોતું નથી કે એ સ્વભાવ તો વાઘ વરૂમાં પણ છે; કોઇનું સારૂં જોઇ તરત અદેખાઇ કરે છે, પણ તે સમજતું નથી કે એ ગુણ તો કુતરાંમાં પણ છે: વારંવાર માયામાં[6] લપટાઇ જઈ સ્વાર્થને ખાતર લુચ્ચાઇ ને દગલબાજી રમે છે, પણ તેને માલમ પડતું નથી કે એવી પ્રકૃતિતો શિયાળમાં હોયછે. **પ્રાણી માત્રમાં માણસતો ઉત્તમ પ્રકારનું છે, ને તે ઉત્કૃષ્ટપણું[7] શાથી તેને મળ્યું છે તે તેણે પ્રથમ જાણવું જોઇએ. એ ઉત્કૃષ્ટપણું તેની અક્કલ તથા વિચાર શક્તિને લીધેછે. માટે અક્કલ તે શું અને વિચાર એ શું, તેનો તેણે અનુભવ લેવો જોઇએ. અક્કલની આંખ, સ્વચિંત્વને[8] મનની અંદર પ્રવાસ કીધાથી, ઉઘડે**

---

૧ જુદા જુદા. ૨ મનને મોહ પમાડે તેવા. ૩ મનમાં થતા વિકાર. ૪ ઇશક, પ્યાર. ૫ આખી દુન્યાં. ૬ ખોટા દેખાવ. ૭ સરસ હાલત. ૮ પોતાના જીવ સાથે વિચાર કર્યા કરવો તે.

§ મગજ વધતાં વધતાં પુરતા કદનું થઇ રહેકે પુરતી અક્કલ મનુષ્યમાં આવી ઉભી રહેછે. એ દેખાવ ૧૬-૨૦ વરસની વયમાં દેખાયછે.

**છે, ને તેથીજ માણસ શું, ને ઇશ્વર શું છે તે તેના જાણ્યામાં આવેછે.**

માણસ જ્યારે સંસારની ખટપટથી એક કોરે બેસી, નિશ્ચિંત રહી, પોતાનું ધ્યાન ઈશ્વરમાં પોરવી, આંખ બંધ રાખી, એકજ તરફ નજર ચોંટાડી, પોતાનાં દિલનો અંતર ભાગ જુએછે* ત્યારે તેને જણાયછે કે—

"**મન**નુ" રહેઠાણ શ્વાસ લેવાની તથા શ્વાસ બહાર કાઢવાની નળીમાંડ્ઢ છે, ને તેનો પ્રવાહ છેક ફેફસાંથી તે ભેજાં સુધી ચલાવે તો ચાલેછે. મન હંમેશ ચંચળ અને જાગૃત રહેછે; તેની ક્રિયા, પ્રાણી માત્રમાં જ્યાં સુધી જીંદગી હોય ત્યાં સુધી, ચાલ્યા કરેછે. જ્યાં મનછે ત્યાં કોઈને કોઇપણ જાતના વિચાર શ્વાસો શ્વાસ થયાજ કરવાના, ને તે વિચારને લીધેજ મન ચંચળ, તથા હરેક હાલત (જાગૃત, સ્વપ્ન કે, સુષુપ્તિ[૧]) માં પોતાની ક્રિયા ચલાવ્યાં કરતું રહેછે.

"**'વિચાર'** એ શું છે; તે ફકત એક મનસ્–તત્વ–વિત્ યોગીજ સમજી શકે છે. વાજાંની પેટીને ચોકસ રીતે, તેની કળપર ઓછું વધતુ દબાણ રાખી, તેનાં ફુંકણાંને દબાવીએ છીએ કે તાણીએ છીએ તેમ તે માંથી અંદરના વાયુની ગતિથી, મધુર સ્વર નિકળે છે. તેજ પ્રમાણે શ્વાસની નળીમાં રહેલા વાયુને શ્વાસો શ્વાસ ઓછી વધતી ગતિ આપવાથી વિચાર ઉત્પન્ન થાય છે. જેમ નાનપણથી જીભને એવી ટેવ પાડી હોય છે કે તે વડે જે શબ્દ† આપણે ઇચ્છિએ તે બોલી શકીએ; તેમ

---

૧ ભર–ઉંઘ.

* " કોઇક વસ્તુનું ચિંતવન કરવું તે તેને મનની અંદર જોયા કરવું છે, અને આ દેખાવને અંતર–દૃષ્ટિ કહેછે" —Temple of Rosy Cross. p 53

§ ખરેખરી જગા જોતાં, એ નળીના ઉપલા છેડે ભેજાંનાં થડમાં તે છે, પણ આપણો શ્વાસોશ્વાસ ફેફસાં વડે છાતીમાં ચાલેછે તેથી આપણું ધ્યાન એ નળીના નિચલે છેડે રહેછે; ને તેમ રહેવું એ સ્વભાવિક ક્રિયાને લીધે છે, તોય તો આપણે કેટલીક વાર આપણું મન એ નળીની અધવચની ઉપર દેખીએ છીએ.

† શબ્દ પણ પ્રથમ વિચાર વિના ઉત્પન્ન થતો નથી. બોલવું ને વિચારવું એમાં કંઇ ફેર નથી. વિચાર સામા માણસને જણાવવા, જુદાંજુદાં સ્થાને જીભ લગાડી લગાડી તેની ગતિવડે હવાને ગતિ આપવી પડે

કુદરતનું વળણુ એવું છે કે એ નળીના વાયુને શ્વાસના ટકોરા મારી, તે-માં ગતિ ઉત્પન્ન કરી, જે વિષે આપણે ઈચ્છા કરી શકીએ તેનો વિ-ચાર પેદા કરી શકીએ. એ શ્વાસના ટકોરાનો અનુભવ લેતાંજ ઈચ્છા શું છે તે જણાય છે, ને ઇચ્છાનું બળ કેટલું છે તે જાણ્યામાં આવે છે.

'ઇચ્છા', એ દમને એકદમ જોરમાં આંચકો માર્યાથી થાયછે§ તે શ્વાસની નળીના હેઠળના ભાગના તંતુના, એક્કે જોસ્સે, ઉછળવાથી જ્યારે થાય છે ત્યારે તેનો પ્રવાહ સબળ હોય છે; અને સબળ પ્રેવા-હ જ્યારે કોઇ યોગી જેવા ધર્મિષ્ટ પુરૂષનાં દિલમાંથી નિકળે છે ત્યારે માણુસને તેનાં ધારેલાં ફળની પ્રાપ્તિ[1], બહુ કરી, થાય છે. ખરાં દિલના આશિર્વાદ કે દુઆની ઉત્પત્તિ તે એજ છે. જ્યારે મન શાંતિમાં હોય ને હર્ષમાં આવે ત્યારે આ ઇચ્છાનાં શુભ પરિણામ મળે છે; પણ જો મન-માં ત્રાસ, ખેદ, કે દુઃખ હોય, ને આ પ્રકારની ઇચ્છા ઉત્પન્ન થાય તો તે "હાય, અંતરની હાય, આંતરડીની હાયૃ" કહેવાય છે; ને જે કાંઇ બુરૂં ઈચ્છયું હોય તેનાં પરિણામ ઉત્પન્ન થયા વિનાં રહેતાં નથી. પાટણ ત-થા કાઠીઆવાડમાં આવેલાં વલ્લભીપૂરનો નાશ યોગીની આવીજ ઇચ્છાએ થયો હતો.† દમયંતી પણ યોગીની આવીજ ઈચ્છાએ પેદા થઇ હતી. આ પરથી તરૂણ[2] માણસે સમજવું જોઇએ કે યોગી જેવા ફકીર, સાધુસંત, વૈરાગી, કે દુઃખે પીડાતાં કે પીડાઇ રહેલાં માણસની, કે એકજ વિચારનાં,

---

છે. એ ગતિવડે થતાં ઉચ્ચારણે સામો માણુસ તે વિચાર સમજી જાય છે. બોલવું કંઇ વિચારવું કંઇ—એમાં વિચારની બે ક્રિયા ચાલે છે તેથી તે-મ થાય છે.

૧ મળવું. ૨ જુવાન.

§ આ ક્રિયા હજી કાર્ય (effect) છે. સાધારણ માણુસ સમજી શકે તેથી એ ક્રિયા ઈચ્છા તરીકે, કાર્ય છતાં, વર્ણવીછે. ઇચ્છા (Volition) નું ખરેખરૂં કારણ (cause) આ છેઃ- જેમ મોહાંની હવા અંદર ખેંચી, ગાલનાં ચા-મડાં ચાવણ્યાંમાં દબાવી, ગાલમાં ખાડા પાડી પાછી હવા છોડી દેતાં ઉ-પસેછે; તેમ આપણી કાયિક વિજળીને મગજનાં ઉંડાણમાં ખેંચી પાછી ઝટ છોડી દઇએ છીએ તેથી શ્વાસમાં આ ગતિ આવે છે, ને તેને આપણે ઈચ્છા સમજીએ છીએ.

† "આ દુનિયાપર હું શક્તિવાન છું, અને તેની વેરાની તથા આબા-દીપર અખત્યાર રાખું છું"—બમે ખુશરો. †જુઓ ગુજરાતનો ઇતિ-હાસ પાનું ૧૧.

ઘરડાં માણસની હાય, કદુવા કે શ્રાપ કદી પણ ખાવા નહીં,* અથવા ખાવા પડે એવો સંભવ આવવા દેવો નહીં. બધાંજ માણસને કંઇ આવી ઇચ્છા ઉત્પન્ન થતી નથી.§ આવી ઈચ્છા કરવાને બહુ વખત તથા ઘણાક ગુણ ધારણ કરવા પડે છે. જેમ એક જુવાન માણસનાં માંસ લોચામાં આંગળી ઘોંચ્યાથી ખાડો પડે છે, ને આંગળી ઉઠાવી કે તરત તે માંસ પાછું ઉઠે છે; તેજ પ્રમાણે ઇચ્છાનો પ્રવાહ કાઢતાંજ કંઇ બીજો ઉલટ વિચાર આવી તે પ્રવાહ જો તુટતો તુટતો ને અટકી અટકીને બહાર નિકળે છે તો જે તંતુ[1] વડે શ્વાસના વાયુને ગતિ મળી તેજ તંતુ પાછા હઠે છે, ને તેથી કરેલી ઇચ્છાનાં પરિણામ ઉપજતાં નથી, ને ઘણીક વેળા ઉલટી તેની માઠી અસર ઇચ્છાના પ્રવાહ ચલાવનારને થાયછે. માટે જાણવું જોઇએ કે ઇચ્છાની વખતે ઇચ્છા કરનારનાં દિલમાં કશો શક કે ખુતરો[2] મુદ્દલ આવવો નહીં જોઇએ; અને ખાતરી ભરેલાં મક્કમ[3] દિલથી, એકદમ જોસ્સાભેર ઇચ્છાનો પ્રવાહ† નિકળી આવવો જોઇએ, ને તેટલાજ માટે દુવા દેનાર કે કલ્યાણ ઇચ્છનાર ધર્મિષ્ટ જણને આપણાં વધારે દુ:ખની વાત ન કહેવી; કારણ કે જ્યારે તે સઘળી હકીકત એકી નજરે ધ્યાનમાં લે છે ત્યારે મન કંઇક પાછું હઠે છે, ને ધારેલી નેમ પાર પડતી નથી. કેટલીક પ્રાર્થના એવી છે કે તેમાં તેનો એકનો એક ભાગ ત્રણવાર કે સાતવાર ફરી ફરીને ભણવાનો હોય છે; તે પણ એજ નિયમ પર, કે તેમ કીધાથી અંદર સમાયલી ઈચ્છાનો પ્રવાહ જોરમાં ને જોરમાં નિકળે.

જેઓ મેલી વિદ્યાના મંત્ર મુંત્ર‡ ડગડગિત[4] મનથી કરે છે તેઓને

---

૧ માંસના દોરી જેવા રેષા. ૨ સંદેહ. ૩ દૃઢ. ૪ ડગડગ્યા કરતું.

* બીજાની દુષ્ટ ઇચ્છાએ ઘણાંક માંદાં પડયાં, ને મરી ગયાંછે, ઘણાંક ફટકી ગયાં છે. Temple of Rosy Cross—P. 205

§ એવી શક્તિ જો દરેક માણસમાં હોત તો અપરાધીને શિક્ષા કરનાર જીવતા રહેવા પામત નહીં. શિક્ષા—ગુરૂનો ધંધો એ કોઇ કરત નહીં, કારણકે તે પણ માર—મરાયલાં છોકરાંની હાયથી જીવતા રહેવા પામત નહીં

† દાણા કે પાણી પર મંત્ર ભણી તે પર યોગી ત્રણ ફુંક જુસ્સાથી મારેછે તે આટલીજ મતલબ સારૂ.

‡ "કલ્પનામાં ચકચુર સ્ત્રી પુરૂષની સબળ ઇચ્છાએ દુશમનમાં

મોડાં વહેલાં તેનાં પ્રતિકૂળ[1] મળ્યાં વિના રહેતાં નથી, ને પોતાની સ્થિતિને હાથે કરી સ્વભાવિક રહી શકે તે કરતાં ઉલટી ખરાબ કરી નાંખે છે એટલા માટે એ વિદ્યાને પારસી ધર્મમાં દરેક ઠેકાણે હિણી છે.

સુજ્ઞ વાંચનારે ઇચ્છાની સમજણપરથી બીજી એ શિખામણ લેવાની છે કે કોઇ આગળ, સાચું ભલું મનાવવા, કે ટેક જાળવી રાખવા, પોતાના વિષે બુરું નહીં ઇચ્છવું,‡ કે ખોટા સોગંદ ન ખાવા, કે કોઇને અંતઃકરણથી શ્રાપ ન દેવા. કારણ કે શ્રાપ જ્યાંના ત્યાં આવે છે: કડવું કાપતાં મિઠું કપાય છે.

જેમ શ્વાસની નળીમાં ધ્યાન રાખ્યાથી, શ્વાસની હાલચાલે, વિચાર ઉત્પન્ન થાય છે; તેમજ વિચારના પ્રવાહને તે નળીના હેઠલા છેડાના તંતુ પર જોરમા ફેંક્યા કર્યાથી તેનો પ્રત્યાઘાત મગજના છેક છેડે થવાથી **"સ્મૃતિ"**[2] ઉત્પન્ન થાય છે.§ જેમ તંતુ¶ કૌવતમંદ ને સ્થિતિસ્થાપક તેમ સ્મરણ[3] શક્તિનું વિશેષ બળ* રહે છે, જેનું ભેજું નબળું હોય છે તેનામાં સ્મરણ શક્તિ ઓછી હોય છે, ને તેમ વૃદ્ધ જનમાં થતું જોઈએ છિયે. માણસ અતિ વિષયી[4] થવાથી, તેના તંતુ ઢીલા પડી જાય છે ને સ્મૃતિ તેનામાં તીવ્ર[5] રહેતી નથી. પારસીમાં કેટલુંક ભણતર ભણતાં અધ્યારૂ હોમનાં[6] ડાખલાં છુંદીને તેનું પાણી પીએ છે તે એજ નિયમપર ધ-

---

દો પડેછે, અને ધીમે ધીમે મૃત્યુ પામેછે, તે વશ થાયછે કે પાછો મિત્ર થાયછે"–Temple of Rosy Cross P. 159

૧ બદલો. ૨ યાદ ૩ યાત. ૪ ઈશકમાં લપટાઇ રહેનાર. ૫ તેજીવાળી. ૬ સોમને મળતું ઝાડ "જીવનનું ઝાડ" જે મુસાએ વર્ણવ્યું છે તે ખરેખરૂં ઝાડ હોય તો તે આ ઝાડ હોવું જોઇએ—જુઓ P. 184, Vegetable Products by Birdwood.

‡ હુમાયુ બાદશાહ જ્યારે મરણતોલ માંદો થઇ ગયો ત્યારે તેના બાપે એવી ઇચ્છા કીધી કે એનું દુખ મને થાય અને એ છોકરો ઉઠે, તે આખર તેમજ થયું તે એજ સબબે.

§ "સ્મરણ શકિત એ મનની અમુક ક્રિયાનું ફળછે"–Memory by Stokes.

¶ "મન સુધારવા માટે, તંતુઓ તથા તેમનું મૂળ જે મગજ તેની તેજી વધારવી" Temple of Rosy Cross.

* અવધાન શક્તિ એવાં બળેજ જન્મી શકેછે. એ શકિત વડે માણસ એકી વખતે અનેક બાબતો સાંભળી તે સઘળી યાદ રાખેછે.

મિષ્ટ પારસીઓ પોતાનાં તરતનાં જન્મેલાં છોકરાંને બીજું કશું પાવા કરતાં પ્રથમ હોમનુંજ પાણી પાય છે કે તેથી કરી તેની આંતરડીની ચામડીના તંતુ કૈવત ને તાકાદવાળા રહે§ વિચારનો તો એકનો એક પ્રવાહ ફરી ફરી તંતુપર ફેંક્યાથી સ્મૃતિ ઉપજે છે, ને જેવા કૈવતમંદ[1] જેના તંતુ હોય તેવું, તેને થોડી કે ઘણીવાર, એવી ક્રિયા કીધાથી યાદ રહે છે. જુવાન નાનાં છોકરાંને વહેલું યાદ રહે છે; બાળકને તે ન સમજે તેવી પ્રાર્થના કે કવિતા બે ચારવાર રોજ બોલાવ બોલાવ કીધાથી તેને ગોંએ તરત ચઢે છે, તેમજ પોપટ જેવાં અજ્ઞાન, પણ શાણાં, પક્ષીને મધુર વાણી બોલાવ્યા કીધાથી તે પણ તે બોલે છે. આ સર્વ સ્મૃતિની ઉપર કહેલી રચનાને લીધેજ બને છે. જેમ જેમ માણસ ઉમ્મરે પુગતું જાય છે તેમ તેમ તેના તંતુ નબળા થતા ગયાથી યાદ કમ થતી જાય છે. માટે સુજ્ઞ વાંચનારે આ પરથી શિખામણ એટલીજ લેવાની કે જેમ બને તેમ તંતુઓને કૈવતમંદ રાખવા; તેઓમાં કૈવત હોય તોજ વિચાર કે ઈચ્છાનો પ્રવાહ ધારીએ તેવો નિકળે. જેના એ તંતુ નબળા હોય છે તેનાથી લાંબા વિચાર થઇ શકતા નથી† હાથ-રસનાર[2] શોખીનના પણ છેવટ આવાજ હાલ થાય છે. તેનાથી ગુંચવણ્યા વિચારમાં પુરતું પેસી શકાતું નથી; ને બેના નબળા તંતુથી સૌ અકારૂં લાગે છે

૯ સ્મૃતિ જાગૃત અવસ્થામાંજ પેદા થાય છે એટલુંજ નહીં, પણ જે કંઇ બહારના ઇંદ્રિઓવડે જોયલું, સાંભળેલું, બોલેલું, ચાખેલું, કે અડકેલું ને તે વિષેના વિચાર મનમાં ઉત્પન્ન થયલા, તે સ્વપ્ન કે સુષુપ્તિ[3] હાલતમાં પાછા ઉઠવાથી એ હાલતોમાં પણ તે ચંચળ રહે છે. એનું કારણ એ છે કે જ્યારે માણસ જાગૃત અવસ્થામાં હોય છે ત્યારે પોતાનાં

૧ શક્તિવાન ૨ અસ્વભાવિક ક્રિયાએ શરીરમાંથી વીર્ય કાઢવું તે. Masterbation. ૩ ભર ઉંઘ.

§ મૂળ મતલબ એ છે કે આત્મ-પ્રકાશ સ્વચ્છ કરવો. જ્યાં એ સ્વચ્છ થયો કે તેનું બોળિઉં નિરોગી રહે છે. એટલાજ માટે મરતાં માણસને પણ સમજુ લોક હોમ પાય છે. એ હોમમાં ગુણ છે તે પાછો તેનાપર થતી ક્રિયાએ વધે છે. "હે હોમ! તારૂં કિંચિત પાન હજાર દૈત્યોને મારવા ખપ આવે છે"—યસ્ન ૧૦

† માંદગીમાં કે માંદગી ભોગવ્યા પછી તરતજ, એજ કારણે ઉંડા વિચાર થતા નથી ને પાછલું ભેજું ઝટ દુખવા માંડે છે, તે પણ ઉપલાં કારણે.

શરીરના બહારના ભાગોને તેમજ શરીરની અંદરની ક્રિયા પોતાના મરજી પ્રમાણે ચલાવવાને સર્વેને પોતાના અખત્યારમાં રાખે છે. પણ જ્યારે તે ઉંઘે છે ત્યારે બહારનું શરીર બેભાન તથા સુસ્ત થઇ જાય છે અને તેની પાંચે ઇંદ્રિઓ મંદ મારી જાય છે, પણ અંતરની ક્રિયા ચાલતી અટકતી નથી. જ્યાં સુધી માણસનો દમ ચાલે છે ત્યાં સુધી શ્વાસોશ્વાસથી ઉત્પન્ન થતા વિચાર એક પળ પણ બંધ પડનાર નથી, ને તેથીજ કરી સ્મૃતિનો ભાષ[1] દેખાય છે.

"ઉંઘ" યાને "નિદ્રા" એ શી વસ્તુ છે? ખોરાક ખાધાથી તેની ગરમી પેટમાંથી મગજે ચઢેછે તે ગરમીછે.§ એક સાધારણ અવલોકને આપણે જોઇએ છીએ કે બપોરે કે રાતે ખાણું ખાઇ રહ્યા પછી જરાક વાંસો નાખતાં ઉંઘ આવી જાયછે, કુતરાંને કે બાળકને નહવાડયું કે તરત અવાચીર[2] ખાઇ ઉંઘમાં આવીજાયછે; દારૂ.તાડી પીધાથી કે અજીરણ ખાધાથી, કે કંઇપણ નીશો કરવાથી મગજે ગરમી ચઢેછે ને નિદ્રાવશ[3] થઇ જઈએ છીએ. એ હાલતમાં આપણે કંઇ કંઇ દેખાવ જોઇએછીએ આપણે જ્યાંના ત્યાં, જીવ શરીરમાં, ને આતાળ પાતાળ ફરી વળીએ છીએ; માબાપ, ભાઇબંધ, મિત્ર, ઘરબાર, છોકરાં બચ્ચાં, દરીઆ, શહેર, મોજશોખ, ફરતું હરતું એ સર્વે શ્વાસની નળીમાં મનની ચાલતી ક્રિયાના દેખાવોછે. ને એનેજ **સ્વપ્ન કે "ખોઆબ"**‡ કહેછે. સ્વપ્ન યાને ખોઆબ ખરા કે ખોટા હોયછે, ને તે ખરા ખોટાનો આધાર મનની તથા શરીરની હાલતપર રહેછે. ક્લિષ્ટ[4] વૃત્તિઓ જેવીકે રાગ, દ્વેષ, કામ,[5] ક્રોધ ઈત્યાદિમાં મનને મચ્યું રાખ્યું હોયછે તો તમામ બીહામણાં સ્વપ્નાં દેખાશે, જેવાકે વાઘ, વરૂ, રીંછ, સર્પ એ સર્વે ક્રોધ તથા દ્વેષને લીધે નીશા તથા રાગમાં પડવાથી બદબો દુર્ગંધ, ડુબવું એવું જણાશે; અ

---

૧ ઝાંખો દેખાવ. ૨ બગાસું. ૩ ઉંઘમાં પડેલું. ૪ દુઃખ ઉપજાવનારી. ૫ ઇશક.

§ (જુઓ જામે જમશેદ ખુશરૂ) વળી કેટલીકવાર ભુખે પેટે કે થાકથી ઉંઘ આવે છે તેનું કારણ તે વખતે કાયિક વિજળી ઉલટુંજ રૂપ તથા પ્રકાર ધરે છે, તેથી ધારૂં છું.

‡ ખોઆબ—ખાબ ને સ્વપ્ન એકજ શબ્દ છે. ઝં. ખફ્ન= ફા. ખાબ, ખુઆબ. "ન" નો લોપ થતાં આગલા સ્વરની વૃદ્ધિ થઇ "ખ"અ=ખા થયો ને તેથીજ કરી "ફ" નો મહા પ્રાણ થઇ "બ" થયો.

દેખાઇ, લુચ્ચાઇ, દોંગાઈથી સર્પ, વીંછું, ઉજડ ઘરો, વેરાન જગા ને એવુંજ ડરામણું કંઇ કંઇ દેખાશે. કંઇ એમ નક્કી સમજવું નહીં કે ક્રોધ હોયતો આ દેખાય નેદ્વેષ હોયતો આ દેખાય, પણ એમકે. મનોવિકાર વાળા ષડ્ રિપુ[1] પર દાબ ન રાખ્યો તો તેમની આવી ડરામણી કૃતિ સ્વપ્નમાં દેખાયા કરેછે, નિદ્રામાં ત્રાસ પામી જીવ ચોંકયા કરેછે, ને ઉઠતાં દિલમાં દહેશત રહેછે.

સ્વપ્નામાં કેટલાક દેખાવ શરીરના પીડાતા ભાગજોડે જ્ઞાન-તંતુના સંબંધને લીધે ડરામણા દેખાયછે. જો માથામાં લોહી જામ્યું હોયછે તો ભયાનક દેખાવો જણાયછે; કોઇ પણ ભાગમાં સોજો આવ્યો હોયછે તો લોહીને લોહીઆળા પદાર્થો દેખાયછે. જલંદર થયું હોય, કે શરીરના જે માર્ગે શરીરમાંનો પ્રવાહી પદાર્થ નિકળેછે તેમાં કંઈક દરદ થયું હોય, કે વધારે તાડી કે પાણી પીધું હોય, કે ભાંગ કે સબજી જેવો નીશો વધારે લીધો હોય, ત્યારે વરસાદ, દરીઆ, નદી, કે જળાશય[3] દેખાયછે; કલેજાંનાં દરદે તથા પેટમાં આંતરડાંમાં હરકત થવાથી વિકાળ આકૃતિઓ દેખાયછે; દાંત દુ:ખતા હોયતો દાંત પડતા દેખાયછે, પગના સાંધામાં દરદ થતું હોય તો લંગડા પગ કે ભાગી ગયલા પગ દેખાએ છે; ફેફરં થવાનું હોયતો પોતાને મુડદાં માફક જોઈએ છીએ; છાતી પર લોહી જામેછે તો છાતી બેસી જાયછે, પેટમાં અજીરણ કે અપચો હોયછે તો "હોલેદિલ," ને દિલને ધાસ્તી લાગ્યા કરેછે.

પણ જો માણસ મનોવિકાર પર દાબ રાખી, મનની અક્લિષ્ટ[4] વૃત્તિ જેવીકે શ્રધ્ધા[5], ભક્તિ, મૈત્રી, ઈ૦ મનને શાંતિમાં રાખે તેવી વૃત્તિ પ્રમાણે ચાલે તો કુદરતનાં સારાં વલણ પર મન રહી સત્વ ગુણનાં લક્ષણ તરત ગ્રહણ[6] કરેછે. અને મન સાફ રહેવાથી અગમનિગમનું[7] કંઇક જ્ઞાન થાય છે§. પ્રથમ, જો માટીનાં તત્વ પર જીવ રહે છે. તો, મોટા મોટા મહેલ, ઉંચી રોનકદાર હવેલી, શોભાયમાન શહેરો, સારાં ઉંચાં ભોજન, મધુર રાગ, તથા સુંદર પીંછાંનાં પક્ષીને, ભપકાદાર પોશાકો

---

૧ ૭ શત્રુ. ૨ કરણી. ૩ પાણીનું ઠામ. ૪ દુ:ખ ન ઉપજાવે તેવી. ૫ એકીન, આસ્થા. ૬ પકડી લેવું, ૭ ભૂત–ભવિષ્યનું.

§ "કબીરા કબીરા કયા કરો, ખોજો અપનાં શરીર;
પાંચો ઇંદ્રી વશ કરો, આપ દાસ કબીર."

દેખાયછે; જો હવાનાં તત્વ સાથે આત્માને સંબંધ રહેછે તો, આપણે ઉડ તા હોઇએ તેમ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે પક્ષીની માફક ઉડીએ છી એ; જો પાણીનાં તત્વ સાથે આત્માનો સંબંધ રહે છે તો દરીએ ફર વાનું, નદી નાળાં ઓળંગવાનું, તરવાનું ને તેમાં રમવાનું આપણે દેખી એ છીએ. પોતાના નજીકના સંબંધીઓનાં સારાં માઠાં વિષે સ્પષ્ટ[1] સ્વપ્ના જોઇએ છીએ, તેઓ વિદેશમાં[2] શું કરે છે તે જોઇએ છીએ,§ આપણું સારૂં માઠું, જે બન્યું છે પણ જે હજી આપણે જાણ્યું ન હે ય, તે જાણીએ છીએ; તેમજ તે બનવાની અગાડી આપણને શહેજ ખ- બર પડે છે. સારાં માણસોનાં, અગર તેમની સાથે આપણને સંબંધ પ- ણ ન હોય તોય, તેઓનાં મોત વિષે આપણને ખબર પડે છે. એના જે વા દેખાવ સ્વપ્નમાં અક્લિષ્ટ વૃત્તિવાળાં માણસોને શરૂઆતમાં દેખા- ય છે. એની સાથે બીજા કેટલાક દેખાવ તેનાં ખરાં રૂપથી શહેજ પલ- ટાઇને[3] માલમ પડે છે, ને તે માણસ અક્કલ દોડાવે છે તો તરત સમ- જી શકે છે. જેમ સૂર્ય તથા અગ્નિનો જાતિ ગુણ એ છે કે પ્રકાશ તથા ગરમી આપવી, તેજ પ્રમાણે આત્માનો જાતિ ગુણ પ્રકાશ તથા જ્ઞાન છે. જ્યારે માણસ યોગ–આસનપર[4] એકાગ્ર[5] ચિત્તથી બેસી મનસોચ્ચા- રણ[6] કરતું હોય છે ત્યારેજ તે જાણે છે કે આત્મા કેવો ને ક્યાં રહે છે.

---

૧ ખુલ્લાં. ૨ પરદેશ. ૩ બદલાઇને. ૪ યોગીનીબેઠક. ૫ એ કી નજરનું. ૬ મનવડે બોલ્યાંકરવું તે; મનની પ્રાર્થના

§ આવોજ દેખાવ મેઝમેરિઝમ ચલાવનાર Sympathyવડે જોવા- ડી શકેછે. હિંદુ જેને વીર કહેછે, તેનાજ જેવી પોતાના આત્મા સાથે વ- સતી યોનિને મુસલમાન "હમઝાત" કહે છે તેને તાબામાં રાખી સામા આદમીમાં તેને ઉતારી તે સર્વ ચમત્કાર દેખાડે છે પણ સુધરેલ લોકને આ અંતર જ્ઞાનની ખબર નથી.

જોઈએ એમ હોય કે જોઇએ, જોનાર ( Subject of mesmerism) નો જીવ (spirit=ફ્રવષિ, જે પાછળથી બગડી જઇ રખ ડયા કરવાથી unconscious vampire કહેવાયછે ત) તેનાં ખોળિયાંમાં- થી નિકળી ઝટ ભમી આવતો હોય તેથી હોય.

"મેં (operator) તે મેઝમેરિઝમે ઉંઘનાર પુરૂષને કહ્યું કે આ ક- સ્બાથી બે મૈલ દુર એક ઘર છે તે જો. એ ઘર તે જાણતો નહતો અ- ને મેં તેને તે વધારે ન વર્ણવ્યું, તે ઘર તેણે જોયું અને કહ્યું કે એ- અમુક આકારનું છે અને તેનાં છાપરાંનું વર્ણન કર્યું, અને એ વાત અ- સાધારણછે. તેણે કહ્યું કે તેણે એમ કીધું કારણકે તેને તેણે જાણે ઉં-

કાંદાનાં પડમાં પડ એકપર એક વિટળાયલાં હોય છે ને છેક અંદરખાને બીજનો પીલો માલમ પડે છે, તેજ પ્રમાણેનો આત્મા છે. જેમ કાળી વાદળીથી સૂર્ય તથા ચંદ્ર ઢંકાઈ રહે છે ને તેમનો આભાસ[1] સરખો પણ માલમ પડતો નથી, તેમ તમોગુણના[2] અંધકારે આત્મા પણ ઢંકાઇ રહ્યો હોયછે;§ જ્યારે માણુસ અક્લિષ્ટ વૃત્તિ ગ્રહણ કરે છે ને મનો-વિકારને, નબળા બનાવી, દબાવી રાખે છે ત્યારે તે અંધકાર ધીમે ધીમે નિકળતો જાય છે ને આત્માનો પ્રકાશ દેખાતો જાય છે; પહેલાં દીવેટના પ્રકાશ જેવડો, પછી ગલાસની બત્તીના દીવા જેટલો, પછી નાના તારા જેટલો, પછી શુક્રના તારા જેટલો, પછી નાના ચંદ્રમા જેટલો દેખાય છે; ને તે પ્રકાશ દેખાયો કે તે પ્રકાશનો અંતર ગુણ, જ્ઞાન, તેનાં દિલમાં પ્રગટે છે; આત્માના પ્રકાશનું નાનું મોટું દેખાવું કુદરતનાં સારાં વળણ, (જેને પારસી પોતાની ભાષામાં "અષોઇ" કહે છે તેને) અનુસરવા[3] પર આધાર રાખે છે. માટે એ પરથી સમજવું જોઇએ કે અક્લિષ્ટ વૃત્તિનાં માણસને સ્વપ્ન મારફતે જે કાંઇ અગમચેતી થાય છે તે પોતાના સાફ કરેલા આત્માના પ્રસરતાં જ્ઞાનને લીધેજ થાય છે. સ્વપ્નમાં સામાં આદમીને બોલતાં તથા આપણે તેનું સાંભળી તેને બોલતાં જોઈએ છીએ, તે આપણા વિચારની ગતિ તથા તેની ચાલતી ક્રિયાને લીધે આપણને એવો આભાસ દેખાય છે. એકાંતે આપણા જીવ સાથે એખલા મનમાં ને મનમાં વાત કરતા હોઈએ છીએ ત્યારે આપણે બોલતાજ હોઇએ તેમ આપણને લાગે છે, તેજ પ્રમાણે યોગ-આસન પર બેઠા પછી

---

૧ ઝાંખો દેખાવ ૨ જે ગુણ વડે મનુષ્ય અંધકારમાં પડેછે તે. ૩ પુઠે ચાલવુ; તેમુજબ કરવું.

ચેથી જોયું. મેં પછી તેને કહ્યું કે તું કોલોન (Cologne) જા, અને તેણે મને "તરત" કહ્યું કે તેણે તે પક્ષીની આંખના દેખાવે અથવા તેણે બલુનમાંથી જોય તેમ જોયું. જ્યારે તેને કોઇ પુરૂષ વિષે પુછવામાં આવતું ત્યારે તે પુરૂષને તે કોઇ અમુક જગામાં ન જોતો. પણ પોતાની માફક હવામાં કે આકાશમાં અતરંગ ફરતો જોતો. અંતર-દ્રષ્ટિએ દુરના પુરૂષોને તે જોઇ શકેછે, તેમની સાથે વાત કરેછે, તેમને સવાલ કરેછે અને તેનો જવાબ મળેછે" —Animal Magnetism, by Dr. Gregory.

§ "તું જાણે હર દુર હે, પણ હર હે હિરદે માંહી,
ભીતર તાટી કપટકી, તાસે સુઝત નાહી" —કબીર

જ્યારે મનમાં વિચારો દોડે છે ત્યારે તે જાણે કોઈ બોલતું હોય ને આપણે તેને બરોબર સાંભળતા હોઈએ તેમજ લાગે છે. તે બોલવાનો સ્વર[1] ખુલ્લો સંભળાય છે. સામા આદમીનો સ્વર હેઠેથી શ્વાસ બહાર નિકળે છે તેની સાથે આવે છે ને આપણો ઉત્તર, શ્વાસ અંદર લેવાની સાથે જાય છે. જેટલાં જોરમાં શ્વાસ ચાલતો હોય, તેટલાં જોરનો તે સ્વર દેખાય છે. કેટલીક વેળા સાફ દિલનાં પવિત્ર માણસો સ્વપ્નમાં દેવ-વાણી સાંભળે છે તેનો અવાજ માથાંની આગળથી કશામાંથી એકદમ ફાટીને આવ્યો હોય તેવો લાગે છે.

હવે એ સ્વપ્નમાં દેખાતા દેખાવ શું છે? આગળ કહ્યું છે તેમ **સ્થૂળ[2] શરીર,** જેને મુસલમાન સાલેક[3] "**જાહેર હવસ**" કહે છે તથા આપણે સાધારણ ભાષામાં **પંચ ઇંદ્રિ** કહીએ છીએ, તેવડે આપણને જાગૃત અવસ્થામાં ભાન રહે છે, અને જે કાંઇ મનનો વ્યાપાર ચાલે છે તે જાણી શકીએ છીએ; અને તે વ્યાપારને આપણી ઇચ્છાના અખ્ત્યારમાં રાખીએ છીએ, અને જે વિષય ધારીએ તેનાપર તે વ્યાપાર, મનનો સ્વભાવિક વિષય પડતો મુકી, ચલાવી શકીએ છીએ; અને કલ્પના વડે, જે જે વિષયપર મન ચલાવીએ, તેની આકૃતિ ધારી ચિત્તમાં પાડી, જોઇ શકીએ છીએ; પણ જ્યારે સ્થૂળ શરીર મંદ થઈ બેભાન હાલતમાં રહે છે ત્યારે તેનો દરેક ભાગ પોતાનું જાતી કામ બજાવવાને માટે સુસ્ત થઇ નકામો જેવો થઈ રહે છે, તોય **સૂક્ષ્મ[5] શરીર યાને શરીરની અંદરના હવસો** (જેવા કે[4] મહાપ્રાણ[6], મન, બુદ્ધિતત્વ)પોતાનું જાતી કામ, હમેશ જાગૃત તથા હોશિયાર રહી, રાતદિન કર્યા કરે છે; તેમનાપર સ્થૂળ શરીરની બેભાનીમાં માણસનાં મનની ઇચ્છાનો અખ્ત્યાર રહેતો નથી; અને જાગૃતમાં જે જે દેખાવ કલ્પનાશક્તિ વડે આપણે મનમાં,-તેમની શુદ્ધ આકૃતિ સહિત, દેખીએ છીએ, તેજ દેખાવ તેમની પૂર્ણ આકૃતિ સહિત આપણો આત્મા આપણી સ્વપ્ન અવસ્થામાં એક ઠેકાણે રહી જોયા કરે છે. સ્વપ્નમાં દેખાવ દેખાય છે તે જ્ઞાની જ-

---

૧ અવાજ. ૨ દેહવાળું, જાડું ૩ સીધે રસ્તે ચાલનાર, યોગી (મુસલમાન) ૪ ક્રિયા. ૫ ઝીણું. કાયા વગરનું. ૬ શરીરમાં રહેતો વાયુ.

ન તથા કવિઓ ખોટા, ઠગારા, તથા માયારૂપ છે એમ કહે છે. તેનું તેમ દેખાવાનું ખરૂં કારણ તે એજ છે, કે તે સર્વે કલ્પનાના ભાસ છે, પણ એ ભાસ માયા--લુબ્ધ[1], વિકારી, અજ્ઞાન તથા સંસાર–ખટપટી માણસનેજ દેખાય છે, આત્માનાં જાતિ જ્ઞાન વડે જે દેખાય છે તે ભાસ ખરી હકીકતનાજ હોય છે, ને તે ભાસ સત્વ ગુણ[2] ધારણ કરવાપર આધાર રાખે છે. જેમ એક લોહ–ચુંબક લોઢાના કટકામાં પોતાનો જાતિ ગુણ (આકર્ષણ શક્તિ) પ્રવેશ કરી તેને ખેંચે છે, અને તે કટકો પાછે તેની જોડે જો સોય, ટાંકણી જેવી હલકી લોખંડની વસ્તુને વળગાડીએ તો તેને પણ તે (કટકો) સાથે ખેંચે છે; તેજ પ્રમાણે એક સત્વ ગુણ બીજા સત્વ ગુણમાં તરત પ્રવેશ[3] થઇ પોતાની જાતિ ગુણ–શક્તિ પ્રગટ કરે છે.

શ્વાસોશ્વાસ વડે મનની રચના જણાયાથી હરેક માણસ સમજી શકશે કે મન એ પ્રાણી માત્રમાં છે, ને શ્વાસોશ્વાસ ક્રિયા વડે ગમે તેવું નાનું કે મોટું પ્રાણી હોય તોયે સ્વપ્ન તેને આવેછેજ. ઘણાક પશુ જેવા કે ગાય, બળદ, ઘોડા, ગધેડાં, કુતરાં, ભેંસ, તેમજ બાળક ને પશુ–બચ્ચાંને ઉંઘમાં ચોંકી ઉઠતાં જોઇએ છીએ ને વળી પાછાં તરત ઉંઘમાં પડતાં દેખીએ છીએ તે એટલાંજ સ્વપ્નનાં કારણથી. પશુ, પક્ષી, માછલી, કીડા,§ સર્પ વીંછુ, જેમનામાં પ્રાણ ચાલે છે તે સર્વ પ્રાણીઓમાં મન હોય છે, ને જ્યાં મન છે ત્યાં વિચાર, સારો કે માઠો, ઉત્પન્ન થયા વિના રહેતો નથી; અને વિચાર ઉત્પન્ન થયો કે તેમાં સમજ શક્તિ પણ સાથેજ રહેવાની. પ્રાણી માત્રમાં **અંગજ્ઞાન**[4] તથા સમજ શક્તિ તે જન્મ્યું ત્યારથી હોય છે તે એજ કારણને લીધે હોય છે. તે સમજ શક્તિ જેમ જેમ પ્રાણી મોટું થતું જાય છે તેમ તેમ અભ્યાસ તથા મહાવરાથી થોડી ઘણી વધતી જાય છે. અલ્પ જાતનાં પ્રાણીઓમાં તેમનાં નાનાં બચ્ચાં પોતાની જાતનાં પ્રાણી જેટલું કરી શકે, તેટલું, કરવાનું દેખી દેખાને શિખે છે; સ્વભાવિકપણે જેટલું તેમને

---

૧ માયાથી લોભાઇ ગયલો. ૨ નેકી. ૩ દાખલ થવું. ૪ જન્મથી મળેલી બુદ્ધિ.

§ "કીડા માત્ર, મોં વાટે નહીં પણ તેમની બાજુએ કાણાં હોય છે ને વડે શ્વાસોશ્વાસ ચલાવેછે"—Paley

આવડે તેથી વધારે તેમને આવડી શકતું નથી; પણ જો તેમને ટેવ પાડી બીજું બીજું શિખવે તો તેઓ શિખી શકે છે, જેમકે વાંદરાં તથા રીંછ જે શિખવે તે ચાળા કરી દેખાડે છે, પોપટ જે મધુર શબ્દ શિખવે તે બોલી શકે છે, કુતરાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે આપ્યું હોય છે તે લઇ જાય છે; કબુતર ચિઠ્ઠીઓ લઈ જ્યાં જવું હોય ત્યાં જાય છે. એમ ઉપર કહ્યા પ્રમાણેની સમજ શક્તિ દરેક પ્રાણીમાં હોવાને લીધે પોતાનાં સારાં માઠાં માટે તથા પોતાનાં શરીરનાં સંરક્ષણને માટે જે જે ઉપાય યોજી શકાય, તે તે કરે છે. જેનો તેમણે એકવાર અનુભવ લીધો હોય તે તેઓ તરત સમજી જાય છે; જેમકે બિલાડી કે ઉંદર એકવાર ફાંસામાંથી કે છટકાંમાંથી બચી જાય છે તો પછી તેમાં, તે તો શું પણ બીજાંએ તેની અડાસે જતાં નથી; હરણ, શિયાળ, સાબર, કાગડા, મોર, કબુતર જો એકવાર કોઇપણ પ્રાણીને ગોળીથી મરતાં જુએ છે, તો બંદુક જોતાંજ ઉડી જાય છે; જો કોઇ કુતરાંને, ઝેર ખાઇને, મરી જતાં બીજાં કુતરાંએ એકવાર દેખ્યું હોય છે તો તે તરફ તે કદી જોતું પણ નથી; જો એક ઘેટું બીજાં ઘેટાંને એકવાર કપાતાં દેખે છે તો ત્યાં તેને તાણી તાણીને કસાઇ લઇ જાય છે તોય તે જતું નથી. એમ પ્રાણીમાં જેમ જેમ અનુભવ મળે છે તેમ તેમ, તેમની સમજ શક્તિ ખિલે છે§; નહીંતર શરીરના નિભાવ તથા રક્ષણને માટે જેટલું જ્ઞાન જોઇએ તેટલુંજ તેમનામાં સ્વભાવિકપણે રહે છે. માણસને વાચા હોવાના સબબથી એક બીજાનો અનુભવ નજરે જોયાથી તથા બીજા અનુભવીનું સાંભળ્યાથી તીવ્ર સમજ શક્તિ તે વહેલું સંપાદન[1] કરે છે; એક પશુ બચ્ચાંમાં ને પ્રાણીમાં કશો ફેર નથી; તેને હસાવેલું હસે છે, ચોંકાવેલું ચોંકે છે, ને રડાવેલું રડે છે, તોય તેમાં ઉપર વર્ણવેલી સમજ શક્તિ હોવાને લીધે ધાવવાનું, માને ઓળખવાનું, માની ગેર હાજરીમાં રડવાનું, ખુશીમાં હસવાનું કે દુઃખમાં રડવાનું તે સ્વભાવિકપણે જાણે છે. વાચાને લીધે તે જે-

---

૧ મેળવવું.

§ કિંગ્સ્ટનમાં એક ખેડુતે સણના રોપમાંથી સણ કાઢવાનું કામ વાંદરાઓને શિખવ્યું ને તે તેઓ એવી હોશીઆરીથી કરેછે કે તેજ સણ તે તુંને તેવું બજારમાં વેચાયછે. એજ પ્રમાણે ચીનમાં વાંદરા પાસે ચાહ ચુંટાવવાનું કામ ચીના કરાવેછે.—ગુજરાતી ૨૯-૫-૮૭

મ જેમ મોટું થતું જાય છે તેમ તેમ તે અનુભવે સમજ.શક્તિ સુધા-રતું તથા વધારતું જાય છે, તે મોટી વયે સર્વ ખરાં ખોટાંનો તર્ક કરી શકે છે; એ પરથી એવું જણાય છે કે ઇશ્વરે જાણી જોઇને હલકાં પ્રાણીમાં વાચા મુકી નથી, ને ફક્ત મનુષ્યમાંજ મુકીછે; એવા હેતુથી કે તે સર્વ પ્રાણી મનુષ્યના કાબુમાં[1] રહે. મનુષ્યની સર્વ શકિત જો તેમનામાં મુકી હોત તો મનુષ્યને, મારવા ને દુ:ખ દેવામાં તેઓ કશા ઇલાજ છોડત નહીં, ને જેજે સુખ હાલ મનુષ્ય ભોગવેછે તે તે પુરાં કે મુદ્દલ તેને મળત નહીં. જો વાચા, ને તેને લીધેજ પ્રાપ્ત કરેલી વિશેષ સમજ શકિત, બળદમાં હોતતો મનુષ્યને બળદ કહેત "હઠ! હું હળ, ગાડી, કે ગાડું ખેંચતો નથી; ગાય ભેંસ કહેત કે હું દુધ આપતી નથી, ઘોડો કહેત હું બેસવાને પીઠ આપતો નથી; ગધેડું કહેત હું ભાર ઉચકનાર નથી, ઉંટ કહેત હું તને બેસાડનાર નથી," એમ દરેક પ્રાણી, વાચા હોતતો મનુષ્યનું માનત નહીં, ને વિશેષ સમજ શકિત હોતતો મનુષ્યની સામા થાત, ને પરિણામ એટલું નિકળત કે ખેતીનાં, ભાર ઉચકવાનાં, કે ભાર ખેંચી એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનાં સર્વ કામ મનુષ્ય માત્રને પોતાને જાતેજ કરવાં પડત, ને તેથી જેટલું હાલ અનાજ ફુલ ફળાદિ પાકેછે તેટલું પાકત નહીં; ઘી, ખાંડ, ગોળ, મિઠાઇ, મેવા, મુરબા ઇત્યાદિ જે હાલ ખાવા મળેછે તે ઘણુંખરૂં મળત નહીં. માટે વાચા ન હોવાનું દુ:ખ પ્રાણીને છે, પણ તે તેઓમાં ન હોવાને લીધે મનુષ્યને ઘણું સુખ છે. પોતાની ઇચ્છા પ્રમાણે પોતાને સગવડ પડતાં સર્વ કામોમાં તેમના કૌવતમંદ[2] બાંધાનાં વિશેષ જોરનો, ઉપયોગ માણસ કરે છે ને તે પ્રાણી કમ અકક્લને§ લીધે મનુષ્ય જે કરાવે છે તે કરે છે; પણ મનુષ્ય તેમનો ઉપકાર ન માનતાં તે પ્રાણી માંદાં સાજાં હોય તોય, કે ગજા ઉપરાંત, તેમની પાસે કામ કરાવે છે ને તેમને બહુ સતાવે છે; તેમનામાં જ્યારે મનછે ત્યારે, દરેક પ્રેકારે તેઓ હાય.સોસ કીધા વિના છોડતા નથી; માટે તેમ કીધાથી કરાવનારપર દર દમે તેમનાં મનમાંથી અફસો-

---

૧ સત્તા–અખત્યાર. ૨ મજબુત, જોરાવર

§ કમ અક્કલને લીધેજ પ્રાણી પોતાનાં બચ્ચાંને પાસે હોય ત્યાંસુધી ચહાયછે ને વિખુટાં પડયાં કે થોડા વખતમાં તે ભુલી જાયછે; તે એજ માણે ઓલિયાં પ્રમાણુસો કરેછે.

સ નિકળી હાય પડે છે. માટે દરેક માણસે તેવું ન બનવા દેવાની સંભાળ રાખવી એ તેની ઉત્તમ સમજને વટતી વાત છે. પણ મનુષ્યનો* પ્રાણીપરનો ત્રાસ એટલેથી પતતો નથી. તે સારૂં, નિરોગી, જુવાન, ચંચળ, પુષ્ટ પ્રાણી જોઇ કાઢી તેનાં ગળે છરી ફેરવેછે. હવે માણસે બારીક નજરે ઉપલું સમજ શક્તિનું વર્ણન ધ્યાનમાં રાખી ઘડીભર વિચારવું જોઇએ કે આપણા જીવપર વાઘ વરૂના ત્રાસ આવી પડેછે ત્યારે તેનાપર લાખો લાખ હાય ને શ્રાપ મારીએ છીએ; તો આ અસીલ, આપણાં ખુદનાં સુખને ખાતર પેદા કરેલાં, નિર્દોષ, રાંક પ્રાણી પોતાના ટાંટીઆ દબાતાં કે ગળું દબાઇ પકડાતાંજ કેટલી કેટલી, કેવી કેવી, ઉંડીઉંડી, કેવા કેવા જોરમાં, કેટલી કેટલી ઝડપથી, તે કાપનાર તથા ખાનાર પર હાય મારતાં હશે! ને તે કેવાં હ્રદય-ભેદક[1] ઉચ્ચારણ હશે તે યોગીજ સમજી શકે છે. "હે ઇશ્વર! આ શો જુલમ, શો ત્રાસ, શી પીડા, ને આ તે શાં અનિવાર્ય[2] અઘટિત દુઃખ! નહીં વાંક, નહીં તકસીર, નહીં વેર, નહીં દુશમનાઇ! અફસોસ, પ્રભુ અફસોસ! હે ઠાર મારનાર ખુની! હજારો હજાર હાય તારાપર પડજો! તારા હાલ મુજ સરીખાજ થજો! તારૂં સર્વ બરબાદ[3] જજો! તારૂં સત્યાનાસ હર વાતે થજો! અફસોસ! પરમેશ્વર અફસોસ! દુનિયામાં તારો ઇનસાફ નથી, આ જાન[4]. આપ્યો તેવો આખર તનેજ સોંપું છું" આવી હાય§ નફટ નાકે ખાધા પછી માણસ તેને ખુશ ખુશ થઇ ખાય છે. પણ તે શું ખાય છે?

આપણે જાણીએ છીએ કે ઝીણા ઝીણા તારને એકઠા કરી તારની સંખ્યા પ્રમાણે, કનેકવાની ચોતારી, ત્રણ તારી, કે સાત તારી દોરી બ-

---

૧ હૈયુ ફાટે તેવું. ૨ નિવારણ ન થાય તેવું. ૩ નાશ, સંહાર. ૪ આત્મા, પ્રાણ, જીવ.

* તેની બુધ્ધિ તે કયાંસુધી ચાલતી કે "રૂમી ભવિષ્ય વરતનારા (haruspices) તેને કાપી તેનાં આંતરડાં તપાસી શકુન જોઇ ભવિષ્ય કહેતા" —Travels of Polycletes

§ આવો વિચાર અકબર બાદશાહને આવ્યાથી કહેતોકે "ઇશ્વરે મનુષ્ય સારૂ અનેક પ્રકારનો ખોરાક બનાવ્યોછે, પણ અજ્ઞાનતા તથા ખાઉધરપણાંને લીધે એ જીવતાં પ્રાણીને મારી નાખે છે અને પોતાનાં શરીરને હેવાનોનું કબરસ્તાન કરેછે. હું જો રાજા ન હોતતો માંસ આહાર એકદમ છોડી દેત અને હમણાં મારો વિચારછે કે તેને ધીમેધીમે છોડી દઉં"
—આઈને અકબરી

નાવે છે; વળી એવી એવી બીજી દોરીને એકઠી કરીને સુતળી જેવી જાડી બનાવે છે; તે જાડી દોરીને એકઠી કરી વળી દોરડાં બનાવે છે. તેજ પ્રમાણે પ્રાણીના માંસની રચના છે. માંસનો લોચો તે ઝીણી ઝીણી દોરીનો, ગોઠવીને સામટો કરી રાખેલો, સમુદાય[1] છે. એ દરેક દોરીમાં લોહી વહ્યા કરે છે. દિલમાં ઓછાં વધતાં લોહી મુજબ, માંસ દુબળું કે પુષ્ટ હોય છે. માંદા પડીએ છીએ ત્યારે માંસ ઉતરી જાયછે, અને શરીરને પુરતો ખોરાક ન મળવાથી દોરીની અંદરનું લોહી કમ થતું જાયછે તેથી ચામડાં બેસી જાય છે; જ્યાંથી માંસ કાપે ત્યાંથી લોહી નિકળે છે તે એટલાજ કારણે સમજવું. સૂર્યનો પ્રકાશ એવો છે કે જે વસ્તુપર તે પડે, તે વસ્તુની હાલતમાં નિરંતર જોઇતો ફેરફાર કર્યા કરે. માટે તે પ્રકાશ કાપેલાં પ્રાણીનાં માંસપર પડવા માંડયો ત્યારથી, પ્રવાહી પદાર્થપર વહેલી અસર ચાલુ થવાથી, પહેલા વહેલાં લોહીના તથા પાણીનો ભાગ તાપે સુકાઇ ઉડી જઇ બીજો ભાગ બંધાઈ જઈ કોહોવા માંડે છે. એ માંસ જ્યાં સુધી હવામાં ખુલ્લુ રહે ત્યાં સુધી કોહ્યાં કરે છે; ને એ કોહોવાટ ભરેલાં§ લોહીને ખાઇ માણસ મઝા મારે છે. માંસમાંતો ચામડાંને છીછડાં, શેરડીના કુચા ખાવા તે નકામાં દાંત ને મોં દુખવવા જેવું છે; તેમજ આ માંસ ખાવામાં છે. લહેઝત[2] ને સ્વાદ માંસ–હારમાં[3] લાગેછે તે ફકત તે માંસમાં સમાયલાં લોહીના છે. માટે ઉત્તમ સમજ શક્તિનાં મનુષ્ય એ જાણવું જોઇએ કે, જો તે માંસ ખાતું હોય તો, તે જે કંઇ ખાય છે તે કોહો-

૧ જથો. ૨ મઝા. ૩ ખોરાક તરીકે ખાવું.

§ જે ભાગ શરીરમાં કોહોતા હોય, કે જે વસ્તુઓ શરીરમાં નકામી થઇગઇ હોય તેમનાં કોહોતાં રજકણો લોહીમાં ભરાયછે તે સાથે તે ફેફસાં અગાડી સ્વચ્છ થવા આવેછે. વળી તે લોહીમાં પિશાબ પ્રસેવ, પિત્ત ટ થવાના પદાર્થ ભેળાઇ રહેલા તે માંસના લોચામાં રહી જાયછે. માટેઆવું ગંદું લોહી ખાવાને કોરાનમાં મનાઇછે ("જે પોતાની મેળે મરી જાયછે તેને, તથા લોહીને, તથા ડુક્કરનાં માંસને ખાવા માટે તમને મનાઇ કરીછે" —સુરૈ–૨); ને તેજ રીતે મુસાએ મના કરીછે (" સઘળાં માંસનું જીવન તેનું લોહીછે, જે કોઇ તે લોહી ખાશે તેને લોકમાંથી જુદો પાડવામાં આવશે Lev.17-14. એટલાજ માટે પારસીઓ લોહી ખાતા નથી એટલુંજ નહીં પણ તેને અડકતા પણ નથી.

તું લોહી ખાયછે અને વ્યાધિ તથા દુઃખ દરદ§ પોતાનાં ઘરમાં ભરેછે. માટે માંસનો આહાર કરનાર લોકમાં જેમનાથી બની શકતું હોય તેમણે તો એ દુષ્ટ ખોરાકથી દુર રહેવું જોઇએ. લોહીનું બંધારણ ખોરાકની જાતપર હોય છે, ને ઘણાક વિકારનું મૂળ લોહીમાં હોયછે, તેથી લોહીમાં થતા બિગાડને લીધે શરીરમાં ન માલમ પડતાં દુઃખ દરદ થાય છે. આવાં અણદીઠ દુઃખ પ્રાણીમાં ન થતાં હોય? પ્રાણીને વાચા હોત તો તે અજ્ઞાન મનુષ્યને કહેત પણ ખરાં, કે તેથી તેના આહારથી તેઓ દુર રહેત. માટે મનુષ્ય જે માંસ ખાયછે તે બહુકરી દુઃખ, દરદ, ને વિકારવાળાં લોહીનો ભંડાર ખાયછે. માટે આ બે દેખીતાં† કારણ— ૧) હું હાય, ને ૨) જાું વિકારી લોહી—ને લીધે યોગી માંસનો આહાર[૧] કરતો નથી.

આ સઘળી હકીકત પરથી સુજ્ઞ[૨] જન સમજી શકશે કે હરેક પ્રાણીને તેનાં શરીરનું સંરક્ષણ કરવા જેટલી સમજ શકિત તો કુદરતે બક્ષેલી છે, ને તેજવડે કુતરી, ગાય, ભેંસ, બકરી, પોતાનાં જણેલાં બચ્ચાંને કોઇ અડકવા જાયછે, કે તેઓને પીવાનું દુધ દોહવા જાયછે કે કડવા કે મારવા આવે છે; જ્યાં સમજ શકિત છે ત્યાં ખરૂં ખોટું વિચારવાનું મન રહેછે. માટે સમજુ માણસે શિખામણ લેવી જોઇએ કે કોઈપણ નિર્દોષ

---

૧ ખોરાક તરીકે ખાવું. ૨ સારૂં જાણનાર, સમજુ.

§ પહેલ્લે નંબરે તો અપચો થાયછે. જેમ બાંધો નબળો તેમ અસર વેહેલી થાયછે. એ અપચો ઘડીઘડી થવાથી મહેલી અસર એ થય છે કે દાંતના પારા ફુલીને કળેછે, ને આખર દાંત સડીને પડેછે—Graham's Lectures. જેમ ખાનું સ્વભાવિક તથા સાદું તેમ તેને જરતાં વાર લાગતી નથી. આગલા જમાનાના લોકનાં હાડ જોતાં તેમના દરેકના દાંત અખંડ રહેલા જણાય છે—Sir John Sinclair. જેમના દાંત દુખતા હોય તેમણે ખોરાક પર વિશેષ લક્ષ આપવું જોઇએ.

† મૂળ કારણ એકે કોઇપણ જીવને દુઃખ ન દેવું કે મન ન દુખવવું. ગાય ભેંસકે બકરીને દુધ હોયછે તે તેમનાં બચ્ચાંનાં પોષણ માટે હોયછે. તે દુધ તેમને મારી કે પકડી કે બાંધી રાખી, મનુષ્ય હાયખાતું દોહી લેછે ને તેનાં દહી, માખણ, ઘી બનાવેછે. માટેજ ખરી સાત્વિક આ હાયની જણસો–દહી, માખણ, ઘી–ખાતા નથી. જે પ્રાણી આવો ઉંડો વિચાર કરે, તે માંસ કેમ કરી ખાઇ શકે? માટે માંસનો આહાર કરનાર લોકમાં જેમનાથી બની શકતું હોય તેમણે તો એ દુષ્ટ ખોરાકથી દુર રહેવું જોઇએ.

પ્રાણીનું મન દુઃખવવું* નહીં. આજના શિકાર રમવાનું શિખનાર જુવાનિયાઓએ આ વિષયપર બહુ વિચાર કરી ચાલવું જોઇએ§.

કોઇ કોઇ વાર, ઘણું ખરૂં, જાગૃત અવસ્થામાં જે જે દેખાવો જોયા હોય તથા જે જે કૃત્ય થયાં હોય કે કર્યાં હોય, તે તે ઉંઘમાં, જો કે ઉંઘતાં પહેલાં તેઓ વિષે વિચાર પણ લગારે કર્યો ન હોય, તોય, તે સર્વે દેખાવ તથા કૃત્ય આબેહુબ[1] અથવા તો શહેજ સ્વરૂપ પલટીને દેખાયછે. તેનું કારણ એછેકે એ દેખાવો તથા કૃત્યની પ્રતિમા[2] ચિત્તમાં જ્યારે, તેમને ઠસાવવાને ઇચ્છા ન કરી હોય તોપણ મનોરંજક કે મન-મોહક કે બીજી રીતની હોવાને લીધે†, ઠસી ગઇ હોયછે ત્યારે તે, સૃષ્ટિના આઘાત[3] તથા પ્રત્યાઘાતના[4] મોટા નિયમ પ્રમાણે, પાછી મન પરથી ઉઠેછે ને જેવો જાગૃતમાં દેખાવ જોયલો તેવોજ, પાણીમાં પડેલા પડછાયાનાં સ્વરૂપની માફક, દેખાયછે. આ પરથી સમજાશે કે આં દેખાવની ક્રિયા તે કંઇજ નહીં પણ સ્મૃતિનું પાછું મારતું જોરછે.

હવે સ્મૃતિના સંબંધમાં "ખાર" એટલે દ્વેષનાં અંતરાં તે શું છે તે જાણવું જોઇએ. મત્સર[5] તથા ક્રોધ, જે લોહીના વિકારછે તે, એકેકમાં મળીજઇ પોતાનાં હલકાં તથા નરમ સ્વરૂપ પર સ્મૃતિને વિટળાવી રાખેછે, ને એ દેખાવને આપણે ખારનાં નામથી ઓળખીએ છીએ. એ

---

૧ તાદૃશ્ય ૨ છબી. ૩ મારેલું જોર. ૪ પાછું મરાતું જોર.
૫ અદેખાઇ.

* એવાજ હેતુથી મુસલમાન લોક માંસહારી છતાં મહમદ પેગમબરે હાજીઓને આ પ્રમાણે ફરમાવ્યુંછે–" ઓ સાચા ધર્મિષ્ટો જ્યાં સુધી હજ કરો ત્યાં સુધી કોઇ શિકારી પ્રાણી મારશો ના; તમારામાંનો જે કોઇ પ્રાણીને મારશે તેણે બે વાજબી માણસના ઠરાવ મુજબ તેનાંજ જેવાં પ્રાણી સારૂ જેટલા પશુ અપાય તેટલા આપવા પડશે...અથવા તો તેને બદલે પોતાનાં કર્મની દુષ્ટતાનો સ્વાદ જોવા ઉપવાસ કરવો પડશે."–કુરાન–સુરો ૫.

§ જો કોઇને આ વિષય પરની ચમત્કારિક બિના વાંચવી હોયતો તેણે ઈબ્રાહમ બિન અધમ નામના વલીનો હેવાલ વાંચવો. જુઓ Specimens of Arabian Poetry by Carlisle.

† કલાલને દારૂ વિષે, કુંભારને વાસણ વિષે, મહેતાજીને છોકરાંવિષે, એમ મનુષ્યને પોતાના ધંધા પ્રમાણે, કરેલાં કૃત્ય અથવા તેમની ક્રિયા દેખાયછે તે આ કારણે.

સ્મૃતિ તે પોતાની ઇચ્છા વિરૂધ્ધ કોઇ માણસ કે પશુ પ્રાણીએ કી ધેલાં કર્મની હોયછે. માટે જે ઘડી સ્મૃતિ જાગૃત થાય છે તે ઘડી તેની સાથે ખાર પણ ઉભો થઇ રહેછે. સ્મૃતિ સ્વચ્છ અગ્નિની માફકછે. જેમ અગ્નિમાં દુર્ગંધ બાળી કે તે અગ્નિ બગડેછે ને પોતાના રંગ રૂપ બદલેછે એટલુંજ નહીં પણ તેની પાસે રહેનારની તબિયત પણ બગાડેછે; તેજ પ્રમાણે સ્મૃતિ જેવી સારી શકિતમાં ક્રોધ તથા દ્વેષનો અભ્યાસ લાગી, તે બગડી જાયછે, ને જે મનુષ્યમાં તે રહેછે તેનું મનપણ ખરાબ કરી વિકારી બનાવી દેછે; માટે ખારથી દુર રહેવું એ સારૂં છે. છેવટે જો સુજ્ઞ જન શહેજ વધારે વિચાર કરશે તો તે પોતે જાણશે કે માણસ કે બીજું પ્રાણી જેમ ખારીલું હોય તેમ તેની યાદદાસ્ત શકિત તેજ હોયછે; ને એથી ઉલટું, જેમ આદમી વિસર ભોળું કે ઓલિયું તેમ તેની યાદદાસ્ત કમ, અને સ્મૃતિ તેમાં ઓછો વખત ટકનારી સમજવી. યોગી એક કાને સાંભળી બીજે કાને કાઢી નાખવા (Forgive and Forget) નો* ગુણ વધારે પસંદ કરે છે, કારણકે તે ધારણ કરવાથી માણસ વિકારમાં લપટાતુ નથી, અને નિરાંતે સુએછે. સંસાર- અવલોકની જન આ પરથી શિખામણ લેશે કે ખારીલાં આદમીને વધારે ચીડવવું નહીં, ને તેની સાથે બનતાં સુધી કંઇપણ બુરાઇ કરવી નહીં, કારણકે તેનાં મનની ખરાબ સ્થિતિથી, શહેજ વખતની બુરાસ તે કદી ભુલતું નથી, ને તેનો બદલો વેર ભાવે લેવાને ફુંફાડા માર્યાજ કરેછે; અને ભોળાં દિલનું આદમી તે કંઈ સમજતું નથી. હવે ખારીલાં આદમીને સારી સ્મરણ શકિતનો જેટલો ફાયદો મળેછે, તેટલોજ બીજી રીતનો તેને ગેર ફાયદો થાયછે. તેનાં પર પડેલાં દુ:ખ (જેવાંકે ભાઇ, બહેન, માબાપ, છોકરાં. કે પ્યારી અર્ધાંગનાના વિયોગ કે મોતથી નિપજે તે), પોતાનાપર જુલમી ત્રાસ પડેલો તે, વિપત્તિ ગુજરેલી તે, કે ઇશ્વર—કોપ વરસેલો તે સંબંધીનાં સઘળાં દુ:ખ, જ્યારે કંઈ તેવો અવસર આવ્યોકે નજરની આગળ આવી પડેછે; તેને દિલગીર કરી તાવ સતાવ રી ઘણી વેળાતો રડાવેછે. તે પોતે સામા બોલનાર આદમીને કહેછે તારો 'આ બોલ તો કદી કાળે ભુલનાર નથી' તેમ તે બોલ તેનાથી ભુલાતો નથી. તે બોલ તેનાં દિલમાં હમેશ ખટકયા કરેછે; ને જે

---

* ક્ષમા કરી વિસ્મૃત થવું; દર ગુજર કરી ભુલી જવું.

જેમ મોટાં દિલવાળું આદમી અખાડા કરી ભુલી જાયછે તે તેનાં દિલ-માં, ખારની વૃત્તિ અંધારાને લીધે, ઉંઘતાંકે જાગતાં પ્રજળ્યા[1] કરેછે;તે-નાં છુપાં બળતરાંએ તેનું લોહી હમેશ શહેજ ઉકળતું રહેછે; છાતીએ શ-હેજ શહેજમાં ઉકળાટ ચઢી આવેછે; ને આખર સ્વભાવ બળિયેલ થઇ જાયછે. તેને સામા આદમીનું સારૂં જોવા ગમતું નથી. તેનાં દિલમાં બુરૂં ઇચ્છયા કરવાની ટેવ પડી જાયછે. કોઇનું ભલું થતું જોઈ પોતાની હાલ-ત તથા જીંદગીપર અફસોસ કરેછે; ને એમ કરી મનો-વિકાર, જેમને હરદમ[2] દબાણ તથા કાબુમાં રાખવા જોઇએ તેમને જાગૃત બનાવી હાથે કરી ઉશકેરે છે. માટે વિવેકી જને ખારનો પાડોસ રાખવાથી દુરજ રહેવું, એ તેના વિવેકને ઘટતી વાતછે. ખારને લીધે છુપી દુશમની તથા વેર ભાવ રાખવાની ટેવ પરેછે; તથા દુષ્ટ કર્મો કરવાનો સંભવ મળેછે. જેમ કીડો લાકડું હળવે હળવે કોરી બોખું બનાવેછે, તેમ એ ખાર કાળજું કોરેછે.

માણુસનાં દિલમાં કેટલીકવાર **ખતરો** આવે છે, ને એ ખતરાને લીધે ઇચ્છાનું બળ તુટી જાય છે. એ ખતરાને લીધે ઇચ્છાવડે ધારેલાં કાર્યની પ્રાપ્તિ થવાને બદલે ઘણીકવાર પ્રતિકાર્ય[3] થાય છે. ઇલમ ચલાવ-નારા, તેમજ સ્વામીને યા હરકોઇ મોહોબતવાળા આદમીને હાથમાં લેવા ચહાતી સ્ત્રી, કૃત્ય કરતાંજ દિલમાં ખતરો કે દગદગો કે વસવસો કે સંશય આવી જવાથી, ઇલમનો ભોગ પોતેજ થઇ પડે છે§; માટે મેલી વિદ્યા સર્વ ધર્મમાં ધિક્કારી છે તે આટલાંજ કારણને લીધે. હવે એ ખતરો કેમ પેદા થાય છે તે જાણવું જોઇએ. કેફસાંપરથી ધ્યાનનો પ્રવાહ જેવો ધસારા સાથે ચાલવા માંડે છે કે એકદમ ધારેલા વિચારથી બીજો ઉલટ વિચાર અધવચ્ચે આવી સામો થાય છે, તેથી પહેલા ચાલેલા વિચારની ગતિને તે પાછી હઠાવે છે અને તે પ્રથમ વિચાર જ્યાંથી નિકળ્યો ત્યાંજ જોરમાં જઈ પાછો મારે છે; એ પ્રત્યાઘાતને લીધે પ્રથમની ઇચ્છાનું ઉત્પન્ન કરેલું

---

૧ ધીમે ધીમે સળગવું. ૨ હમેશ, દરપળે. ૩ ઉલટું ફળ, અસર.

§ ઘણીક વાર ખતરો નથી હોતો ને મન દૃઢ રહેછે તોય આવ દશા થાયછે તેનું કારણ આ છે. વીર સાધતાં કંઇક ખામી રહી જાય તેથી તે દુ:ખ દેછે, કે તે વીર ખુશી થઇ જવાથી તે માણુસનું મન હદપાર વશ કરી દેછે તેથી તે ઘુવડ જેવું થઇ જાયછે. એમ "લેને ગ-ઇ પુત ઓર ખોયા ખસમ" થઇને ઉભું રહેછે.

બળ નબળું થઈ તુટી પડે છે. માટે પ્રાર્થનારૂપી ઇચ્છા–દર્શક[1] અન્તરો દિલમાંથી નિકળતી ઇચ્છાના પ્રેવાહને જોરમાં લાવી તે પ્રવાહને દિનપ્રતિ દિન[2] સબળ કરવાને શિખવે છે; તેથીજ કરી યોગીનું મન પોતાના અભ્યાસને લીધે જેવું કરવા માગે તેવું મકકમ[3] રહેછે, ને એ મકકમપણું ઉપરજ ઇચ્છાની મહત્વ[4]--ઉપજાવવાની શકિત આધાર રાખેછે, એ શક્તિ વડે તેનાં દિલમાંથી જે મોં વાટે નિકળ્યું તેજ થઇને ઉભું રહેછે. ઓલિયાં આદમીનાં મોંમાંથી બહુધા[5] નિકળે છે તે થાય છે, તે એજ નિયમથી, કે તેમાં જુઠાણું, દગલબાજી, લુચ્ચાઈ, ઢોંગાઇનો ઘણો ભાસ હોતો નથી તેથી કરીને વિચારતી કે બોલતી વખતે દિલમાં ખતરો લાવે નહીં કે મનને સંકોચે નહીં, ને જે બોલ નિકળ્યો કે તે જોરમાં " બેધડક " નિકળે છે ને તેથી તે ફળે છે. વળી આવા કુદરતી નિયમનો લહાવો લેવાને વિવેકી ધર્મિષ્ટ જનો પરણતાં જોડાંપર કે છોકરાંને ધર્મમાં લેતી વેળા, કોઈ વયવૃદ્ધ[6] ભલાં મનનાં અવસ્થાવાળાં, નિષ્કપટી, તનદરૂસ્ત, સાચવટ પાળનાર આદમા પાસે આશિર્વાદ દેવડાવે છે. હવે ખતરા તથા સંશય અને દગદગા તથા વસવસા વચ્ચે ફેર એટલોજ છે કે, ખતરાના પ્રવાહનું જોર એકદમ ને એકજવારની ક્રિયાસાથે લાગેલું હોય છે, અને વસવસાનું[7] જોર ઘડી ઘડીની ચાલુ ક્રિયા સાથે લાગુ રહેલું ને નબળું હોય છે. જેએક રબરનો દડો પથરની જમીનપર માર્યો હોયતો પહેલો જે ઉછાળો તે પાછો મારે છે તે ખતરાના આંચકા જેવો છે, ને છેક છેવટે જમીનની લગોલગ ફરી ફરી મારી ઉછાળાનું જોર રહી જાય છે તે વસવસાની ગતિ જેવું છે. માટે સારાં માણસે શુભ કાર્ય કરતી વેળા જરા કે તલમાત્રપણ વસવસો કે ખતરો મનમાં લાવવો નહીં; જે કંઇ કરવું તે પુરતી સંપૂર્ણ ઇચ્છાની સબળ શકિત સાથેજ કરવું. જે માણસ દવા પીએછે ને પીતાં મનમાં ખતરો લાવેછે ત્યારે જે માટે તે ડરે તેજ તેતે પહેલું થાયછે, તે પણ આ નિયમપર. તે ધારે કે મને ઓકારી આવશે કે તાવ આવશે, કે ન પચશે, કે પેટ આવશે તો તે મનની સ્થિતિ પ્રમાણે તેમજ થાય છે. એનું કારણ એ છે કે કુદરતી રીતે દવાની ચાલતી ક્રિયાની સાથે, પીધેલી કે ખાધેલી દવાનો કસ જઠરમાંના[8] વિકારી, બગડી ગયલા,

---

૧ ઇચ્છા દેખાડનાર. ૨ દહાડે દહાડે. ૩ દૃઢ. ૪ મોટાઇ. ૫ ઘણું કરી ૬ ઉમ્મરે ઘરડાં. ૭ સંદેહ. ૮ હોજરી–પેટ.

રસ સાથે ભળી જઈ નવિન[1], પણ કુદરતીના જેવોજ, જોઇતો રસ શરીરની સુખાકારી મેળવવા પેદા કરે છે. હવે વસવસો શરીરમાં હવાની કુદરતી ક્રિયાને બગાડી દે છે તેથી ધારેલાં ફળની પ્રાપ્તિને બદલે માઠી અસર ઉપજાવે છે. જેમ જેમ ખતરો મનને સળવળાવે છે ને કંટક[2] માફક ભોંકાયા કરે છે, તેમ તેમ તેની અસર, ( એટલે અમુક વિચારના પ્રવાહનું બળ ફેફસાં પર વળગી રહે છે તે વળગણ ) એક પ્રતિમાની માફક ઉભુંજ રહે છે. જો માઠો વિચાર હોય તો તે માઠું કરે છે ને સારો વિચાર હોય તો તે સારૂં પ્રતિકાર્ય[4] ઉપજાવે છે. જેવી વસવસાની ફરી ફરી ચાલતી ક્રિયા દરદીને પીડવે છે, તેવી તે વિદ્યા-અભ્યાસીને દુઃખ દે છે. હવે એ દુઃખ કંઇ વસવસાથી તેને થતું નથી પણ તેના ધોરણે ચાલતી શ્વાસની ક્રિયાને લીધે થાય છે. જો અભ્યાસી ખાતાં ખાતાં કે પીતાં પીતાં ચાંએ છે તો જે પ્રાણવાયુ[5] તેનાં શરીરમાં કુદરતી રીતના નિયમ પ્રમાણે અને કુદરતી રીતે જવો જોઇએ, તે પ્રમાણે તે જતો નથી. પણ ચોપડીમાં આવેલાં વિચારની ક્રિયા પ્રમાણે તે પ્રાણ વાયુ તુટતો તુટતો ને અચકાતો અચકાતો જાય છે એથી જઠરમાં અન્ન-રસ,[6] કસવાળો પેદા થતો નથી. ને તેથી ખાધેલું તેને પચતું નથી.† શરીર વ્યાધિને પાત્ર થાય છે અને મોંપર પાણી રહેતું નથી. હવે એથી ઉલટું જે અજ્ઞાન માણસો કાચું, ગંધાતું, ઠંડું, અણઘટતું "બેધડક" ડર્યાવિના ખાય છે તે પથ્થર જેવાં રહે છે. અને ઘણી વેળા તેમને કશું થતું પણ નથી; એ બેદરકારીનો ફાયદોપણ આ નિયમે મળે છે. થોડીક આ અસર લોહીના વિકારથી આપણે ઉત્પન્ન કરી શકીએ છીએ. આપણી મરજી પ્રમાણે લોહીને ગતિ આપી, ધારીએ તો કામ, ક્રોધ, મત્સર ઈત્યાદી ગમે તે દિલમાં ઉપ-

---

[1] નવું [2] કાંટો. [3] સળી. [4] સામી અસર. [5] જેવડે પ્રાણ ચાલે તે વાયુ. [6] ખોરાકમાંથી ઉપજતા રસ.

† આ ક્રિયાથી લોહીનાં ફરવામાં ફેર પડેછે તેથી એ અપચો થાય છે. ખાતી વેળા લોહીનો જુસ્સો હોઝડી તરફ વિશેષ રહેછે, એવામાં ધ્યાન બીજી તરફ દોડયું કે "તેના વિચારે" લોહીના જોસ્સા મગજે પણ રહેછે. આથી જોઇતો લોહીનો જુસ્સો એક ઠેકાણે પુરતો ન રહેવાથી અચાનાં બી રોપાયછે. એવું ન થવા પામે તે માટે પારસી લોક "બાજ ધરી"ને ખાયંછે એટલે ખાતાં કશું બોલતા નથી, ને હિંદુઓ શ્રાવણ ને પુરૂષોત્તમ માસમાં મૌન ભોજન કરે છે.

જાણી શકીએ છીએ; તેમજ મગજ મારફતે લોહીવડે મનપર સારી માઠી અસર, લોહીને તેવીજ ગતિ આપી, ઉપજાવી શકીએ છીએ. હવે એ ખતરાનો મોટો આકાર બનાવીએ તો શું થાય તે જાણવું જોઇએ.

ખતરાનું મોટું રૂપ **ફાળ** તથા **દહેશત** છે; ને એ કરતાંએ મોટું રૂપ "હેબક" છે. ખતરાની ગતિ આંચકા જેટલી હોય છે. ને હેબકની ગતિ એકદમ જોરવાળા ધક્કા કે હડસેલાની ગતિ જેવી છે. કોઇ પ્યાર માણસનાં મોતના, ખોટના, પોતાનાં સંબંધવાળાં મનુષ્યના જીવ સટો સટનાં દુઃખ ઈત્યાદિના સમાચાર કાને પડતાંજ માણસનાં મનમાં તે બનતનો માઠો વિચાર, જેમ એક મોટાં નગારાંપર જોરમાં દાંડો મારે ને છાતીમાં જબરો ધબકારો થાય, તેમ તેવો ધક્કો તે માઠા વિષયનો વિચાર મારેછે; તેથી કરી માણસ ફાળ કે હેબક ખાઇ નિચે પડેછે, હોઃ ઘે ખસી જાયછે, કે પેટ આવી જાયછે. જેમ માણસનું મન દૃઢ તેમ તેન પર એવો ધક્કો લાગવાનો સંભવ ઓછો. જેમ માણસ અસંતોષી, અધીરૂં, પોચું, અને ચળિત સ્વભાવનું તેમ આ માઠી અસર ઉપજવાનો સંભવ વધારે રહે છે. માટે દરેક વિવેકી માણસે મનને ધીરે ધીરે દૃઢ કરવું જોઈએ. દૃઢતા મનમાં કેમ લાવવી તે આવડતું હોય તોજ સબળ ઇચ્છા મનમાંથી નિકળે, દૃઢતા હોય તોજ સ્મરણ શક્તિ વિશેષ ટકી શકે છે. દૃઢતા એટલે શું? અમુક વિચારનો પ્રવાહ જે ફેફસાં ભણી ચલાવ્યો હોય તેને ત્યાંનો ત્યાં સજ્જડ દાબી રાખવો તે. તે જો પાછો ઉભો થાય તો દૃઢતા રહેતી નથી; ને પછી મન ચંચળ, ને મતિ ડગડગતી, થઇ જાય છે, સ્રી જાતિની બહુ કરી નબળી ભ્રાંતિ તથા પોચા સ્વભાવની ટેવને લીધે તેની મતિ અસ્થિર તથા મન ચંચળ રહેછે: ને એવી ચંચળતાનેજ હિંદુ યોગી મનની "ક્ષિપ્ત હાલત" કહેછે; ને ક્ષિપ્ત હાલતને લીધે જ મોહ-જાળમાં તે ફસે છે, નજદીક દેખાતા લાભની પ્રાપ્તિની આશામાં નાનાં કુકર્મ કરતાં આંચકો ખાતી નથી, અગાડી ટકો મળવાનો હોય તે છોડી[1] તરત ફકત પૈસો મળતો જોવાને આનંદિત[2] રહેછે; કલ્પનાને જે ઠીક અને સુંદર લાગે તેમાંજ કલ્યાણ તથા સુખ માનેછે; જરા સુખે હસે છે ને થોડાં દુઃખે રડે છે; એક વસ્તુપર જીવ લાગ્યો તે લીધી કે વળી બીજીપર જીવ દોડાવે છે, અસંતોષી રહે છે, દિલે અધીર રહે છે, ને એ

---

૧ ખરૂંખોટું સમજવાની શકિત. ૨ ખુશી.

વા ઘણાક અવગુણ તેનાં મનની સારી માઠી સ્થિતિ તથા સંગત પ્રમાણે તે સંપાદન[1] કરે છે. માટે દરેક સમજુ સ્ત્રી તથા પુરૂષે દઢતાને વળગી તેને ધીમેધીમે વધારવાની ટેવ પાડવી જોઇએ. એ ટેવથી* સંતોષ, ધિરજ, સબુરી, પાંસરી સમજશક્તિ, ઠરેલ સ્વભાવ, વિચારશીળતા ધારણ કરી શકીએ છીએ; ને તે ઉપરાંત દુઃખ, દરદ, સંકટ, તથા વિપત્તિ વેઠવાની સહન શક્તિ વધારી શકીએ છીએ.

કેટલાંક માણસ હેબકે તરત મરી જાય છે તેપણ એજ નિયમે, કે દમનો§ આંચકો બહુ જોરમાં વાગે છે તેથી રક્તસ્થ[2] ફાટી જાય છે ને ચાલતો પ્રાણ બહાર નિકળી જાય છે.

આ જોરમાં વાગતો આચકો જેવો હેબકનો હોય છે તેવો વળી ખુશી યાને "હરખનો" હોય છે. સોરતીનું ઇનામ, વેપારમાં એકદમ ઘણો નફો, મોટી દોલતનો વારસો, મળતાંજ ઘણાંક માણસો ઘેલાં થઇ જાયછે. તેમની મતિ ફરી જાય છે, કે તેઓ મૂર્છા[3] પામે છે. કે મરી જાય છે. એ સઘળું ઉપર વર્ણવેલા એકદમ જોરવાળા આંચકાના ધોકારાને લીધેજ થાયછે. કેટલીક કામિની[4] પ્રિયા,[5] કામાતુર[6] હોવાથી, પ્રિતમને[7] દેખતાં, કે તેના આવવાનું સાંભળતાંજ, હર્ષ-નિમગ્નતા[8] પામેછે, ને તેથી ઘણીક વેળા અણધાર્યો વ્યાધિ પેદા થાયછે, એ સઉ આ નિયમે થાયછે.

માટે નબળાં મનનાં આદમીએ જીવને મક્કમ રાખવાની ટેવ પાડવી; અને જરા જરામાં ધાસ્તી કે ફાળ ખાવાની કુટેવ છોડી, મન દઢ કરવાને શિખવું જોઇએ.

---

૧ મેળવવું. ૨ અંતઃકરણ. ૩ બે ભાની. ૪ ઈશકે ઉશકેરાયલી સ્ત્રી. ૫ પ્યારી સ્ત્રી. ૬ પ્યારની આતુર. ૭ પ્યારો પુરૂષ. ૮ હરખમાં ડુબી જવું તે.

* માણસ જ્યારે એ ટેવનો ખોટો ઉપયોગ કરેછે ત્યારે તે વકટ બનેછે, વેર ભુલતું નથી ને ક્રૂર થતું જાયછે. જો પુરૂષનું મન પણ ચંચળ ન હોતતો વઢવાડ, મારા મારી, ગાળ, દુઃખ દરદ ભુલત નહીં ને તેથી એક બીજા સાથે શત્રુભાવે રહેત; ને એકેકનુ લોહી પીતાં પણ તૃપ્ત ન થાત.

§ એ અચાકાએ મગજના થડમાં ધક્કો લાગેછે તેથી ત્યાં તંતુઓમાં ચૈતન્ય વધી પડયાને લીધે અંતઃકરણ ઉશકેરાઇ જાયછે. એવામાં કોઇ નસ નબળી થઇ ગઇ હોયછે તે ફાટી જાયછે ને લોહી નિકળી પડેછે.

દૃઢતા તથા નિર્દય મનની સખ્તી, એ એમાં કિંચિત ફેર છે. એ ફેર, તેમની ચાલતી શ્વાસ-ક્રિયાનો દેખાવ જોતાં, દઢતા શુભ કર્મ કરતાં ને નિર્દયતા કુકર્મ ( મક્કમ વેરભાવથી ) કરતાં, મનનું એક તરફ ચોટેલું વળગ્યું જોઈ કહેતાં, કંઈ નથી. દઢતામાં શાંતિ રાખવી પડે છે, ને નિર્દયતામાં મનોવિકાર ઉશકેરવા પડે છે. શ્વાસમાં ચાલતી ક્રિયા એકજ છે, પણ ફળ સામ સામા છેડાના મળે છે.

હવે યોગના આઠ નિયમ પૈકી છેલ્લા ત્રણ નિયમ જેને હિંદુ યોગી **અંતર સાધન** કહે છે તે આ વિષયના સંબંધમાં જાણવા જોઈએ. એ ત્રણ નિયમો ચિત્તની હાલત વિષેના છે. **ચિત્ત** એટલે શું ? કલ્પિત, કે નજરે દેખાતા, કે બીજી ઇંદ્રિવડે જણાતા, અમુક વિષય પર વિચાર યાને મનની ક્રિયા ચલાવ્યા કરવી તેનું નામ ચિત્ત. અંતર સાધનને મુસલમાન સાલેક "હવાસે બાતેન" એટલે દિલની અંદરના હવસ કરી કહે છે, ને તે હવસ[1] તેઓ પાંચ જાતના ગણેછે, અને તેમાં ચિત્તને પણ ગણ્યું છે, દુઃખ, સંકટ, કે વિપત્તિને લીધે જ્યારે મનુષ્યનું ચિત્ત ભ્રમ થઈ જાય છે, ત્યારે તેણે જે વિષય પર વિચાર કરવો જોઇએ, તે વિષય પર વિચાર કરવાની તેની શકિત નબળી થઇ જાય છે આથી કરી એકજ વિષય પર તેનાં મનની ક્રિયા "અખંડ" ચાલતી નથી, પણ તે જરા જરા ચાલી ભમતી રહે છે. યોગી જ્યાં પોતાની નજર ઠેડવે છે ત્યાં તેનું ચિત્ત અચળ રહે છે. જો તે હૃદયપર નજર રાખે છે, તો તેનું ચિત્ત છાતીમાં રહે છે; જો તે નાકની દાંડીપર નજર રાખે છે તો ચિત્ત નસકોરાં આગળ રહે છે; જો તે નજરે, મુસલમાન સાલેકની મીસ્ક; બે ભવાંની વચ્ચે રાખે છે તો ચિત્ત છેક મગજ તરફ રહે છે.§ જ્યાં તેનું ચિત્ત રહે છે ત્યાં તેને દીવાના જેવો પ્રકાશ બહુ વખતે માલમ પડે છે; એ પ્રકાશને હિંદુ યોગી **આત્મા-દર્શન**[2] કહે છે. એ પ્રકાશ શું છે તે તેની ઘટતી જગાએ કહેવામાં આવશે.* દરેક આદમી યોગ આસનપર બેઠો ને એવું ચિત્ત રાખ્યું કે જ

---

૧ હવસ એ અરબ્બી ભાષાનો શબ્દ છે ને તેનું અનેક વચન "હવાસ" છે. ૨ આત્માનું દેખાવું

* જુઓ પાંચમાં પ્રકરણની છેવટે.

§ આ ક્રિયા ઉપર ચાલતાં કેટલીક વેળા પગનું લોહી ઉપર ચઢેછે તેથી કામ ઉશકેરાયછે, પણ તે વિકારના જોસ્સાને દબાવવો, ને તેમ કરતાં થોડેક વખતે વાદળાં, વિજળી જેવા ચમકારા, ને કંઇ કંઇ આકારો તમારા ત-

આત્મા–દર્શન થાય છે એમ નથી. જો તેણે અભ્યાસવડે અગાડીથી દ્રઢ-તા મેળવી હોય છે તોજ તેને માલમ પડે છે. તે દેખાતાં પહેલાં દરેક ઇ-ન્દ્રિ સુસ્ત તથા મંદ થઇ જવી જોઈએ, કે બીજી તરફ ચિત્તને ખેંચાવા-નો કે વિચારની ચાલતી ક્રિયામાં નડ નડવાનો સંભવ ન રહે.

હવે ઉપર વર્ણવ્યા પ્રમાણે હૃદયપર કે નાકની દાંડીપર, કે બંને ભવાંની વચ્ચે કે કોઇપણ શરીરના સવળ પડતા ભાગ પર ચિત્ત ચોંટા-ડવું તેને યોગી "ધારણા" કહે છે. એની રીતે એકી નજરે ચિત્ત એકજ વિષયમાં પોરવી રાખવું ને તેની "તાનતા" કરવી તેનું નામ "ધ્યાન" છે. ધ્યાન કરવાવાળા શરીરના કોઇ ભાગની સાથે અભિન્ન[1] ભાવથી રહેવું તે-ને "સમાધિ" કહે છે. એમાં એકાગ્ર[2]ચિત્ત જોઇએ. જ્યારે ચિત્ત કોઇક અંતરમાંની વસ્તુને ધરીને, હવાથી હાલ્યા ચાલ્યા વગરના તુકાની ફાનસ માં રાખેલા દીવાની જોત પ્રમાણે સ્થિર રહે છે. ત્યારે તે સ્થિર હાલતને આર્યજનોએ "યોગ" કહ્યો છે ને એનું નામ ને સમાધિ છે. સઘળી મનોવૃત્તિને રોકી એક કોરે દાબી રાખી, અમુક વસ્તુપર તીવ્ર ભાવના ત-થા ઘણુંજ ચિંતન[3] કીધાથી અંતરની ખુબીઓ માણસને જણાય છે. સઘળી ખુબી શ્વાસની ક્રિયામાં જોવાની છે. યોગી આંખો બંધ રાખી સ્વ-ચિંતવન[4] કરે છે. આંખ બંધ રાખવાનું કારણ એટલુંજ કે બહારની વસ્તુ જોવામાં ન આવે તો તેનાપર વિચાર કે મન જઇ શકે નહીં. કોઇ પણ વસ્તુ આપણી નજરે પડી કે તરત તેનો વિચાર સ્વભાવિકપણેજ ચાલવાનો, માટે યોગી આંખ બંધ રાખે છે. તેનો મૂળ હેતુ એ કે પાંચે બહારની ઇંદ્રિ સુસ્ત કરવી. કે અંદરની આંખ ખુલે. જોવું, અડકવું ત-થા ખાવું એ ત્રણ તેના અખ્ત્યારમાં રહે છે. પણ સુંઘવું, ને સાંભળવું એ તેના અખ્ત્યારમાં રહેતાં નથી, તોય તેમને વશ કરવાને. [illegible]-ગી, પરેઝગાર નમાઝી ઇસલામીઓનાં કહેવા પ્રમાણે, નાક તથા કાનમાં આંગળીઓ ઘાલી તેની ક્રિયા, પ્રાર્થના કરતાં બંધ પાડે છે.. હાલના બાં-ગ દેનારા ચાલતી આવેલી વિધિ પ્રમાણે એમ કરે છે તેપરથી સમજુ

---

૧ જુદું ન પડે તેવું; એકજ. ૨ એક ઠેકાણે એકઠું થયલુ ૩ ઉંડો વિચાર. ૪ જીવ સાથે વિચાર કર્યા કરવો તે. ૫ બાંગ દેનાર. ૨૬ અંધારામાંથી નિ[illegible] આવશે, પણ તેપર ધ્યાન ન આપી સીધી ક્રિયા છોડ-વી નહી"—Temple of Rosy Cross p. 216 આઝર કએવાન પણ એવું જોયલું પોતે વર્ણવે છે. જુઓ દીન અવીજેહ -પાનું ૧૮૩

માણસ તેમાં યોગનો પાયો જોઇ શકે. જે સાલેક હોય છે તેજ આવા ઉંડા ભેદ પુરત સમજી શકે છે.† તેઓ કિબલો[1] કરે છે, ને એક તરફ નજર રાખી ચિત્ત એકાગ્ર કરવા માટે છે§ ને પ્રાર્થના કરતી વેળા ડાબો પગ પછાડી નાખી બેસે છે તે યોગનું સિંહાસન સમજાય છે. એમ સઘળા ધર્મનું બંધારણ યોગ પરજ છે, તે પાછળ જણાવવામાં આવશે. હવે સુંઘવાની તથા સાંભળવાની અડચણ મટાડવાને યોગી એકાંત, અંધારી, સુનકાર[2], જગા પસંદ કરી રાતનો વખત પોતાના અભ્યાસમાં કાઢે છે. તેમ છતાં એ હરદો[3] ઈંદ્રિપર, આંખ બંધ રાખવાથી મંદી[4] આવી જાય.

૧ જેની સામા મોં રાખી મુસલમાન (મસીદમા) પ્રાર્થના કરેછે તે.

૨ સુપ, ૩ બંધે, ૪ સુસ્તિ.

† મહમદ પેગમબર પણ યોગી હતો તે તેનું સખી દિલ અને ગુફામાં એકાંત બેસી રહેવાની તથા અરધી કે પોણી રાત સુધી પ્રાર્થના તથા મનસોચ્ચારણ કરવાની તેની ટેવ કહી આપેછે. એ પેગમબરને સંસારની રાજદ્વારી ખટપટનો સંબંધ રહેલા છતાં જે તેણે અંતર દૃષ્ટીએ જોયલું વર્ણવ્યુંછે તે યોગી વિધ્યાર્થી માટે સારૂં છે.

§ આ ફક્ત સંસારી આદમીને મળતો ફાયદો છે. યોગીને એથી જુદોજ ફાયદો થાયછે, અને તે એકે તેની અંતર-દૃષ્ટિ તેજ થઇ ખુલ્લું મોટું રૂપ ધરેછે, ને તે શકિત વડે પ્રાર્થના ઝટ અસરકારક થઇપડેછે. જેમ ઝગઝગ મારતી વસ્તુપર નજર ઠરે, તેમ અંતર-દૃષ્ટિ (clairvoyance)ની હદ લંબાતી જાયછે. એટલાજ માટે હિંદુ સુર્ય તથા અગ્નિ જેવા પ્રકાશિત પદાર્થની, તથા પારસી સુર્ય, ચંદ્ર, પાણી, અગ્નિ જેવા નુરાની ચીજેની, સન્મુખ તાકીને પ્રાર્થના કરેછે.

"સંપ્રજ્ઞાત અંતર-દૃષ્ટિ (conscious clairvoyance) કે સ્વપ્નસમા દેખાવ, અનેક પદાર્થોને તાકીને જોયાથી ઉત્પન્ન થાયછે; તેમાં બિલોરી વસ્તુઓ, ધાતુની કે કાજળવાળી સપાટી, કે ચમક્યા ગુણવાળાં પાણી પર એકી નજરે જોયાથી ઘણીજ સહેલાઈથી ઉત્પન્ન થાયછે.

"બહુ વખત પર મરી ગયલા પુરૂષોના, ગત કે અવગત થયલા આત્માઓના, અને લખેલા કે છાપેલા અક્ષરે દેખાતા સવાલના જવાબોના ચમત્કારિક દેખાવો જે બિલોરી વસ્તુમાં દેખાયછે તે વિષે હજી કંઇ કહ્યું નથી"—Animal Magnetism by Dr. Gregory. મુસલમાન ઇલમીઓ હઝરત ભરી અવાજ દેખાવ ખુલ્લા દેખાડી શકેછે. જેમ જેનું દિલ હલકું (sensitive) તેમ તેની દૃષ્ટિ વહેલી ખુલેછે. પ્રાચીન ઇરાનીઓ આ ઉંડું જ્ઞાન સમજતા હતા. તેથી જ્યારે તેમનો કોઇ પહેલવાન પ્રદેશ નિકળી જતો અને તેનો કશો પત્તો લાગતો નહીં ત્યારે

છે. આંખો બંધ રાખી કે શહેજ વખતમાં સાધારણ આદમીને ઉંઘ આ-
વી જાય છે. કારણ કે તે વખતે કોઇ પણ ઈંદ્રિ પાસે આપણે કામ ક-
રાવતા નથી, તેથી તે પોતાની મેળેજ સુસ્ત બને છે. કામ વગરના આદમી
ને ઘડી ઘડી, કે વિશેષ ઉંઘ, હોય છે. તે પણ એજ નિયમે હોય છે.

હવે એ પાંચે ઈંદ્રિઓ–આંખ, નાક, કાન, ચામડી તથા જીભ-શા
થી અને કેમ સુસ્ત થાય છે તે જાણવું આવશ્યક છે. ભેજાંમાંથી નવ
ઝીણી તાંત જેવી દોરી જેને તંતુ કહે છે, તે નિકળે છે તે પાંચો ઇંદ્રિ
સાથે જોડાયલીછે. તેથીકરી એ દોરીઓપર જે અસર થાય તે તરત મગ-
જમાં, વિજળીના પ્રવાહ માફક, દોડી આવી જણાયછે. માટે જે મૂળમાં-
થી એ દોરી નિકળેછે તે મૂળનેજ ઉંઘવડે સુસ્ત કીધું હોયતો તેમના છેડા
પોતાની મેળેજ સુસ્ત તથા મંદ પડી રહે છે. લકવાથી શરીરનો જેટલો
ભાગ ચુન મારતો હોય છે તેટલા ભાગના તંતુમાં જખમ હોય છે. તે
જખમને લીધે ત્યાંની અસર મગજે પુગતી નથી. તે ભાગપર ચમટી તો-
ડીએ તોય દુખાતું નથી. તેજ પ્રમાણે ઉંઘમાં ચાંચડ, માકડ,* જુ, કે ઘ-
ણીકવાર ઉંદર કરડી જાય છે તેપણ માલમ પડતું નથી, કારણ કે
જ્યાંથી એ દોરી નિકળે છે, તે મૂળજ સુસ્ત રહે તો પછી જે ભા-
ગમાં એ દોરી ગઇ છે, તે ભાગો તેના કરતાં વધારે સુસ્ત તથા મંદ પ-
ડી રહે એમાં શું નવાઇ? ઓછી વધતી ઉંઘ પ્રમાણે ઇંદ્રિની ઓછી વ-
ધતી મંદી રહે છે. ઘણાં ઉંઘવાળાંને મારતાં કે બુમ પાડતાં પણ તેઓ
જાણતાં કે સાંભળતાં નથી. કુતરાંની જેવી થોડી ઉંઘ વાળાં જરાકમાં
ઝબકીને ઉઠે છે અને થતી કે થયલી વાત ચીત જાણી શકે છે માટે એ
પરથી જાણવું જોઇએ કે ભાન તથા અક્કલ–હોશીઆરીનું ઠેકાણું ભેજું

---

એક અમુક વાસણમાં ચોકસ ક્રિયા કરી જોતા તો તેની હાલત, તેનાં
દુ:ખ સુખ, સ્પષ્ટ નજરે નજર જોઇ શકતા, તે પણ આવીજ રીતે. સર્વ
નુ શરીર હલકું હોતું નથી તેમજ અક્લિષ્ટ ગુણ સર્વેથી ધારણ થઇ
શકતા નથી માટે આ ખુબી તેમનાં ધ્યાનમાં ઉતરી શકતી નથી.

* પરસેવાની ખરાબ ગંધે દોડી આવી આપણું લોહી જળોની મા-
ફક એ ચુસેછે. જે ખાટમાં બહુજ માકડ હોય ત્યાં તરફડું રાખ્યાથી સ-
ઘળા માકડ તેની ગંધ લેવા ખાટમાંથી નિકળી આવી તેને વળગી પડશે.
પરસેવાની ને તરફડાંની ગંધ એકજછે, માટે માકડને તે બહુ ગમેછે. ગી-
ધ, કાગડાને સડેલાં માંસમાં લહેજત લાગેછે તેમ એને પરસેવામાં લાગેછે.

છે. માટે એનું મંદ થાય તોજ ઈંદ્રિઓ શહેજમાં મંદ થઈ શકે. ને એ વાત સમાધિમાં આવશ્યક છે. સમાધિની ખરી ખુબી પ્રાણાયામ, એટલે શ્વાસોશ્વાસની ક્રિયા બંધ કર્યા પછી જોવાની સરસ લાગે છે. પ્રાણાયામ વડે યોગીનાં મગજમાં એવી શક્તિ આવી જાય છે કે તેથી કરી જે અક્કલ તથા સમજ તે અગાડી ન ધરાવતો તે આવી જાય છે. એ શકિત વડે ઘણીક સૃષ્ટિ-રચના તે સમજી શકે છે. એને યોગી સિદ્ધિ§ કહે છે. અને અંગ્રેજ લોક Inspiration કહે છે. એ શક્તિ આવવાનું કારણ એટલુંજ દિસે છે કે શ્વાસોશ્વાસની અખંડ ચાલતી ક્રિયા બંધ પડી જવાને લીધે અનેક તરેહના વિચારોનો ગુંચવાડો મન પર રહેતો નથ તેથી આત્માનો જાતી પ્રકાશ પોતાની મેળે મન પર પડે છે. એ પ્રકાશનું પરિણામજ જ્ઞાન છે. જેમ ધુમાડે ભરાઇ ગયલાં રસોડાંમાં તેની દિવાલે રાખેલી વસ્તુ દુરથી દેખાતી નથી, પણ ધુમાડો નિકળી ગયા પછી નજરે સર્વ ખુલ્લું માલમ પડે છે, તેજ માફક એ પ્રકાશનું પણ સમજવું. સમાધિ વડે યોગી પોતાનો આત્મા પોતાની કાયામાંથી બહાર કાઢી બીજા પ્રાણીની લાસમાં પ્રવેશ કરી શકે છે‡. તેથી કરી તે પ્રાણી જીવતું હોય તે પ્રમાણે પાછું ફરે છે, હરે છે, ચરે છે, શિકાર* કરે છે, બોલે છે, ને સર્વ ક્રિયા કરી શકે છે. પોતાની કાયાનું આત્મા સાથેનું આકર્ષણ ખસાડી આવી રીતે આત્માને યોગી જન બહાર કાઢે છે.† તેને મુસલમાન સાલેક "ખલ્લે બદન" કહે છે એ ખલ્લે બદન વડેજ આ

§ અલૌકિક અદ્ભુત સામર્થ્ય એ સામર્થ્ય આઠ-અણિમા, મહિમા, ગરિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ- છે. તે તપ તથા નિયમ વડે યોગીની પાસે હોયછે, ત્યારે જે કંઇ તે ઇચ્છે તે થઇ શકે છે. સૃષ્ટિ નિયમ વશ થઇ રહેછે. શરીરનું વજન તથા વધઘટ જેવું ધારે તેવું થાયછે-

‡ વાંચો માકસેફ્રાતે કએવાની.

* ઉત્તમ આત્મા છતાં, તે વડે કાયા સચેત થઇ, તેમાં લોહીના વિકારો વ્યાપી રહેછે. સમજુ વાંચનાર આ પરથી ભુત, ડાકણ, પીર, સૈયદ, જીન એ વિષેની ઘણીક વાત સમજી શકશે.

† સંપૂર્ણ આત્મા મરજી પ્રમાણે દેહ છોડેછે અને વધારે જીવન શક્તિવાળા મુલકોમાં દોડી જાય છે, પણ અપૂર્ણ આત્મા દેહના દરેક કણમાં ચોંટી રહેછે. સંપૂર્ણ આત્મા ચાહે તે ખોળિયાંમાં ઉતરી તથા રહી શકેછે અને મરજી ચહાય ત્યારે તેને ગાળી નાખેછે. —Temple of Rosy cross p. 119

તાળ, પાતાળ, નક્ષત્ર[1]-અવનિઓ અને બીજે બધે ઠેકાણે યોગીનો પવિત્ર આત્મા ફરી વળી કંઇ કંઇ દેખાવો§ જોઇ આવે છે‡.

હિંદુ યોગીની ઇચ્છા કેટલે સુધીનીછે? ઈશ્વરના રૂપ-[2] સાગરમાં મગ્ન થવું તેમાં સમાધિનો આરંભ, અને તેમાં તન્મય[3] થવું એજ સમાધિનો છેડોછે, એટલું સમજે છે.

પ્રાણાયામ કેમ થાયછે તે આ ઠેકાણે સમજવું જોઈએ. પણ તે જાણવા અગાઉ શ્વાસ શુંછે તે જાણવું જરૂરનું છે. ફેફસાંનું બંધારણ† જોતા જણાયછે કે, તે વાદળી જેવું પોચું તથા છિદ્રવાળું હોય છે. તે નાના પોકળ દાણાનું બનેલુંછે. એ પોકળ દાણાઓમાં શ્વાસે લીધેલી હવા ભરાય છે. નળી એટલે દમની નળીના બે ફાંટા થયલાછે, ને દરેક ફાંટામાંથી બબે ફાંટા, ને તે દરેક નિકળેલા બે ફાંટામાંથી બીજા બે ફાંટા, એમ જ્યાંસુધી ફેફસાંનો દરેક દાણો દમની હવાથી ભરાય ત્યાં સુધી તેટલા વિભાગ બની સૂક્ષ્મ ફાંટા એ નડીના થયા કીધાછે. એ સૂક્ષ્મ ફાંટાઓમાં થઇને ફેફસાંના દરેક દાણામાં દમની હવા પેસેછે. એ દરેક દાણાની બહારની ચામડી પર લોહીની બારીક નસોની જાળ હોયછે. દાણાની ચામડી તથા નસની જાળ વચ્ચે ફક્ત કરોળીઆનાં બારીક જાળાં જેવોજ બારીક પાતળો પડદો છે. એ રીતે કરી નસનું નઠારૂં ગદલું લોહી દાણામાંની હવા સાથે નજીક આવવાથી તેઓમાં અરસ પરસ ફેરફાર થાયછે. કાળાં લોહીમાં કોયલાનુ તત્વ "કારબોન"વધારે હોવાથી તે ગદલું દેખાયછે. હવે દમની અંદર લીધેલો હવામાંનો પ્રાણ-વાયુ તે નસોમાં, તેમની જાળ વાટે પ્રવેશ[4] થઇ, પેલાં લોહી સાથે મળી જાયછે. એ મળવાથી એ રસાયણી સંયોગ થાયછે. એકતો કોયલાનું તત્વ પ્રાણ-વાયુ જોડે મળતાંજ ભ

---

૧ તારાઓની દુનિયા. ૨ નુરનો દરીઓ. ૩ એકતા પામવી; ગરક થવું. ૪ દખલ.

§ જામાસ્પ હકીમ કહેછેકે નક્ષત્રો લોખંડના બનેલાછે તે પણ આવીજ રીતે જોયું હશે "ખરતા તારા લોખંડવાળી ધાતુના બનેલાછે, ઘણા કમાંતો ૯૫) ટકા( લોખંડવાળી ધાતુ છે.) "—Lockyer.

‡ દુર્બીનથી આજે શોધ થાયછે તે કરતાં આ નજરોનજરની શોધ કેવી! આપણા **મહાન** પૂર્વજો કાલની વિદ્યા કરતાં યોગ વડે ગૃહ-મંડળનું વિશેષ જ્ઞાન ધરાવતા.

† જુઓ વૈદક જ્ઞાન, કે Elementary Physiology by Huxley

હીમાં કોલસો બળે તેમં બળવા માંડેછે, ને તેથીજ ફરી લોહીમાં તેમજ શરીરમાં અંગ-ગરમી પેદા થાયછે, ને એવું બળવાનું હરદમ ફેફસાં પર જારી રહેવાથી, રાત દિવસ અંગમાં ગરમી થયાજ કરેછે. જ્યારે બહાર અતિશય ઠંડ પડેછે, કે જેને લીધે તે અંગ ગરમી ન રહી શકે, ત્યારે માણસ કકડતી ઠંડીએ ઠાર મરેછે. બીજો સંયોગ એ થાયછે કે લોહી લાલ કિરમજી થાયછે, કારણ કે તેની અંદરથી કોયલાનું તત્વ નિકળી જઇ સાફ થઇ ગયું હોય છે. આ પ્રમાણે દમમાં લીધેલી હવા વડે લોહી સાફ થાયછે ને તે હવા, સંયોગને લીધે, ઝેરી (કારબોનિક-એસિડ) બનેછે તેથી તે પાછી બહાર નિકળેછે જ્યારે માણસ અંદર દમ લે છે ત્યારે ફેફસાંનાં તમામ પોળા દાણા તે દમની હવાએ ભરાઇ જઇ ફુલેછે, ને તે ફુલવાથી છાતી તથા પેટ ઉપસેછે. હવે એ હવા અંદરનાં કાળાં લોહી સાથે મળી કે તરત§ ઝેરી બની પાછી બહાર નિકળેછે, તેથી ફેફસાંના દરેક પોળા દાણા સંકોચાયછે અને છાતી તથા પેટ પાછું ઉપસેલું બેસી જાયછે, ત્યારે દમ બહાર આવ્યો એમ કહેછે. આવી ચાલતી ક્રિયાનો† શ્વાસ, પ્રાણ, દમ, નફસ એવું નામ આપ્યું છે. એ શ્વાસની ક્રિયા સાથે મનનો વ્યાપાર ચાલે છે તે વિષે આગળ વર્ણન કીધું છે, માટે જો એ શ્વાસની ક્રિયા બંધ પડે તોજ મનની ચંચળતા, તથા તેના અનેક વિષય પર દોડતા તરેહવાર વિચારો બંધ પડે. એટલા માટે જોગીઓ શ્વાસ એટલે પ્રાણને, ચાલતો અટકાવી, બ્રહ્માંડમાં ચડાવે છે, કે તેથી કરી તેનાથી

¹ તાળવું.

§ એ બંધો વાયુ કંઇ સરખા પ્રમાણમાં આવજાવ કરતા નથી. રાત દિવસ મળી તે સરખા થઇ રહેછે. કોયલાનાં તત્વવાળો વાયુ દિવસે વધારે બહાર નિકળેછે ને મધ્ય રાતે છેક થોડો. દમમાંથી જેટલો બહાર કાઢીએ છીએ તેના કરતાં વધારે પ્રાણવાયુ રાતે શ્વાસમાં લઇએ છીએ. માંસહારી પ્રાણીમાંથી એ પ્રાણવાયુ શ્વાસ વાટે બહુજ નિકળેછે, અને વનસ્પતિ ખાનાર પ્રાણીમાંથી સૌથી ઓછો નિકળેછે. એજ નિયમ માંસ ખાનાર તથા વનસ્પતિ પર રહેનાર માણસને લાગુ પડેછે—Huxley

† શ્વાસ જાતે શું છે? લોહીમાંનો પાણીવાળો ગરમ બાફ તથા તેમાં રહેલી કોલસાનાં તત્વ વાળી હવા (કાર્બોનિક આસિડ-ગાસ) એ ઝેરી હોવાથી શરીરની બહાર નિકળવા કરેછે, અને અંદર ઘસાતા ભાગોમાં પ્રાણવાયુ હવામાંથી જોઇએ છીએ; માટે એ ફેફસાંના સાંચા વડે એક હવા નિકળી જાયછે ને બીજી પેવસ થાય છે. આ સામસામી ક્રિયાનું નામ શ્વાસછે. એ પુરૂષ તથા સ્ત્રીમાં કંઇક ફેરથી ચાલે છે.—Huxley

ઈશ્વરમાં જે પોતાનું ચિત્ત પોરવ્યું હોય તેમાં બીજો વિચાર ઉત્પન્ન થવાનો સંભવ ન રહે. સાધારણ આદમી પણ જો પોતાનો દમ ઉપર ચઢાવે તો શહેજ વખત સુધી તે દમ તેમ રહેશે, ને તેટલામાંજ જોઈ શકશે કે તે વેળા તેનાથી કશો વિચાર થઈ શકતો નથી. કારણ કે શ્વાસની હવામાં આચકા વાગે તોજ વિચાર ઉત્પન્ન થાય. તે દમ દબાવે છે તોય શહેજ તો શ્વાસ લેવાઇ જયા કરે છે, તેથી ફરી શહેજ જે વિચાર તે વેળા મનમાં હોય, તે તે વેળા થોડો ઘણો કરી શકે છે. પણ વધારે થઇ શકતો નથી. તે વખત તેનાં મનનું સ્થળ નસકોરામાં જણાય છે, અને નળીમાં જો કદાચ હવા ચાલવા માંડે તોય, જાણે એક નળી પોતાની મેળે દબાય ને ફુલ્યા કરે તેમ, અથવા તો પારદર્શક[1] સાફ કાચની શીશીમાંનાં પાણીમાં હલકા કચરાનો ગઠ્ઠો ઉપર આવે ને નિચે જયા કરે તેવુંજ તાદૃશ્ય[2] ભાસશે. એવોજ દેખાવ નસકોરાં તરફ ચિત્ત ચોંટાડી શ્વાસ ચલાવતાં એ યોગી જોઈ શકે છે, ને તેજ વેળા તે જાણે છે કે હું પોતે તથા મારૂં શરીર એ તદ્દન જુદીજ† વસ્તુ ખરેખર છે. તેજ ઘડી તે નજરો નજર જુએ છે કે મારો આત્મા શરીરના આકારનું ચેતનવાળું§ ઝાડ લખને ફરે છે. ને એ ઝાડની બહારની ખુબસુરતી જોઈ, માણસ કંઇ કંઇ અનીતિ ને કંઇ કંઇ કર્મ કરે છે. તેજ વખતે તે સમજે છે કે એક તરૂણી પોતાના જોબનની ખુબસુરતી જોઇ ઠાલાં લોહીનાં તથા માંસનાં કુચાપર નખરાં, ચાળા, તથા મગરૂરી વ્યર્થ કરે છે, ને તે કરે છે તે કોણને માટે? આ અલગ શરીર નાશ પામનારૂં છે, તે એ તેના જીવ કરતાં વધારે, શો ફાયદો આપનારૂં છે? માંસનું પુતળુ લઇને તે ફરે છે, ને તેના લોહી વિકારપર મોહિત પડી, જેમ એક ચકલી આરસીમાં પ્રતિબિંબથી[3] ભાસતી ચકલી પોતાના સિવાયની બીજી છે એમ જાણી છેતરાઈને તે આરસીના કાચ જોડે લડે છે, બકબકારો ફોકટ કરે

---

૧ આરપાર જણાય તેવું ૨ આબેહુબ.

§ મુસા જે જીવનનું ઝાડ. (tree of life)નું કહેછે તે જો અલંકરી ઝાડ હોય તો એ હોય તે કદાચિત હોમ હોય પણ તેનું ફળ જે ખાવા કહે છે તે પરથી એ ઝાડ ખરેખરૂં નથી એમ દિસેછે.

† એ વિષેનું ઉત્તમ ચિત્ર અવસ્તાની આવાં યસ્તના પહેલા કરદામાં છે. તેમાં જરથુસ્તનો પવિત્ર આત્મા તેનાં શરીરનાં ખોળીઆંને અરજ કરે છે. જુઓ ત્રીજા પ્રકરણની અક્લિષ્ટ ગુણની ટીકા.

છે, ને અંતે મુરખ બને છે. તેમ તે તરૂણી અજ્ઞાને છેતરાય છે, ઠગાય છે, તથા મુરખ બને છે. તે એમ સમજે છે કે પૃથ્વિપર મારી જાતિમાં ઇશ્વરે જે ખુબસુરતી મુકી છે, તેમાં હુંજ સુંદર, ફુટડી, દેખાવડી, તથા રૂપાળી છું. અફ્સોસ મનુષ્ય તારાં અજ્ઞાનપર! આ માયાનેª લીધે, આ ઠગારા દેખાવને લીધે, પૂર્વેર[2] હલકા તો રહ્યા, પણ મહાન પુરૂષો પણ લઢી વઢીને પોતાની સાથે હજારો લશ્કરની ખરાબી કરી મરી ગયા! જ્યાં સંસાર–અવલોકને જોઇયે છિયે ત્યાં અજ્ઞાનને લીધે સ્ત્રીને કજીઆ ટંટા, વઢવાડ, મારામારી, ખુન, ખુનરેજી, દ્વેષ, ઉદાસી દિલગીરી, દુઃખ, ત્રાસ, તથા વિપત્તિનું મૂળ દેખીએ છીએ. નારી જાતિ કર્માધાર[3] છતાં કર્મક[4] પ્રાણી થઇ પડે છે. અબળા[5] છતાં સબળ શૂરવીર થઇ પડે છે. મનુષ્યની તવારીખમાં[6] કંઇ કંઇ કૃત્યો કરે છે! અફ્સોસ મનુષ્ય તારાં અજ્ઞાન તથા નાદાની પર! આ પ્રમાણે પ્રાણાયામ વડે સંસારની ખટપટ તથા તેની રચના યોગી સમજી શકેછે, ને તેથીજ તે એકાંત વનવાસમાં[7] સુખ માનેછે. હવે એ પ્રાણાયામ કરતાં દમ કયું સ્થળ ધરીને રહેછે તે જાણવું જોઇએ. ભેજું એક છે તોય તેના ભાગ બે છે તે તાળવું જોયાથી શાહેજ માલુમ પડશે. ભેજાંનો એક આગલો ભાગ ને બીજો પાછલો ભાગ છે. એ દરેક ભાગ લાડવા જેવા બેબે ગોળવાનો બનેલોછે. ભેજાં સાથે શરીરના બીજા ઘણા ભાગો લાગેલાછે તેમાંનો એક ત્રણ આંગળનો સૌથી હેઠળનો ભાગછે. તે નીચેથી બરડાના તંતુ સાથે જોડાયલોછે. એ ભાગની મદદથી શ્વાસ જારી રહેછે. ઉપલાં એટલે આગલાં ભેજાંનો નુકસાન થાયછે તોય શ્વાસ ચાલેછે, પણ પાછલાં ભેજાંને કંઇ નુકસાન* થયું કે શ્વાસ બંધ પડેછે. આગલાં ભેજાંના ગોળવાઓમાં ત્રણ પોલી જગા હોયછે, ને પાછલાં ભેજાંનાં ડંડાણમાં ચોથી પોલી જગ્યા આવી છે. તેથી આ પોલી જગામાં યોગી પોતાનો શ્વાસ ઉપર ચઢાવી બાંધી રાખેછે. તેથી તે શરીરથી બેખબર રહેછે. તેનું ધ્યાન તથા ચિત્ત [illegible]

૧ ઠગારો દેખાવ. ૨ અસલ વખતમાં. ૩ જેનાપર [illegible] શકાય તેવી passive. ૪ ક્રિયા કરનાર active. ૫ બળ [illegible] નાજુક સ્ત્રી. ૬ ઇતિહાસ. ૭ વનમાં રહેવું તે, વિરાગ.

* તાવ આવી ગયા પછી વાંચ્યાથી કે ઉંડો વિચાર કીધાથી જે ભાગ દુઃખેછે તે એટલાજ માટે.

છે, તેની છાતી. પેટ, હોઝડી, નડ્ડી, એ સર્વ નકામી ચામડીની કોથળી ઓ હોય તેવાં લાગેછે. શરીરમાં પોતે છેજ નહીં, પણ પોતે જુદો ફરતો હોય, તથા એક ડગલો પહેરીએ ને મરજીમાં આવે ત્યારે તે કાઢીએ તેમ, શરીરને કાઢતો હોય ને પાછું વળી પહેરતો હોય તેવું લાગે છે. ત્યારેજ તે જાતના અનુભવે આત્માની હૈયાતી સમજી શકે છે, અને ત્યાર પછી આત્માપર પછી વિશેષ ચાહેના રાખે છે.

શ્વાસની હવા ને ફેફસાંના દાણાની પાસેની નસોની જાળમાંનું લોહી§ એ બન્નેનો સંબંધ પાસો પાસ હોવાને લીધે, મનને તથા શરીરને, અથવાતો મનને તથા તન દરૂસ્તીને, એકેકને લગતો પરસ્પર સંબંધ છે. એથી કરી જે માઠી અસર મનપર થાય છે, તેજ તનદરૂસ્તીપર થઇને ઉભી રહે છે. તેવીજ રીતે તનદરૂસ્તીની અસર મનપર* થાય છે. માટે જ્યારે માણસ મનમાં ચાલતા પ્રવાહને નબળો કરી શોક કરે છે, દલગીર રહે છે, હાય સોસ કરે છે કે રૂદન કરે છે, ત્યારે તેની તનદરૂસ્તી બગડે છે, એટલે કે લોહી બરાબર શુદ્ધ થતું નથી, ખોરાક પચતો નથી, અને લોહીના જુસ્સા નરમ પડી જાય છે. કદાચિત એકદમ તુરંગે લોહી ઉછળી આવે છે ને તુરત જીવ પર કરે છે, કે તેમાં આખર દુઃખી થઇ પડે છે†. ઉપર વર્ણવેલા શ્વાસ તથા લોહીના નિકટ સંબંધને લીધે આ થાયછે માટે શિખામણ એટલી લેવાની કે શ્વાસોશ્વાસની ક્રિયા મા પેટે જન્મ્યા ને જેવી ચાલતી હતી તેવીજ યોગીની રીતિ પ્રમાણે ચલાવવી જોઇએ. એ ક્રિયા જો સ્વભાવિક ચાલતી હોય તોજ મનનું મહત્વ જણાય છે, એ ક્રિયાએ મનમાં વસતા ચમત્કાર દેખાય છે, એ ક્રિયા શુધ્ધ ચાલે તોજ ઇચ્છાનું બળ કેટલું મોટું છે તે જણાય છે, એ ક્રિયા ચાલતી હો-

§ ખરૂં જોતાં લોહી નહીં પણ લોહીની જોડે ફરતો વાયુ (gas) દમની હવા જોડે મળેછે. ફેફસાંની નસોનું પડ અતિ બારીક હોવાથી તે પડનાં છીદ્ર દ્વારે એ બંને વાયુ મળેછે. "એક સુકાં પડથી જુદા પડેલા, કે ફક્ત અડોઅડ રહેલા વાયુ બહુઝડપે એક બીજામાં ભળી જાયછે"–Huxley

* ઉઠિયું તુટિયું જેઓને થયું હતું તેમનાં મન આવા નિયમે બગડી ગયાં હતાં. પુર્વે એટિકાનાં યુનાની લોકમાં એવી મરકી ચાલી હતી કે જેઓ બચ્યાં હતાં તેમનાં મનની હાલત એટલીતો બગડી ગઇ હતીકે તેમનાંમાં સ્મૃતિ જણાતીજ નહોતી, ને સગાં વહાલાંને તેઓ પિછાની શકતાં નહતાં.

† એ માટે શોક કરવાની ધર્મમાં મનાછે.

તોજ મનમાં અનેક વિચારો થઇ શકે છે. સમજ શક્તિ વધારી શકી છીએ, અને બુદ્ધિ તત્વને રોજ રોજ અભ્યાસવડે ખિલવી શકીએ છીએ. એ ક્રિયા ચાલતી હોય તોજ રાગ, તાન, ગાયન કે સરોદની મઝા આપણુને લાગી શકે છે, ને મધુ–સ્વર[1] કાન કનેથી છોડવા ગમતો નથી. એ છે તોજ રડતું છોકરૂં હાલેડાં સાંભળી મુગું રહે છે. હાલેડાંના મોજા તેનાં ફેફસાં સુધી જઈ તેનાં લોહીને ઉછાળે છે તેથી તેને ખુશી લાગે છે; ને તે ખુશીમાં ને ખુશીમાં, ઉંઘમાં આવી, સુઇ જાય છે. એજ નિયમે સર્પ[2] ગારૂડી પાસે ખુશ થતો આવી તાબે થઇ જાય છે. સરોદ વડે આરબ ઉંટને નચાવે છે, ઢોલકે બકરો નાચેછે, ડમરાએ વાંદરો તથા રીંછ ચાળા કરતાં ચાલે છે, વેણુાએ હરણી હર્ષમાં આવી તાબામાં આવી ઉભી રહે છે, સીપટીએ લાવરી ખુશ થઈ ઉડતી બેસી જાય છે; વાંસળીએ પોપટ, મેના, ગેલ્લમાં ઉતરે છે.



## પ્રકરણ ૨ જું.

### મનોવિકાર.

આગલાં પ્રકરણમાં સમજાવ્યા પ્રમાણે શ્વાસમાંનો પ્રાણ–વાયુ ફેફસાંના પોલા દાણામાં ભરાઇ તેની આસપાસ સાફ થવા આવતાં (નસોની જાળમાંનાં) લોહીને મળી 'રક્ત[3]' બનાવે છે તેથી દમની હવા અને લોહી, એ બંધેનો સંબંધ અકેક સાથે નિકટ[4] રહે છે એટલા માટે મન તથા મનના વિકારો એટલે જુસ્સાઓનો, એકેક સાથેનો પરસ્પર સંબંધ પણ નિકટ રહેછે. હવે મનોવિકાર શું છે, તે માણસે જાણવું આવશ્યક છે.

"મનોવિકાર" એટલે મનની પ્રકૃતિનાં જુદાં જુદાં રૂપ; તે રૂપનાં નામ—"**કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સર**" છે. એમને સાધારણ લોક "**પ્યાર, ગુસ્સો, લાલચ, માયા,-મગરૂરી,** તથા**અદેખાઇ**" નાં નામે ઓળખે છે, આ છ વિકારોને યો

---

૧. મધુર અવાજ. ૨. સાપ. ૩ લાલ લોહી. ૪ અતલગ.

ગી પોતાના દુશમન જેવા ગણી તેમને "ષડ્-રિપુ" એટલે "છ શત્રુનું નામ આપ્યુંછે. જે જે બીજા અવગુણો મનુષ્યમાં જણાયછે તે આ છ પૈકી કોઇપણ વિકારના ફાંટા છે. એ વિકારો જીવના શત્રુ છે, તેઓ જીવને ખરે રસ્તે ચાલવા દેતા નથી, અને સદગુણના પંથે ચઢેલો જીવ ઘડીમાં ઉતારી પાડે છે, તેઓ તેને સંસારી ખટપટમાં લપટાવી રાખે છે. પોતે કોણ છે, ક્યાંથી આવ્યો, ને શું થશે, તે વિષે, મોતના દ્વારે[1] ચઢે ત્યાં સુધી, તેને વિચાર કરવા દેતા નથી, અને કદાચિત તે કરવાને ચાહે છે, તો તેને હર બહાને તોડી પાડે છે. આત્માના પ્રકાશ પર તોફાની ધુળનાં ... તેઓ ફરી વળે છે, તેથી તેનો જાતી પ્રકાશ નિકળી શકતો નથી. મનુષ્ય જ્યારે મરવા કાળે પહોંચે ત્યારે મોતના કાંઠે બેસી સ્વચિંતન[2] કરવા જાય છે; અને હૃદયમાં કીધેલાં કર્મની પ્રતિમાઓ[3] જોઇ ફિકરમાં ને ફિકરમાં સ્વધામ પહોંચી જાયછે. એ વિકારોનું એવું દુષ્ટ વળણ તથા લોકોનો ક્લેશ ઉપજાવનારો જાતિ સ્વભાવ હોવાથી તેમને યોગી શત્રુ સમાન ગણી ધિક્કારે છે; અને ધર્મ પુસ્તકોમાં પણ તેમને દુષ્ટ, ધિક્કારવા લાયક, શ્રાપિત[4] યોનિઓનાં રૂપ આપી અતિ ફિટકારે તુચ્છકારી નાખ્યા છે. હવે તે પરથી એ વિકારો તુચ્છકારવા લાયક છે કે નહીં તે જાણવું જોઇએ.

"મનોવિકાર" એ શરીરમાં વહેતાં લોહીના ગુણ છે. માણસ કે કોઇપણ પ્રાણી ઘડીની વચમાં પોતાનાં મનની સ્થિતિ, પોતાની મરજી પ્રમાણે, ફેરફાર કરી શકેછે, તે એટલાંજ કારણે. માણુસ અક્કલને એક કોરે મુકી જેમ લોહી નચાવે§ તેમ નાચે છે. જે રસ્તો તે સુચવે, તે તુરત પકડી લે છે. જ્યારે લોહીની ગતિનાં રૂપ માત્ર આ વિકારોછે. અને તેઓ માઠુંજ કરનારાછે ત્યારે લોહી એ આચરણના સંબંધમાં માણસની પ્રકૃતિને હમેશ માઠુંજ વળણ આપે છે, અને તેને જાણી જોઇ દુ:ખના ખાડામાં

---

૧ દરવાજે ૨ પોતા વિષે વિચાર. ૩ છબી. ૪ શ્રાપ દેવા લાયક.

§ "વિચાર શક્તિ" વડે મગજપર ક્રિયા ચલાવતાં તેની અસર અંત:કરણે પહોંચવાથી લોહીમાં જે ધીમી કે ઝડપવાળી ગતિ પેદા થાયછે તે વિષે આ વાત નથી; શરીરમાં લોહી કે વીર્યનો વધારો થવાથી તે લોહી ગોદા મારી મારીને મનુષ્યને કુરસ્તે જવાનું સુચવેછે તે વિષે છે, જોકે દુષ્ટ માર્ગે જવા તળમાત્ર પણ તેનાં "મનમાં' ન હોય તોય તેને તેમ ચલાવેછે.

નાખવાને રસ્તા ખુલ્લા દેખાડયા કરે છે. સમજુ આદમી આપરથી સમ-[illegible] વિના રહેશે નહીં કે મનુષ્ય માત્રની મતિ બુરી વાટે ચઢવાને હમેશ તત્પર[1] રહેછે તે એટલાજ માટે છે. સ્ત્રી કરતાં પુરૂષ દ્દઢ મનનો હોવાથી બુરી વાટે પડતાં તે વાર લગાડે છે.; પણ સ્ત્રી ચંચળ સ્વભાવની, ડગમગતી મતિની, ને પોચા મિજાજની હોવાથી ઝટ બુરે રસ્તે ઉતરવા મતિ ફેરવી શકે છે. એટલાજ પરથી છેક પૂર્વે[2] પણ તે તેવાજ હતી, ને હાલ સુધારા છતાંએ તેવીજ છે. આદમ ને હવાની§ જે વાત બાઇબલમાં છે, તે જો ખરી હોય તો, વિવેકી જણ જોશે કે પ્રથમ મતિ બગડી તે સ્ત્રીનીજ બગડી હતી, ને તેણીએજ આદમને જોકે તે દૂતના[3] ગુણ ધરાવતો હતો તોય, ખરાબ કર્યો હતો; તેને તેણીએ કુવામાં ઉતાર્યો પછી તે શરમાયો, અને પસ્તાવામાં પડયો. એમ વિકાર એ લોહીના ગુણ હોવાને લીધે, હમારી " **વામા વિરહ** "માં* કહ્યું છે તેમ, માણુસની મતિ દુષ્ઠ વાતપર તુરત, વહેલી, સવળ પડે તેમ, સહેલાઇથી, સુખમાં, [illegible] એટલાજ માટે જેમ બને તેમ એ વિકારોનો થો-[illegible] ઇશ્વરે એ વિકારો લોહીમાં મુકયા છે, તે તે[illegible] ઉપયોગ કરવાને માટેજ મુકેલા છે; જેમકે શહેજ "[illegible]" હોય તોજ અખ્ત્યાર ને હુકમ ચાલે છે; નાશ કારક પ્રાણીને મારી શકાય છે; દુષ્ટ પ્રકૃતિના પ્રાણીની સામા થઇ શકાય છે; હિંમત રહે છે; ભયને ધિક્કારવાની મતિ સુઝે છે; અને બહાદુરીના કામો થાય છે. " **કામ** " એટલે પ્યારનો વખતસર તથા ઘટતો ઉપયોગ કીધાથી પરસ્પર હેત રહે છે; માંહોમાંહે તન દરૂસ્તીની કાળજી રહે છે; સામસામા ભલું ઇચ્છે છે; દુઃખ સુખે વહારે[4] જવાનું સુઝે છે; સંસાર વધે છે; સંતતિ[5] તેનું નામ જારી રાખે છે; અને વૃધ્ધાવસ્થા[6] કે વિપ-[illegible] કે દુઃખમાં તેનો આધાર થઇ પડે છે. " લોભ " થી માણુસ [illegible]પરીષ ઉધમ ને ઉપયોગ કરે છે; સારૂં કહેવાડવાને પ્રયત્ન કરેછે; શિખ-

---

૧ તૈયાર. ૨ અસલ જમાનામાં. ૩ ફરેસ્તો. ૪ મદદે.
૫ છોકરાં હૈયાં. ૬ ઘડપણ.

§ Adam and Eve

* કાવ્ય પુસ્તક છે તેના પાછલા ભાગમાં વૈરાગ્ય તથા યોગનો અભ્યાસ કેમ ચલાવવો ને તેથી છેવટ શું ફાયદા થાય તે વર્ણવ્યા છે.

વા, ભણવા, પેઢવા, આબરૂ વધારવા, મોટા વ્યાપારો કરવા, સુમાર્ગે નામ કાઢી ગયા હોય તેમનાથી વધારે નામ કાઢવા, પોતાની હાલત સુધારવા, લોકનાં સુખ વધારવા, પરગજુ[1] બની તે કામમાં તે મચ્યું રહે છે. "મોહ" છે તોજ સ્ત્રી-પુરૂષમાં પ્યાર તથા હેતની ગાંઠ બંધાયલી રહે છે; અકેકના બચાવમાં તેઓ તત્પર રહે છે; મનની ઇચ્છાની તૃપ્તિ[2] થાય, અને એકજ લોહી તથા માંસમાંથી બે શરીર જુદાં જુદાં થયાં હોય, તેમ તેઓ રહે છે; એકના જાનની સલામતી ખાતર બીજું માણસ ગમે તે સંકટ આવે તે હઠયા વિના સહેછે, અને વૃદ્ધાવસ્થા[3] સુધી સંતોષ તથા સુખમાં રહે છે. "મગરૂરી" છે તોજ સારા ગુણ, સારાં નામ, સારી ઓલાદ[4], સારા સ્વભાવ, સારી શિખામણ તથા મા બાપની સેવાને વળગી રહેવામાં માણસ ટેક રાખી શકે છે; અને થોડું બોલવું, જુઠ્ઠાનો તિરસ્કાર[5], સ્વધર્મે[6] પર આસ્થા[7], ખોટે રસ્તે ઉતરવાનું સ્વભાવિક વળણ છતાં સદગુણના પંથે વળગી રહેવું, એમાં માણસ વડાઇ તથા મગરૂબી માને છે. "અદેખાઈ" છે તોજ એકથી સરસ થવાને બીજું આદમી સરસા સરસી કરે છે; વેપાર રોજગાર વધારે છે; મોટા કહેવાવા, વધારે શિખે છે, ભણે છે, સખાવત કરે છે, પોતાનું નામ કાઢવાને તથા બીજાનાં નામ કરતાં તેને વધારે અમર કરવાને હરેક રીતે કોશેશ કરે છે; કોઇ નાણી માણસને કાંઇ દુઃખી કરે છે, કે જખમ કરે છે, કે મારે છે ત્યારે તે માણસ આંખમાં અદેખાઇ તથા ગુસ્સો લાવી તેના પર તુટી પડી તેને મારી નાખે છે. તેથી મનુષ્યપરનો ત્રાસ ઓછો થાય છે. પણ માણસ વિકારોની આવી શુભ મતલબ એક કોરે મુકી તેમનો ખોટો ઉપયોગ કરે છે. ઝાડ પાન ઉછેરવા, અનાજ ઉગવવા, પ્રાણીની તૃષા[8] મટાડવા, અંગ તથા વસ્ત્ર સાફ કરવા, સુલભથી[9] મુસાફરી કરવા, અને બીજાં અનેક સુખ માટે ઇશ્વરે નદી, નાળાં પેદા કીધાં, તેમાં તે પોતેજ ડુબી મરે એમાં વાંક માણસનો કે ઇશ્વરનો? ઘર કામમાં કાપકુપની સગવડ કરવા માટે ઇશ્વરે માણસને પાળી[10] બનાવવાની યુક્તિ સુઝાડી, ને તેજ પાળી તે પ્રાણીનાં ગળે મુકે છે, તેથી કાંઇ એમ

---

૧ પરોપકારી. ૨ ધરાવું. ૩ ઘડપણ. ૪ વંશ. ૫ ધિ:કાર. ૬ પોતાનો ધર્મ, ૭ એકીન. ૮ તરસ. ૯ સગવડે. લાભસાથે. ૧૦ છુરી.

કહેવાય કે પ્રાણીનાં ગળે છરી મુકવા માટે ઇશ્વરે માણસને છરી બનાવવાનું શિખવ્યું?

એ વિકારો માણસને સારૂં દેખાડવા કરતાં બુરૂં વહેલું દેખાડે છે અને સારાંનાં પ્રમાણમાં નઠારૂં વિશેષ કરાવે છે; માટે એમને કાબુમાં રાખી તેમના પર માણસે અમલ ચલાવવો એજ સર્વોત્તમ[1] વાત છે. એ પ્રમાણે યોગીજ સરસ રીતે વર્ત્તી[2] શકે છે, ને એમ થાય તો-જ માણસને સરસ અંતર ક્રિયા નજરે જોવાનો સંભવ તથા તક મળે.

હવે એ દરેક વિકાર જાતે શું છે, તે સમજમાં ઉતાર્યાથી તેઓ વિષે વધારે માહિતી મળશે.

**કામ** એ શું? સાગર, નદી, નાળાં, સરોવર, કે કોઇપણ જળાશયનું[3] પાણી તેનાપર તડકો પડે છે કે સુકાવા માડે છે, અને સુકાય છે ત્યારે તે હલકું થયાથી તે સુકાયલાં પાણીનાં કણેકણ હવામાં ઉડી જાય છે. એ દરેક કણમાં વિજળી રહે છે તેથી તે શહેજ ફુલેલાં અને હલકાં રહે છે. જ્યારે ઉંચે હવામાં તેમની હલકાઇ જેટલું હલકું હવાનું પડ તેમને મળે છે, ત્યારે ત્યાં તેઓ થોભીને રહે છે. હવે એ દરેક કણમાં* વિજળીનો પાસો રહેવાથી તે અધ્ધર રહે છે, અને શહેજ ઠંડ લાગતાં દરેકમાં એક બીજાંને મળવાની આકર્ષણ શક્તિ§ હોય છે, તેથી તેઓ સાથે મળે છે અને વિટળાઇ વિટળાઇને રૂની પુણી માફક ગોટે ગોટા બંધાય છે. પછી તેઓ પર શિતળ[4] વાયુના ઝપાટા લાગે છે કે તેમનામાં રહેલી વિજળીની જાતિ ગરમી તુટી જાય છે તેથી તે ઠરી જઈ પાણીનાં ટીપાં બની વૃષ્ટિનાં[5] રૂ-

---

૧ સૌથી સરસ. ૨ ચાલવું. ૩ પાણીનું ઠામ. પાવાગઢ, આબુ, ગિરનાર, જેવા પહાડપર જેઓ રહ્યા હશે તેઓ આ ક્રિયા ઝટ સમજશે. ૪ ઠંડું ૫ વરસાદ

* એ જાણવાને જિજ્ઞાસુ માણસે એક પાણીથી અરધી ભરેલી માટલી, જ્યાં બારણાં કે બારી વાટે તડકો આવતો હોય ત્યાં તેનાં અરધાં પાસાં પર તડકો પડે એમ, તેને મુકવી. અંદરનું પાણી સુકાઇ બારીક વરાળ નિકળવા માંડશે તેના કણ લક્ષ પૂર્વક ઝીણી નજરે જોયાથી આ વાતની ખાતરી થશે.

§ જુઓ Ganot on Heat, p. 255

પે જમીનપર પડે છે†. એ જેમ પાણીનાં ઝીણાં કણુ ભેગાં થઇ પાણીનું ટીપું* બનેછે, તેમ [illegible]ને તેવીજ રીતે શરીરમાં કામ વિકાર-ઉત્પન્ન થાયછે. કોઇક વસ્તુ સ[illegible]રીછે, શોભિતછે, આપણાં ખપ કે કામમ આવે તેવી કે ફક્ત દેખાવડી છે, એવું જ્યારે આપણાં જાણ્યાંમાં આવે છે ત્યારે તે મેળવવા સારૂ પ્રથમતો તે વિષેના સારા માઠા ગુણના વિચારનો પ્રવાહ મનમાં ચાલેછે; અને તે પ્રવાહ પછી ઇચ્છાનું રૂપ પકડેછે. એ ઇચ્છા એકવાર થઈકે તે વિષેના વિચારના પ્રવાહ ધીમે ધીમે નિકળતાજ રહેછે. જેમ એક કીડો ગુમડાંમાં સળવાયા કરે, તેમ તેનો જીવ તે વસ્તુને મેળવવા સારૂ સળવાયા કરેછે. સળવાવાનું કારણ તેના પોતાના ફરી ફરી ઉપજ્યા કરતા વિચારોની ક્રિયા છે. જે પ્રમાણે કોલસાના કકડાનો બારીક ભુકો કરી એક ચલમમાં ભરી તેનાં મોંને મટોડીથી બંધ કરી, તેની ડોક ઉપર રાખી, ભઠ્ઠીમાં તેને મુકી હોયછે, ત્યારે તે કોલસાનો અંદરથી ધુમાડો નિકળવા માંડેછે. એ ધુમાડામાં, ચલમની અંદર ભરેલા કોલસાનાં છુટાં છુટાં કણ હોયછે તેથી તે ધુમાડાને જરા સળગાવેછે કે તેમાંનાં બારીક કણુ સળગી ઉડી દીવાની જોત માફક સર્વે સામટાં મળીને બળ્યાં કરેછે; તેજ પ્રમાણે ધીમા ધીમા ઉત્પન્ન થતા ઇચ્છાના ભાસવાળા વિચારો એકેક સાથે મળી વિ[illegible]છે, પછી ઉત્કંઠાવાળી મોટી ઈચ્છાના પ્રવાહ ચાલેછે. જ[illegible] એ ઇચ્છાના પ્રવાહ પરજ ચોંટેછે ત્યારે ઇચ્છાના [illegible] ચાલે છે, તેથી તે માણુસ દમના ફુંફાડા મારેછે. ઇચ્છાનું [illegible]મ વધતું તેમ તેના શ્વાસના પ્રવાહ જોર વાળા નિકળેછે. જ્યારે તેનું જોર વધી પડેછે ત્યારે તેને કંઇ સુઝતું નથી; પણ જે ધારેલી વસ્તુ તેની ઇચ્છા તૃપ્ત[1] થાય તેવી રીતે એકવાર તેને મળીકે પછી તે પ્રવાહ નરમ પડી જાયછે, ઇચ્છા

---

૧ સંતોષાવું, ધરાવું.

† "પાણીનાં ઘણાં ઝીણાં કણો, (તેમનામાં રહેલી) વિજળી એક બીજાંને પાછાં હઠાવતી રહેછે, તેને લીધે જુદાં જુદાં રહેછે. એ વિજળી હવામાંથી તેઓનાં જુદાં પડતી વખતે વધેછે પહાડોની ટોચ કે ડુંગરા કે ઝાડ, કે એકેદમ ગગડાટનાં તોફાનથી એ વિજળી ધીમે ધીમે જતી રહેછે ત્યારે વરસાદ પડેછે."—M'culloch

* પાવાગઢ પર માતાએ જનાર આ ક્રિયાની ખુબી વહેલી સમજી શકે સે.

ગમી જાયછે, ને મન જેવું અગાડી શાંત હતું તેવુંજ સાંત થઇ જાયછે. આગલાં પ્રકરણમાં છેવટે સમજાવ્યું છે તેમ શ્વાસોશ્વાસ તથા લોહી, એ બન્નેને એકકેક જોડે નિકટ સંબંધછે તેથી જેટલાં જોરે શ્વાસના આચકા ઉત્પન્ન થાય છે તેટલીજ ગતિએ લોહી ઉછળે છે. એટલે જે ઇચ્છાનો પ્રવાહ શ્વાસને આચકા મારી દોડાવે છે તેજ ઇચ્છાનો પ્રવાહ લોહીને, ફેફસાં[1] આગળ, આચકા મારી તેને વહેતું વહેતું દોડાવે તથા ઉછળાવેછે. જ્યારે પ્રથમ ઇચ્છાના નરમ નરમ આચકા લાગી શ્વાસનો પ્રવાહ ચાલેછે, ત્યારે, જેમ હુનાળાના કોઇ દિવસની સાંજે નાળાંમાં કાંકરા પર થઇને, ધીમું ધીમું રમતું રમતું વહેતું પાણી દેખાયછે, તેમ એ શરીરમાં પણ બહુકરી રકતરથ[2] આગળ, લોહી રમતું રમતુ નરમ નરમ વહેછે; પછી જેમ શ્વાસનું જોર વધેછે તેમ તે લોહીની ગતિનું જોર પણ વધેછે. જેમ ઉંચાણથી વહીને આવતું પાણી ધસારો કરી આગળ દોડ દોડ કરેછે, તેમ તે લોહી રગેરગમાં દોડ દોડ કરેછે. તેથી એકતો શ્વાસનું જોર અને બીજું લોહીના ધસારા, એ બન્ને મળી, માણસને બહાવરો બહાવરો, આકુળ વ્યાકુળ, અધીરો, ગુસ્સા ભરેલો, મારફાડ તથા ભાંગ તોડની વૃત્તિવાળો; તથા મા બાપ, ભાઇ બંધ, છોકરાં બચ્ચાં, ધન દોલત; જોઈએ બધાં આગે ફુકાય કે કુવામાં પડે, તોય મારી મરજી પ્રમાણે થાઓ એવી ખરાબ ક્લેશજનક[3] વૃત્તિવાળો તેને કરી મુકે છે. એ વિકાર જેટલાં જોરથી પુરૂપ કે નર જાતિમાં ઉત્પન્ન થાય છે તેટલાંજ જોરથી સ્ત્રી કે નારી જાતિમાં ઉત્પન્ન થતો નથી. કારણ કે નારીનાં મનને બહુ કરી અચળ દ્રઢતા રહેતી નથી અને તેથી કરી તેના મનમાંથી લેવાજ જોરના ઇચ્છાના પ્રવાહ નિકળતા નથી. એપરથી જણાશે કે કામ વિકારનું બળ કેટલું મોટું છે કે તેથી માણસ પોતાની આબરૂ ઇજ્જત, ધન દોલત, ભાઈબંધ, મા બાપ, છોકરાં, પોતાનું કલ્યાણ, એ સર્વથી આંધળું બની જઇ પોતાની ઇચ્છા એકવાર પરિપૂર્ણ[4] કરી લે છે! કામ વિકારમાં આટલી મહાબળવાળી શક્તિ હોવાને લીધે તેને હિંદુ આર્યોએ દેવનું રૂપ આપી "કામદેવ" ને નામે ઓળખે છે. એટલાજ માટે અંગ્રેજ લોક કહે છે કે "ઇશક એ મ-

---

૧ લોહીનું ઠેકાણું, અંતઃકરણ. ૨ નસેનસ, નાડીએ નાડી. ૩ દુઃખ ઉપજાવે તેવી. ૪ પુરેપુરૂં.

હા શક્તિનો ધણી છે" (Love is a mighty Lord). પારસી ધ-ર્મમાં§ નીચ ક્લેશ ઉપજાવનાર, દુઃખદેણુ, પીડાકારી, દુષ્ટ વૃત્તિના આદ-મીને સર્પ[1] તરીકે કહ્યો છે, કારણ કે તેવા દુષ્ટ આદમીમાં તેની સઘળી પ્રકૃતિ સર્પની પ્રકૃતિ જેવીજ હોયછે. તેજ દૂરનો સાંભળેલો, કે પછી ય-હુદીઓમાં પણ એવી રૂઢી હોય ને તેથી એમ બોલાતું હોય તેનો વિચા-ર મુસા પેગંબરે બાઇબલના પ્રથમ ભાગમાં જણાવ્યો છે, એટલે કે તે-ણે કામને સર્પનું રૂપ આપ્યું છે; કારણ કે જેમ સર્પ સરવર સરવર થ-તો નિકળી આવે છે તેમ એ કામપણ ઘડીમાં તેવાજ વેગે[2] માણસનાં હ્રદયમાં ચઢી આવેછે. ફક્ત વિવેકી જણ તેમાં કહેલી કથા સમજી શકશે; તે એ છે કે અદનની[3] વાડીમાં આદમને હવાનું[4] જોડું સંસારની શરૂઆતમાં રહેતું હતું તેને ઇશ્વરે કહ્યું હતું કે તે વાડીની વચ્ચે સારાં માઠાંનું જ્ઞાન દેખાડનાર ઝાડ[5] છે તેનું ફળ† ખાશો નહીં. જો તે ખા-

૧ સાપ. ૨ ઝડપવાળી ગતિ. ૩ Eden. ૪ Eve.
૫ Tree of knowledge of Good & Evil.

§ જુઓ વંદીદાદની પરગરદ ૫)મી.

† એને મુસલમાન ઓલમાઓ 'ઘહુ' ધારેછે, અને અંગ્રેજ વિદ્વાનો "કેળુ" ધારેછે. પણ ઘણાક એ બ્યાન અલંકાર ભાષામાં વર્ણવેલું સમજેછે. જુઓ Vegetable Products, by Birdwood. P. 184 "ભલાં ભુંડાં વિષેનાં જ્ઞાનનું ઝાડ" એ જીવનના ઝાડની એક શાખા હોય, કે એ બં-ધે એકજ હોય. મનુષ્ય જ્યારે તરૂણ અવસ્થામાં પહોંચી રહ્યું હોય તે વે-ળાના દેખાવનું આ વર્ણન દિસે છે. જ્યારેમાણસને જુવાનીની નિશાણી ઓ પ્રગટ થાય છે, ત્યારે તેના અંતરના અવયવોનો સાંગો પુખ્ત થયલો સમજવો. આ પુખ્તિથી તેની વિચાર શક્તિ તથા બીજી માનસિક શક્તિ ઓ નવું તથા અગાડી ન દેખેલું રૂપ ધારણ કરે છે. એ વડે તે ખરૂં તથા ખોટું પોતે સમજી શકે છે અને સામાને તે સમજાવી શકે છે. આ થી કરી બે વાતનો નિકટ સંબંધ રહ્યો છે. તે એ કે જુવાનીની નિશા-ણીઓ તથા સંસારના સારાં માઠાં વિષેનાં જ્ઞાનની પ્રાપ્તિ. એ દેખાવ મુ સાને ચમત્કારિક ભાસેલો દિસે છે.

જીવનનું ઝાડ=Tree of life=જીવ ઉત્પન્ન કરી શકે એવું શરીર રૂપી ઝાડ=genitals=ઉપસ્થ.

તૃણવેત્તાઓ (botanists) બહુએ શોધ કરેછે, કે એ ઝાડ તે કયુ પણ આવાં અંતર જ્ઞાનને "ઝાડના રૂપે" સમજાવેલું તે એ ઝાડ કેમ ખોળી કઢાય!

શો તો પાપી તથા આજ્ઞા[1] તોડનાર કહેવાશો, અને તમારાંમાંથી એકના અનેક થશે. આમાં "અદન" ની વાડી એટલે બહેસ્તનો બાગ છે તે માણસનું રૂપાળા અવયવોનું ચમત્કારિક શરીર છે. "ઝાડ" તે ઉપસ્થરે, એટલે જેમાંથી પ્રાણી માત્રની ઉત્પત્તિ થાય છે; "ફળ" તે રતિ–લહેરનો સ્વાદછે; એકમાંથી અનેક થવું તે સંતતિ યાને ઓલાદનો વધારો છે; હવે એ જોડાં પાસે સર્પે આવીને કહ્યું કે ઇશ્વરે જે ફળ ખાવા ના કહ્યું છે તેજ ખાવામાં મઝા તો છે અને તે ખાધાથીજ જ્ઞાન થાય છે. સ્ત્ર સ્વભાવિક રીતે ચંચળ તથા ડગમગતી મતિની હોવાથી તેણીએ લલચાઇને તે ફળ આદમને ખવાડયું: એટલે હવામાં કામ પ્રગટ થયો તેથી તેણીએ આદમને લલચાવી મોહના ફાંદામાં નાખી ફસાવ્યો; ત્યાર કેડે તેઓ શરમાઇ ગયાં અને નાગાં ફરતાં હતાં તે અંજીરીનાં મોટાં પાંદડાં શરીરે બાંધી શરમ ઢાંકવાનું શિખ્યાં.

આ પારકા ધર્મની વાત વિષે વિવેચન કરવું એવો કંઈ મારો હે-

---

૧ હુકમ. ૨ લિંગ.

"અને પ્રભુએ એ બાગની વચ્ચોવચમાં જીવનવાળું ઝાડ વળી અને સાર અસારના જ્ઞાનનું ઝાડ ઉગાવ્યું" Gen 2–9

"પણ સાર અસારના જ્ઞાનનાં ઝાડનું (કંઇ) ખાતો ના, કારણકે જે દિવસ તું તેનું (કંઇ) ખાશે તે દિવસ તું નક્કી મરશેજ" Gen 3–17

(જ્યાં અસ્વભાવિક ક્રિયાવડે વિષય ઉત્પન્ન કરવા (Masterbation) નાં માઠાં પરિણામ વિષેની પણ સુચના હોય)

"અને બાઇડીએ જયારે જોયું કે ખાન સારૂ ઝાડ તો સારૂંછે, અને આંખે પણ ખુશનમા લાગેછે, ને કોઈ શખ્સને ડાહ્યો બનાવવાને ઇચ્છવા જેવું ઝાડ છે ત્યારે તેનું ફળ તેણીએ લીધું અને ખાધું અને પોતાની સાથે પોતાના પતિને પણ આપ્યું, અને તેણે ખાધું, અને તે બન્નેની આંખો ઉઘડી, અને તેઓએ જાણ્યું કે આપણે નાગાં છીએ" chap. 3–6-7

"અને તેણે (ઇશ્વરે શ્રાપી) તે બાઇડીને કહ્યું કે, હું તારી પ્રસવ) પીડ તથા ગર્ભ ધારણ બહુજ વધારીશ. પીડમાં તું છોકરાં જણશે" chap. 3–16

"જે ભૂમિમાંથી તે (આદમ) ને લીધો હતો તે ભૂમિ ખેડવાને અદનની વાડીમાંથી તેને ઇશ્વરે મોકલી દીધો" chap. 3–23

આ શ્રાપ પછી તુરત એ બાઇડીને ગર્ભ રહ્યા અને કેન (Cain) પૂત્ર પેદા થયો.

"ખેડવું" એ અલંકારમાં છે. જુઓ હઝરત મહમદે ૧૯ મેજ

ણુ નથી; પણ કામના વિષય સાથે એની એની ગૂઢ[1] કહેવાતી વાતનો સંબંધ હોવાથી તેને સુગ્ન[2] વાંચનારની નજર આગળ, કામની શક્તિ તથા તેનાં રૂપ કેવાં છે તે જણાવવાને, મોખરે દેખાડી, ધરૂં છું કે માણસને તે વિષે પૂર્ણ વિચાર કરવાનું સુઝે, અને સર્વ વાતો જાતે સમજી સુમાર્ગે ચાલવા પોતે જાતેજ શિખે.

મુસા પેગંબરના મનમાં, જો તેનું લખાણ અલંકારમાંજ હોય તો, કામ વિષેની† કેવી માઠી અસર ઠસી હશે કે તેણે તેને સર્પનું રૂપ આપ્યું છે, એટલુંજ નહીં પણ તેનેજ "શેતાન" ગણ્યો છે, ને કહ્યું છે કે શેતાને* સર્પનું રૂપ ધરી હુવાને છેતરી. વાત જો ખરી હોય તો સર્પમાં વાચા તો છે નહીં ને મનુષ્ય કેમ છેતરાયું? જે પ્રમાણે આપણે નિદ્રામાં હોઇએ છીએ ત્યારે શરીરના જે ભાગમાં દરદ થતું હોય તે ભાગ, સ્વપ્નમાં આપણને ભાગતો, તુટતો દેખાય છે, અને તે ભાગ તરફ તે સુનારનું ચિત્ત ઉંઘમાં વિશેષ રહે છે; તેજ પ્રમાણે જેમ જેમ મનુ-

---

૧ ન સમજાય તેવું. ૨ સમજુ.

અલંકાર ભાષા વાપરી છે." તમારી અર્ધાંગના તમારી ખેતી છે" સુરો–૨

સુગ્ન વાંચનારે આપરથી મુસાના લખાણની ખુબી બહુ ઝીણી નજરે જોઇ ખરી વાત સમજી લેવી. ઉંડાં જ્ઞાનના વિદ્યાર્થી માટે આ અલંકાર ભાષાની સમજ આપી છે કે બીજી હકીકત શોધવી સવળ પડે. વિશેષ ખુલાસો આપતાં કોઇના મનને મારૂં કહેવું બિભત્સ ભાસે તે ડરે વધારે ઉંડાણમાં પેસી શકતો નથી.

† અવસ્તામાં દુષ્ટ પાપીજન કે ચંડાળ યોનિને "સર્પ" નીસંજ્ઞા આપી છે. (જુઓ વંદીદાદ–૨૨) તે રીતિ મુસાએ વાપરી છે.

* જ્ઞાની મુસલમાન સાલેકો એને "નફસે અમ્મારા" (ભમતો જીવ, ભમના) કહે છે. આ વાત જો મુસાએ ગોગીઓનાં મોંથી સાંભળેલી કહી હોય તો તે આવી રીતની હોવી જોઇએ કે જ્યારે મનુષ્યના શરીરમાં કોઇપણ વિકાર કે મનોવિકાર ઉત્પન્ન થાય છે, ત્યારેજ તેમની મારફતે તેમનાં શરીરમાં (દેવ દરૂજ) શેતાન પેસી શકેછે, ને તે પેઠા પછી તેમના મનની સ્થિતિ ફેરવી નાંખે છે ને આડુંજ ચલાવે છે. "કોઇ પણ વાને ક્ષોભિત થશો ના, કારણ કે એતો ઉકળાટમાં દૈત્યો તથા દુષ્ટ વૃત્તિના દેવો તમારી ઉશ્કેરાયલી સ્થિતિ તથા ખુલેલાં મનનો ફાયદો લે છે. પ્રથમ તેઓ તંતુઓમાં પેસે છે, ને પછી મન વશ કરે છે—Temple of Rosy Cross.

મ્ય કે પ્રાણીમાં વીર્ય[૧] વધતું જાય છે તેમ તેમ જે ભાગમાં વીર્ય રહે છે તે ભાગપર તેનું ચિત્ત હર વખત જયા કરે છે. માટે જેમ જેમ વીર્યનો વધારો થાય, તેમ તેમ તેનામાં કામ વિશેષ પ્રબળ[૨] રહે છે. હવે વીર્ય એ શું છે? વીર્ય એ લોહીનું સત્વ[૩] છે, ને તે પુષ્ટિ[૪] કારક ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે. જેઓની ધાત નબળી થઇ ગઇ હોય છે તેઓ ગુંદરપાક§ ઇંડાં, ને બીજાં વસાણાં ખોરાકમાં લે છે તેથી તે ધાત ઘટ બની શરીરને કૌવતવાન કરે છે અને શરીરનો બાંધો સુધારી દે છે; અને તેમ થયા કેડે તેમાં વિષયની[૫] વૃત્તિ વધતી જણાય છે, તે ઉપર કહેલા સબબથી જણાય છે. ઘરડાં માણસ તેમજ નાદાન† છોકરાંમાં કામ હોતો નથી, કારણ કે તેઓમાં વીર્ય થતું કે વધતું નથી. વીર્ય છે તોજ આ સંસાર ટકે છે, અને શરીરમાં કૌવત ને સુખાકારી રહે છે. જ્યાં વીર્ય છે ત્યાં કામનું બળ ઓછું વધતું થયા વગર રહેતું નથી. જ્યારે તે વીર્ય શરીરમાંથી વધી ગયલું નિકળી પડે છે કે માણસ નબળો ને શાંત થઇ જાય છે. જો માણસના શરીરમાંથી થોડું ઘણું લોહી કાઢી લીધું* હોય તો ગમે તેવો કામી પુરૂષ હોય તોય તેનાં મનમાં કામની[૬] અસર કદી રહેવાની નથી. જેટલું વીર્યનું જોર તેટલું કામનું બળ રહે છે. એ કામનુ વિશેષ બળ ઉત્તમ સંતતિ પેદા કરે છે. ખેડુત, લડવૈયા, કે ગામડયાનાં છોકરાં ઉત્તમ બાંધાના તથા વિશેષ અક્કલના નિકળે છે‡ પણ અભ્યાસી વિદ્વજનનાં[૭] છોકરાં દુર્બળ ને મુર્ખ નિકળે છે તે એજ નિયમે હોય

---

૧ ધાત. ૨ ફાવી રહેલું. ૩ અંદરનો કસ. ૪ કૌવતવાન. ૫ ઈશક, પ્યાર. ૬ ઇશક–પ્યાર. ૭ ભણેલા પંડીત.

§ જુઓ Food grains of India, by Church.

† જ્યારે છોકરાંના અવયવોની બનાવટ પૂર્ણ થઇ રહે છે, અને તે પોતાની માના લોહી વગર પોતાના શરીરનો સાંચો ચલાવવાને શક્તિવંત થાય છે ત્યારે તે પેટમાંથી બહાર નિકળે છે. તોય એ સાંચાની અંતર ખુબી સંપૂર્ણ હોતી નથી. જ્યારે છોકરૂં ઉમ્મરે પુગે છે, ત્યારે તે થઇ રહે છે, તેથી નાદાનીમાં વીર્ય બનતું નથી.

* "રૂધીર કાઢવાથી લોહીના રાતા દાણાનો જથો બહુ ઓછો થઈ જાય છે"—Huxley. ‡ જુઓ Medical Adviser, by Roose p. 35

"Great wits to madness nearly are allied,
And thin partitions do their bounds divide."—Pope

છે. સાજાં તથા નિરોગી આશુક માશુકનાં છોકરાં.જોરાવર બાંધાના ને તીવ્ર બુદ્ધિના નિકળે છે (જેવા કે હોમર, ડેમોસ્થનીસ, સીકંદર, થેમિસ્તોકલીઝ, જુગરધા) તેપણ અરસ પરસ કામના જુસ્સા તથા હરદોની શ્રેષ્ટ આરોગ્યતાપર આધાર રાખે છે. ઈશ્વરે નર નારી બનાવી છે તે એક મેકના ઉત્પન્ન થતા કામને સમાવવાને માટે છે, અને તે ક્રિયા થતં અનીતિ વધી ન પડે તેને માટે પતિ પત્નિ[૨] તરીકે મનુષ્ય, તથા પ્રાણી રહે, તેવા હેતુથી તે હરદો જાતિની સંખ્યા સરખી ને સરખીજ નિભાવી રાખે છે. મનુષ્યમાં જો ઈશ્વર કામ ન પેદા કરત તો ઘડપણ, દુઃખકે અપંગ હાલતમાં પુરૂષ સ્ત્રીનું કે સ્ત્રી પુરૂષનું પોષણ કદીએ કરત નહી. પણ માણસ આ નિયમને સમજતુ નથી. ઉમ્મરે આવેલાં હરેક માણસમાં જોઇશું તો પહેલો બહાર પડતો જે જુસ્સો નિકળશે તે કામનોજ નિકળશે, અને તેજ પ્રમાણે પ્રાણી માત્રમાં જોઇએ છીએ..સુધરેલ, એમજ જંગલી લોક જેવા કે દુબળા,.ઢોડીઆ, ભીલ, નાયકા, ધાનકા, તે સર્વ કામની વાતપર સ્વભાવિક રીતે વિશેષ લક્ષ આપેછે. જંગલી દેશના છેક માંહેલા ભાગના ભીલને એકાંતમાં જોઇએ છીએ તો તેને જોતાંજ માણસનો અસલ અવતાર ધ્યાનમાં ઉતરે છે. તેની વાત ચીત ને ગાયનો સૌ કામ વિષેના હોય છે, અને તેના વિચારમાં આ ભવનું સર્વસ્વ[૩] સુખ તે એજ સમજીલેછે. એ બધું તેનું લોહી સુચવેછે§ તેનો આત્મા જાતે કશું કરતં નથી. પતિ તથા પત્નિ વચ્ચેની સગાઇ ફકત લોહીને લીધે રહે છે. એક બીજાના આત્મા સાથે શે.એ સંબંધ રહેતો નથી. કામને લીધે જેટલી હુલ્લડાઇ માણસ કરે છે તેટલીજ હુલ્લડાઇ હલકા વર્ગના પ્રાણીપણ કરે છે. પોતાનાં પેટનાં છોકરાંપર માણસનો સ્વભાવિક પ્યાર દોડે છે તે પણ એટલાજ કારણથી, એટલે કે પોતાની કાયામાં પેદા થય.

---

૧ તેજ, ચાલાક. ૨ ધણીઆણી. ૩ સઘળું.

§ આપણને આ દેખાવ લોહીના ઉછાળાએ દેખીતો સાધારણ નજરે દેખાય છે. પણ ખરૂં કારણ તો કાયિક વિજળી છે. એ કાયિક વિજળી ઉશ્કેરાય ત્યારે તેનું પરિણામ તે લોહીનો ઉછાળો છે. સ્ત્રીમાં નિરાકર્ષક અને પુરૂષમાં બહુ કરી આકર્ષક વિજળી રહે છે. એ બે જુદી જુદી જાતની વિજળી એકેકને મળવા દોડે છે ત્યારે મોહ, કામ, કે પ્યાર સંજાગૃત થાય છે.

માં લોહીનાં સત્વમાંથી વીર્યે પોતેજ કાઢી તે (સંતતિ)નું સૂક્ષ્મ[1] રૂપ આ પાસે ઉછેરાવી મોટું કરાવ્યું અને પોતાનીજ પ્રતિમા[2] નામ અમર મુકી જવા પોતાની આગળ જુદી હૈયાતીમાં મુકી ઝીણી નજરે જોઇ. શું તો આપણાં બચ્ચાં આપણા લોહી તથા માંસમાંથી નિકળ્યાથી કાયા—ભૂત છે. એથી કરી અકેકનું લોહી પ્યાર તથા હેતના રૂપે એક બીજા પર દોડે છે§ છોકરાંનું જેટલું લોહી માબાપ પર દોડતું નથી તેટલુ તેમના પર જનક[3] તથા જનેતાનું[4] દોડે છે. જનકનું વીર્ય તેનું અસલ લોહી હોય છે. અને જનેતા પોતાના ગર્ભસ્થાનની નસોની જાળ તે સંતતિની કાયામાં ભેળવી પોતાનું લોહી તેની સૂક્ષ્મ પણ દિન પ્રતિદિન[5] ઉધરતી કાયામાં પ્રવેશ કરી નવમાસસુધી તેનું પોષણ કરે છે. જે ગુણ—દોષ માબાપમાં હોય છે, તેજ તેમનાં છોકરાંમાં પાધરા ઉતરે છે, તે ફક્ત આ તેમના પોતાના લોહીને લીધેજ હોય છે*.

કેટલાંક પ્રાણી રાત દિવસ કામી વૃત્તિના રહે છે, એવાં પ્રાણી આપણે આખલા[6], બકરા, પાડા, કે મરઘાને દેખીએ છીએ. તેનું કારણ એકુ તે જાતિમાં નર કરતાં નારીની સંખ્યા વિશેષ હોય છે. માટે એ જાતિ માં કામનું બળ ઇશ્વરે વિશેષ મુક્યું છે.

કામ વિકારને હિંદુ યોગીએ એક હડહડતા કટ્ટા વેરી જેવો ગણી ધિક્કારી નાંખ્યો છે, પણ ઘણાક મુસલમાન સાલેક તેને એટલો ધિક્કારતા નથી. એટલા માટે તેનાથી થતા ફાયદા તથા ગેરફાયદા વિશેષ લંબાઇથી વર્ણવ્યા છે તેપરથી જણાશે કે કામની શક્તિ કેવી અસાધ્ય[7] છે! તે વશ રહે તોજ સઘળી સારી વૃત્તિઓ પ્રબળ રહે. માટે કામને મારવે એ ઘણું કઠણ કામછે. એથી કરી યોગીની શરૂઆતનીજ શિક્ષા[8] કામને દુર ને દુર રાખી તેને ધિક્કારવા વિષેની હોય છે.

---

૧ ઝીણું. ૨ છબી. મૂર્તિ. ૩ બાપ. ૪ મા. ૫ દહાડે દહાડે. ૬ ગોધો. ૭ વશ ન કરાય તેવી. ૮ નસીહત, બોધ.

§ એમ તમામ પ્રાણીમાં નથી: માછલીનો પ્યાર તેનાં ઇંડાં સુધી ટકે છે. તેમાંથી થતાં બચ્ચાં તરફ દોડતો નથી. મધમાખ ને કીડીમાં તેટલુએ નથી. મા બાપ નહીં પણ કોઇ અતરાપી માખ કે કીડી તેમનાં બચ્ચાંને ઉછેરે છે.—Paley.

* શેરના બચ્ચાં શેર, વિષયીના છોકરાં વિષયી તે આટલાજ પરથી

હવે "ક્રોધ" શું છે તે જાણવું જોઈએ. શ્વાસમાં આવેલી હવાની ગતિ અટકાવી, તેનો પ્રવાહ સ્થિર કરી એકદમ ફેફસાં આગળથી શ્વાસના પાછા ધસારા મારવા તે ક્રિયાનું‡ નામ ક્રોધ છે. સ્વભાવિક રીતે જ્યારે આ ક્રિયા ચાલે ત્યારે તેને જેમ ક્રોધ કહે છે તેમ જ્યારે એ ક્રિયા કૃત્રિમ ચલાવવામા આવે ત્યારે તેને 'ધુરકણી' કહેછે. જ્યારે એ ધસારા ધીમે ધીમે નિકળે છે ત્યારે તે ક્રિયાને રીશ, ચીઢ, રોષનું નામ આપીએ છીએ. જેટલા જુસ્સામાં શ્વાસના ધસારા ચાલે તેટલાજ જુસ્સામાં લોહીપણ વહે છે, અને રગની અંદર લોહી દોડાદોડ કરી મુકે છે તેથી ઝીણી નસની જાળો લોહીથી ભરાઇ જાય છે. આથી માણસનું મોં લાલ લાલ થઇ આવે છે. તે લોહીના જુસ્સાને લીધે ધાણાધુણી, મારફાડ, ઝપા ઝપી, ગાળ અપશબ્દ[1], ભાંજતોડ, અને જે નાદાની, અવિચાર તથા ઘેલાઇથી, માણસ કરી શકે તે તે કરે છે. જેટલાં જોરથી રબરની દડી ભોંયપર મારીએ છીએ તેટલાં જોરે તે પાછી ઉછળે છે. એમ આઘાત ને પ્રત્યાઘાતનો નિયમાં સૃષ્ટીમ બધે દેખાશે. તે પ્રમાણે જેટલાં જોરે દમના ફુંફાડા મારી લોહી ઉછળાવ્યું હોય, તેટલું તે ક્રોધીષ્ટ[2] માણસમાં તેનું જોર પાછું મારે છે.§ જેટલાં જોરે છોકરૂં રડે છે તેટલાં જોરે તે થાકીને ઉંઘમાં પડે છે. તેમજ તે ક્રોધાયમાન માણસ નબળો પડી ધુજવા માંડી શક્તિ વિનાનો થઇ જાય છે. જો બાંધો નબળો હોય ને તે અતિ ગુસ્સે થાય છે તો લોહીના ઉછાળાએ નસ ફાટે છે. આથી તે માણસ મરી જાય છે; એ સઘળું એજ નિયમપર. જેટલી ઝડપે લોહી ઉછળે છે, તેટલી વધારે ગતિ તેમાં આવવાથી વધારે ગરમી આપે છે. ને તે ગરમીને લીધે માણસ "તપી" જાય છે. બધા વિકારોમાં કામ તથા

૧ ગાળ. દુષ્ટ વચન. ૨ ગુસ્સા ભરેલું.

‡ આપણને ચીઢવનાર કંઇક વાત આપણે જાણી કે શ્વાસની નળીના ઉપલા છેડે મગજના થડમાં એકદમ તે સંબંધીનો વિચાર લઇ જઇ ત્યાં કાયિક વિજળીનો પ્રવાહ ઉપર તાણી તેને સંકોચી નાંખી ઝટ છોડી દઇએ છીએ. તેની અસર અંતઃકરણના લોહી તરફ થાય છે. ને દરેક તંતુમાં તે વિજળી દોડાદોડ કરી રહી કે તંતુ પછી થાકી જઇ મુડદાલ થઇ જાય છે.

§ આ વર્ણન ક્રોધના કાર્યનું છે. એનું કારણ તો જુદું છે. સાધારણ માણસં કારણ કરતાં કાર્ય વહેલું સમજશે.

ક્રોધ અતિ નઠારા છે. તેમને જેમ વધારીએ તેમ વધતા જાય છે અને સુકૃત[1] કરવા દેતા નથી. આ સબબને લીધે ક્રોધ વિકારને પારસી ધર્મમા હર જગ્યાએ અતિ વખોડયો છે. ઈરાની સાલેકોએ એ વિકારને જલ્લાદનાર[2] કરતાંએ બુરો ગણ્યો છે. જેણે ગુસ્સાને માર્યો તેણે સંતોષ, સહન શકિત, ધૈર્યતા,[3] ધારણ કરી એમ જાણવું. ગુસ્સો મારનારને દુ:ખ, આફત કે પીડાનો ત્રાસ વધારે ભાસતો[4] નથી. ગુસ્સો મારવાથી લોહીના જાતી દુષ્ટ ગુણો શરીરમાં કાયમ રહી જડ ઘાલતા નથી. માટે વિવેકી જને કાયા નગરમાંથી ગુસ્સાને તો દેશ નિકાલજ કરવો જોઇએ. ગુસ્સાને દાબી [illegible] માર્યો હોય તો તેને ઉત્પન્ન કરવાની ક્રિયા ભુલી જઈએ છીએ. [illegible] ગુસ્સો શું છે તે વધારે જાણતા નથી. કોઇ કદી આપણું ભુ[illegible] બુરૂં કરે, અથવા મારફાડ કરે, તોય આપણને ક્રોધ ચઢતો નથી ને આ[illegible]ણું લોહી ઉછળતું નથી; જો કંઇક અતરમાં[5] લાગી આવે છે તો મોંથી રીશ ચઢે તેવું બોલીએ છીએ. પણ મનની અંદર કશું થતું નથી; માટે માણસે ધીમે ધીમે ગુસ્સાને પડખે ન રહેવું એ સારૂં છે. માણસ જેવો ખોરાક ખાય છે, તેવા વિકાર તેના લોહીમાં રહેછે. માંસ–આહાર[6] કરનારી જ્ઞાતિ[7] કરતાં ઉંચ જ્ઞાતિના હિંદુ નરમ, અસીલ, વિવેકી, ને ડાહ્યા હોયછે તે એજ કારણે- માંસ-હારીને હંમેશ ગુસ્સો વધારે રહેછે; દિલાસો, ધીરજ, ને સંતોષ, એ ક્રોધનાં ઉત્તરસાધન[8] એટલે સામા વિરૂધ્ધ ગુણોછે, અને ગુસ્સાનાં વળણને ફેરવનારા છે. જેમ દારૂમાં કે જલદ અર્કમાં પાણી રેડયાથી તેનો કસ નરમ પડી જાયછે, તેમ આ ગુણો ગુસ્સાની અસર સમાવી દે છે, ને ગુસ્સાના જોરને નિર્બળ કરી નાખેછે. જેમ ધસોડી કસારીનો ભક્ષ કરી માણસને સહેજ સુખ દેછે, પણ તેના ખોરાકની વસ્તુમાં પોતાનો ગળ નાંખી તેને મહા દુ:ખ દેછે; તેમ એ ક્રોધ વિકાર માણસનાં દિલમાં શહેજ શુરાતન લાવી સામાનાં દિલમાં ડર, ધાસ્તી, તથા તાબેદારીની વૃત્તિ ઉત્પન્ન કરેછે, પણ તે હજાર તરેહનાં દુ:ખ માણસને દે છે. માટે દરીઆની સહેલની મઝા ભોગવવા કરતાં તેનાં તોફાનની ધાસ્તી-

---

૧ સારાં કામ. ૨ ગરદન મારનાર.–કાપનાર. ૩ ધીરજ. ૪ દેખાવું. ૫ દિલ. ૬ માંસ ખાનાર. ૭ જાત–ન્યાત ૮ વિષ–ભંજન,

થી દૂર, જમીન પર, રહેવું એ વધારે વિવેકની વાત છે. ક્રોધને લીધે પતિ પત્નિને હણેછે,[1] છોકરૂં માબાપને તજેછે; માણસ પોતાનો બોલ ઉપર રાખવા અનેક દુઃખો વેઠેછે; પોતાના જીવપર કરેછે; ખુન કરેછે; કુવો તળાવ કરેછે; દેશવટો ભોગવેછે; વેર તથા દ્વેષ રાખેછે; અણઘટતી રીતે પોતાનાં લોહીને ઉકાળ્યા કરેછે; અને છેક અંતે એવાં અયોગ્ય કૃત્ય કીધાપછી પસ્તાઇ રોઈ પડેછે અને તેની સાથે હાથ પગ અફાળેછે, માથું કુટેછે, અને એવાં બીજાં પસ્તવા લાયક કૃત્ય કરેછે.

હવે "લોભની" ઉત્પત્તિ જાણવી જોઈએ. જે પ્રમાણે હલકી ઇચ્છાનો નબળો પ્રવાહ શ્વાસમાંથી નિકળેછે, તેજ પ્રમાણે એ લોભનો નબળો પ્રવાહ નિકળેછે. ઇચ્છાનું ફળ એકવાર પ્રાપ્ત[2] થયું કે તેનો પ્રવાહ જારી રહેતો નથી; અને મન શાંત થઇ જાયછે. પણ લોભનો પ્રવાહતો ઈચ્છાની પ્રાપ્તિ થયા છતાં, ફરી ફરી ચાલેછે, અને જેટલું મન ચંચળ[3] રહેછે તેટલા ફરી ફરી અતૃપ્ત[4] ઈચ્છાના પ્રવાહ નિકળ્યા કરેછે. ઇશ્વરનો નિયમ દરેક વસ્તુ કે વિકારનો ઘટતો "જોઈએ તેટલોજ" ને મધ્યમ ઉપયોગ કરવા માટેછે. એ નિયમથી જો આડા ગયાતો નિઃસંદેહ[5] નુકસીન તથા ગેરફાયદા વાળું પરિણામ, કદી તરત વેળા ન જણાય તો પાછળ, નિપજ્યા વિના રેહેતું નથી. ભુખ ઉપરાંત ખાઈએ છીએ કે પચતું નથી, ખોરાક પેટપર બોજો થઈ પડેછે, વિકાર ઉત્પન્ન થાયછે, જઠર–રસ[6] બગડી જાયછે, લોહી સાફ બનતું નથી, ને આરોગ્યતા[7] રહેતી નથી. શહેજ સુગંધ દિલને ખુશ રાખવા ઘડી બે ઘડી જોઇએ. તેથી વધારે વાર, કે શ્રેષ્ટ જાતની, રાખ્યાથી ઉલટી પ્રકૃતિ બગડે છે. જેટલી વાર એકાગ્ર ચિત્તે વિચાર કરી શકાય તેથી વધારે વાર વિચાર કરીએ છીએ કે મગજ દુઃખે છે, મન દુઃખાઇ આવે છે, ને તર્ક શકિત મંદ થઇ જાયછે. તેજ પ્રમાણે લોભનાં કૃત્ય, કોઇક વેળા સારી તકે ફાયદો કરેછે તોય શું થયું, પણ આખર નુકસાન કારક નિવડે છે. એ વિકાર માણસની સબુરી, સંતોષ, ધૈર્યતા[8] હલાવી નાખેછે; ખોટા દેખીતા ફાયદા દેખાડી માણસને ફાંદામાં નાખે છે; અને ખટપટી સંસારની

---

૧ મારવું. ૨ મળવું. ૩ ડગડગતું. ૪ પરિ પુર્ણ ન થયલી. ૫ બેશક. ૬ પેટમાં ખોરાકમાંથી ઉત્પન્ન થતો રસ. ૭ તન દુરસ્તી. ૮ ધીરજ.

સારી, પણ શહેજ રહેતી, મઝામાંથી મનને મુક્ત[1] થવા દેતો નથી; મળે ન મળે તેવી વસ્તુઓની પ્રાપ્તિ સારૂ વળખાં મારવાનું શિખવે છે; પાસે હોય તે પણ ગુમાવી દેવાનું સુઝાડે છે, અને મનને સારૂં વળણ આપવા કરતાં બુરૂ વળણ ઝટ આપે છે. એથી માણસ સદગુણી હોય તોય દુર્ગુણના પાસામાં પડેછે. માટે મુસાફરોનો પંથ ટુંકો હોય પણ દુર્ગંધી હોયતો તે પંથે જવામાં માલ શો? લોભથી ઉતરતી લાલચ છે લાલચના પ્રવાહ ધીમા ને વખતસરનાજ હોય છે. લાલચમાં બહુ વાર વિવેક તરફ જોવાય છે, અને લોભમાંનો તેને એક કોરે મુકવો પડેછે. લાલચની મઝાનો ચાખેલો સ્વાદ ઘડી ઘડી યાદ આવેછે તોય માણસ તેનું કૃત્ય બહુ વિચારીને કરેછે. લાલચના પ્રવાહથી માણસ અનીતિ પર ચાલેછે, પણ તે જેટલુ લોભથી ચાલેછે તેટલું ચાલતું નથી. લોભ કરતાં લાલચનો પ્રવાહ મનને મધુર લાગેછે. કારણકે તે ધીમો ને નરમ ચાલેછે, જેમ વિજળીનો મંદ પ્રવાહ લોહીમાં ચલાવતાં નાડીઓમાં લોહી ખુશ લાગે તેમ ચાલેછે; તેમ લાલચના વિચારના પ્રવાહે ધીમું ધીમું ખુશ લાગે તેમ લોહી ચાલેછે; આથી લાલચનો પ્રવાહ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તેની મઝા મનને ઠીક લાગેછે.

ક્રિયા જોતાં, "લોભ"નો અને "હર્ષ"નો પ્રવાહ સરખો, છે. તેજ પ્રમાણે "લાલચ" તથા "હોંસ"નો પ્રવાહ એક સરખો છે, પણ રૂપ જુદું જુદું ધારણ કરેછે. મનની વૃત્તિ પ્રમાણે ક્રિયાની ગતિ રહેવાથી એકજ પ્રવાહ જુદાં જુદાં નામે અને જુદી અસરથી ઓળખાયછે.

હવે "મોહ" શુંછે તે જાણવું જોઈએ. કામ તથા મોહની ઉત્પત્તિ નરખીજ છે. કામનો આવેશ[2] જોરમાં નિકળે છે, ને મોહનો આવેશ નબળો, પણ ઘડી ઘડી સળવાતો સળવાતો, નિકળેછે. કામથી તુરત લોહી ઉછળેછે, પણ મોહથી ધીમે ધીમે અને રહીને રહીને લોહીના આચકા નિકળે છે. કામના પ્રવાહે માણસ ઉંડા ફુંફાડા મારેછે. પણ મોહથીતો જેવો અફસોસનો નબળો પ્રવાહ નિકળે છે, તેવો પ્રવાહ આવ્યા કરેછે. માણસ મોહને લીધે વિષય-તૃપ્તિ સારૂ અંદરને અંદર વિચારની ક્રિયા ચલાવ્યાજ કરી, લોહીને ઉકાળ્યા કરે છે; તેને પોતાનું કામ કે ધંધો,

---

૧ છુટું. ૨ જુસ્સો.

નિરાંતે સુઝતો નથી; મનમાં હોંસ અને બળાપો બંધે થયા કરે છે; મતિ એકની એક તરફ રહી મૂઢ[1] બની જાય છે; માન મતા ખોવાને, ઘરબાર, મા બાપ, પતિ કે પત્નિ.[2] બચ્ચાં છોકરાં, આબરૂ ઇજત, છોડવાને, તથા ધર્મ, પછી તેમાં તે ગમે એવું પ્રવિણ[3] હોય, તોય તે છોડવાને કે ધર્મ—ભ્રષ્ટ થવાને માણસ બેધડક રહે છે; ને વખત આવે છે તો ઘડી વારમાં સૌ તજી દે છે ને ધારેલે રસ્તે ઉતરી પડે છે; તેને ખાવું, પીવું, સુવું, ઓઢવું, પહેરવું, સારૂં, માઠું, કશું સુઝતું નથી. ઘડીમાં ઇચ્છાનો પ્રવાહ જોરમાં ચાલી લોહીને ઝટપટ દોડાવે છે, ને ઘડીમાં, મંદ મંદ હવા જરા જરા આવીને રહી જતી હોય, તેમ ધીમા ધીમા નરમ પ્રવાહ એક પછી એક વારા ફરતી નિકળે છે. એથી મોહના વિચાર સિવાય બીજા વિચાર તે માણસને આવવા પામતા નથી. જો કદી પોતેજ અક્કલ રાખી બીજો વિચાર મનપર લે, અથવાતો કોઈની નસિહત લક્ષમાં લેતો તે મોહના વિચાર પાછા હટે છે કે દૂર થોભી રહે છે. પણ જો તે નસિહતનો વિચાર જરા પણ ધ્યાન પરથી ખસે છે તો જેમ ધુળમાં લોટેલો ,મોટા વાળનો કુતરો પોતાના અંગપર લાગેલી ધુળ ખંખેરી નાખે છે, તેમ તે પોતાને વારનારા વિચારોને પાછા કાઢી નાખે છે. અને તેણે તેમ કીધું કેજ, જેમ ઉડી ગયલી મધમાખ પાછી આવીને એકજ જગાએ એકઠી થાય, તેમ તે મોહના વિચાર તેના મનપર પાછા આવીને બેસે છે. મોહમાં આશા ને નિરાશા બે લપેટાયલી રહે છે, તેથી લોહીની ગતિ પણ ઘડી ઘડીમાં બદલાતી રહે છે; અને તેને લીધે મોહિત માણસ, બહાવરૂં, કચવાયલા ચહેરાનું મોહ-અગ્નિથી બળતું તથા દુર્બળ રહે છે. એટલા માટે આ વિકાર માણસને તેના પોતાના આત્મા તરફ વિચાર કરવા દેતો નથી; તેનું ચિત્ત ભ્રમ કરી નાખે છે, અને કામીને[4] કામી વિચારમાં આખર તેનો પ્રાણ મુકાવે છે. એપરથી જણાશે કે મોહ માણસને કેવી અવદશામાં લાવી નાંખે છે! ઇશ્વરે મનુષ્યમા મોહ વિકાર મુકેલો છે તે કુદરતની મોટી મોટો નેમ સારવા તથા જાળવવાને માટે છે. વીર્યનો વધારો નરમાં રહેવાથી મોહ નરને વિશેષ લાગે છે. મોહ જો નર જાતિમાં વિશેષ રહેલો ન હોત તો નારીનો કોઇ ભાવ પુછત ન-

---

૧ મૂર્ખ. ૨ ધણી ધણીઆણી. ૩ હોશીઆર. ૪ પ્યાર બાજા.

હીં. નારીને બહુ કરી નિરાધાર, પરતંત્ર,૧ નબળાં ચળિત મનની, તથા ડગમગતી મતિની, શોભિત પુતળી જેવી ઈશ્વરે બનાવી છે, કે નરને તેનો પાડોસ રાખવો ગમે. નારી જ્યારે અભડાય છે, ગર્ભવંતી થાય છે, કે જણે છે ત્યારે બહુ નબળી થઇ જાય છે. એવી વખતે તે ખરી નિરાધાર દિસે છે. તેનાથી ચાલુ ધંધો થઇ શકતો નથી. એટલા માટે નારીપર નરની વિશેષ મમતા રહે, તેની વહારે નર ઝટ આવીને ઉભો રહે, સંકટ વેળા તેનું પોષણ કરે, અને તેના જીવ તથા શરીરને સુખશાંતિમાં રાખે એવા એવા ઉંડા હેતુથી ઈશ્વરે નરનાં લોહીમાં મોહનો વિકાર વિશેષ ઉત્પન્ન કર્યોછે. દુનિયામાં કોઈ વસ્તુ એવી નથી કે જે સૃષ્ટિના સ્વભાવિક નિયમથી કંઈક પણ આડી ચાલેલી નહોય; તેમ નર એકલો મોહ પામેછે એમ નથી. નારી પણ નરનો મોહ પામેછે. આ પ્રમાણે મનુષ્ય જાતિમાં જણાયછે એટલુજ નહીં પણ દરેક પ્રાણીની જાતિમા પણ તેમ જણાયછે. પુરૂષને પુરૂષ સંબંધીની ખબર વધારે હોયછે તેથી તે નારીનું વધારે કથનર કરી શકતો નથી. મોહ ઉત્પન્ન કરવાને, ઈશ્વરે નર નારીમાં અકેકથી ઉલટી પ્રકૃતિ પેદા કરીછે. જે પ્રમાણે નાજુક કાંતિની, પાતળી, રૂપાળી, નરમ સ્વભાવ તથા મધુર વાણીની, સુકુમાર, ઉછરતી, તથા તન દુરસ્ત નારી નરમાં મોહ ઉત્પન્ન કરે છે; તે પ્રમાણે લઠ્ઠ, સખત બાંધાનો, જુવાન, દેખાવડો, દોંગો, તુંડ મિજાજનો, તનદરૂસ્ત નર નારીનાં હ્રદયમાં વિશેષ મોહ ઉત્પન્ન કરે છે. જેમ વય સરખી હોય તેમ પ્યાર બાઝવામાં મોહનું બળ વિશેષ રહે છે.૩ હવે મોહ કયે રસ્તે આવે છે તે જાણવું જોઇએ.

"**મોહ**" એ શી વસ્તુછે તે જાણ્યા પછી તે કેમ આવેછે તે જાણવું સહેલુંછે. ઈચ્છાના નરમ નરમ, ઘડી ઘડી નિકળ્યા કરતા, નવાહે મોહ ઉત્પન્ન થાયછે. એકાદ વસ્તુ મેળવવા સારૂં જે ઉતકંઠા૪ થયા કરે તે ઉત્કંઠામાં ને મોહ ઉત્પન્ન થવાની ક્રિયામાં કંઇકજ તફાવત હશે. મોહ ઉપજાવનારી વસ્તુ નજરે જોયાથી, તે વિષે સારી કે મન ગ-

૧ બીજાને આધારે રહેનાર. ૨ કહેવું, વાત કહેવી. ૩ રંડાયલા વય-વૃદ્ધ જને ફરી લગ્ન કરતાં આ કુદરતનો નિયમ પૂર્ણ ધ્યાન પર લેવો ઘટે છે. ૪ હોંસ.

મતી વાત કાને સાંભળ્યાથી, કે તેની વાણી પોતાને પ્રાણ૧-પ્રિય અને મધુર લાગ્યાથી, કે તેના હાથ પગનો સ્પર્શ થયાથી, કે તેની ગંધ નાકમાં ગયાથી, કે તેની ખુબી, ખુબ સુરતી, વખાણ, ગુણ-દોષ૩, વિદ્વતા૪ જા- ણવામાં આવ્યાથી, તેની પ્રાપ્તિ માટે કે તેના ભોગવટા સારૂ મનમાં ઉત્કં- ઠા તથા ઈચ્છા ઉત્પન્ન થયા કરેછે, તે ઉત્કંઠા વાળી ઇચ્છાને "મોહ" નામ આપ્યુંછે. માટે જે ઇંદ્રિકે જ્ઞાન શક્તિ વડે એ ઇચ્છા ઉત્પન્ન થાય તે ઇં દ્રિ કે શકિત દ્વારાએ મોહ આવેછે. એક વાર તે પ્યારી વસ્તુની છબી હૃ દય પર પડી કે તેની સાથેજ મોહની ઇચ્છા નિકળવા માંડેછે. મોહ વડેજ પ્રાણી માત્રનો સસાર ટકી રહ્યો છે. શહેજ મઝામાં અતિ ઉત્તમ સ્વાદ પ્રા- ણીને લાગેછે, તેથી એ સ્વાદ તે કદી ભુલતું નથી, અને તેને પોતાની મ- રજી પ્રમાણે ભોગવ્યા કરવું એજ પૃથ્વિ પર પહેલા નંબરનું સંસારી સુ- ખ પ્રાણી માટેછે એવો નિયમ ધરી બેઠેછે દરેક સ્વભાવિક નિયમ શા- ણપણે અનુસરવાનો છે. પણ શાણપણ મનુષ્ય એક કોરે મુકી તેનો ખ- રાબ ઉપયોગ કરેછે, અને પોતે પોતાનાં શરીર રૂપી ઘરના પાયા છેક ઉંડાણથી કોતરવા માંડેછે; અનેક વ્યાધિનાં મૂળ એ કોતરણીમાંથીજ નિકળેછે, અને આવો ઉપભોગ કરનાર સાધારણ માણસ તો શું પણ વૈદ પણ તે વ્યાધિનું આ અંતર-મૂળ સમજી શકતો નથી. જ્યારે તેને પો- તાની આગલી રીતભાત તથા કૃત્ય કહી સંભળાવેછે ત્યારે તે ચતુર હોયછે તો તરત સમજી જાયછે, અથવા વૈદરાય એ વિષયનો અભ્યાસી હોયછે તો તે તરત, તેની તે વિષય સમજવાની તીવ્ર બુદ્ધિ વડે, સમજી જાયછે. એ- મ શહેર તથા ગામ કે ગામડાંઓમાં આવાં માણસો, અજ્ઞાનતા વડેજ હ- જારો માર્યાં જાયછે. "કરવું તેવું પામવું" એ નિયમની સચ્ચાઈ મોતને કાં- ઠે તેઓ સમજેછે.

માટે "મોહ"થી જે સુખ મળેછે તે નિયમસર ન ભોગવે તો માણસો આ દશામાં આવી પડેછે; તેથી જ્ઞાની જને એ મોહ-વિકારને વખોડયોછે. આ પરથી સુજ્ઞ જણ વિવેક વડે સમજશે કે, આગળ કહ્યુછે તેમ, મોહ-વિકારનો પગ ધરતો ને વખત સરજ ઉપયોગ મનુષ્ય કરેતો તે ઈશ્વર દ્વારે૫ ચઢી

૧ જાનન વહાલી. ૨ અડકવું. ૩ ખુબી કે ખોડ. ૪ પંડીતાઈ.
૫ બારણે.

શકતું નથી, એમ નથી. પણ મન ચંચળ* છે તેથી તેને લાલચ પડયા વિના રહેતી નથી, માટે તે વળગણ પકડવાથી દુર રહેવાને માટે યોગી જને સ્ત્રી જાતિ ધિક્કારીછે. જેણે તેને પૃથ્વિ પર જીદંગી આપી તેને તે ધિક્કારેછે એમ નથી, પણ તેના પાડોસથી મનમાં આવતાં માઠાં વળગને લીધે તેના વિચારને ધિક્કારેછે. "મુક્તમાળા"માં દરેક દુઃખનું મૂળ સ્ત્રી ગણીછે, તે આ કારણને લીધેછે. નર્કની પ્રાપ્તિ સ્ત્રી-સંબંધથી થાયછે એમ કંઇ નથી. પણ મોહ મનુષ્યને, તેમજ નિચ પ્રાણીને, જ્ઞાની પણ મૂર્ખ, ડાહ્યું પણ ઘેલું, સમજુ પણ નાદાન, પાંસરૂં પણ આડું, સુશીળ પણ બળિયેળ બનાવેછે તેથી એવી વૃત્તિ જે વડે ઉત્પન્ન થાય તે ઈચ્છાને યોગી દિલોજાનથી૧ ધિક્કારેછે. માણુસ માણસાઈમાં† આવ્યું કે આ સંસાર જુદાજ પ્રકારનો દેખાયછે. તે શરમ લજ્જા સમજવા માંડેછે; સારૂં માઠું પોતે પોતે વિચારી શકેછે; અને જે શરમ શક્તિ શેહેજ વખત અગાડી તેનામાં ન હતી તે તરત તેનાં મગજમાં આવેછે. તોય તો નવ., જોતરાઇ ચીલે૨ પડેલા, બળદની માફક, આડા આડા ફાટવાનું તેને બહુ ગમેછે; માટે મોહ એ શું છે તેનો ખરો દેખાવ જોયા કેડે સુજ્ઞ વાંચનારે સંભાળીને ચાલવું જોઇએ. માણસાઈની એવુ વખતે જે કંઈ પહેલો આવેશ૩ લોહીમાંથી પ્રગટ થાયછે તે મોહનોજ છે ને મોહ વધી વધીને "કામદેવ" કે "મદન"નું રૂપ લઈ માણસને આડું અવળું દોરવેછે. બાઇબલમાં વર્ણવેલું પૃથ્વિપર પહેલું જોડું જે ઇશ્વરે પેદા કર્યું હતું તેનાએ એજ હાલ હતા. આગળ કહ્યું છે તેમ, હવાનાં લોહીએ ઉછાળો કરી મોહ બહાર કાઢયો, ત્યારેજ આદમ શાણો છતાં છેતરાઇ ગયો. મોહ પ્રગટયો ત્યારેજ તેમનામાં સંપ રહ્યો; મોહ વડેજ પતિ પત્નિ વચ્ચે પ્યાર રહેછે. મનુષ્ય માઠી ચાલનું ખરાબ પ્રકૃતિનું, અજ્ઞાન કે મૂર્ખ બેજલ્લાં૪ જેવું હોયછે તોય પરસ્પર મોહને લીધે સ્ત્રી

---

* જેમ માણુસ ચંચળ મનનું તેમ તે શત્રુતા ને વેર વહેલું ભુલનાર હોયછે, જેમ દૃઢ મનનું તેમ કપટીને વક્ર હોયછે.

૧ અંતઃકરણથી. ૨ ગરેડ. ૩ જુસ્સો. ૪ પુતળાંજેવું શોભિત

† એટલે કે તેના અવયવો વધીને સંપૂર્ણ હાલતમાં આવ્યા, અને પોતામાંથી પોતા જેવી પ્રજા પેદા કરવાની શક્તિ મળી. જે છોકરો સોળ ને અરાડની વયમાં આવવાની તૈયારીમાં હોય તેમણે બહુ બ-

પુરૂષમાં એક બીજા પર નિકટ પ્યાર રહેછે. એમ જો ઇશ્વરે મનુષ્યમાં મોહ મુકયો ન હોતતો કાણાં, આંધળાં, લુલાં, લંગડાં, અપંગ, બહેરાં, મુગાં માણસનું શું થાત! તેમનો ભાવ કોણ પુછત? તેમનું પોષણ આખર કોણ કરત? ભાર બરદારી૧ પ્રાણી ધણી પાસે પડી તાબેદારી ઉઠાવી વફાદારી કરી પેટનું કરેછે, તેમ તે અપંગ કે ખોડવાળું માણસ એક ગુલામની માફક, ગૃહસ્થ માણસ પાસે રહી મહેનત મજુરી કરી પેટયું કુટી કાઢત, અને આખરે જેવું તે જન્મ્યું તેવું સ્વધામ પહોંચી પોતાનો પ્યારો જાન જેવો ઇશ્વરે આપ્યો હતો તેવોજ તેને સોંપત. આવાં અપંગ તથા ખોડખાંપણ વાળાં શરીરનાં માણસોના આવેશને શાંતિ પમાડવાનો રસ્તો રહે એ હેતુથી કુપાત્રતી૨ દુષ્ટતા૩ દરેક વસ્તિમાં *રહેલી જણાય છે. પૂર્વે ધર્મ--ધુરંધર૪ રાજ-કર્તાઓએ આ દુષ્ટતા વ્યાપતિ૫ અટકાવવાને કંઇક આવા કારણને લીધે અખાડા કરેલા જણાયછે. પણ એ ઇશ્વરી-જણાતા નિયમનો લાભ સાધારણ માણસે લેવો ઘટતો નથી. મોહનો વિકાર દબાવેતો દબી શકેછે; ને તે વશ થયા પછી શરીરની મકાનમાં ઝાઝો વિકાર ઉત્પન્ન થતો નથી. પાંજરામાં રહેનારાં તથા બીજાં એકાંત ગોંધી રાખેલાં પ્રાણી મોહની મઝા જાણ્યાં વિના આખો ભવ કાઢી શકેછે એવાં પાળેલાં પોપટ, મેનાં, ચકલી, તિતડ, ઘોડા, ઉંટ, અને ગારૂડી લોકોના વાંદરાં રીંછ તથા વાઘ હોયછે. તેમને બચપણમાં પકડીને ગોંધી રાખેલાં હોયછે. તેઓ મરતાં સુધી મોહ-પીડિત રહી શકેછે. માટે કામકે મોહનો આવેશ તૃપ્ત કારવા માટે આડુ જવુંજ જોઇએ એમ કંઇ નથી. માણસ અને બાવળનું ઝાડ એ બેમાં શહેજ ફેરછે. માણસમા ઉત્તમ શક્તિનો આત્માછે અને બાવળમાં, પાછળ સમજાવવામાં આવશે, તેમ, મનુષ્યના આત્માથી ઉતરતી શક્તિનો જીવછે. બાવળમાં જ્યારે ધાતના જેવો ચિકણો રસ સ્વભાવિક જોઈએ તે કરતાં, વધી જાયછે, ત્યારે તે, બહાર ફુટી નિકળી બધાઇ જાયછે અને ગાંગડા જેવો થઇ જાયછે તેને આપણે ગુંદર* કહીએછીએ. માણસનું પણ એજ પ્રમાણેછે શરીરનાં બંધારણ

---

રીતીથી આ દેખાવનું અવલોકન કરવાને સાવધ રહેવું જોઇએ.

૧ ભાર ખેંચી લઇ જનાર, ૨ વેશ્યા, ૩ બદી, ૪ ધર્મનાઆગેવાન, ૫ ફેલાતો

* એને સાલેક ઝાડનો મેલ ગણેછે—•જુઓ બાગે પારસા

સારૂ જેટલું વીર્ય જોઈતું હોય તેટલુંજ તેની અંદર રહી શકે છે. જોઇએ. તેથી વધારે થયું કે કુકકાની પછવાડેથી* વીર્યાશય†માંથી એ વીર્ય લપસીને નિકળી પડે છે: એ ક્રિયાને આપણે ધાતુ-પાત કહીએ છીએ. એનો બનાવ તનદુરસ્ત માણસમાં સારા ખોરાકને લીધે મહીનામાં એકજ વેળા બને છે અને તેથી કાંઇ શરીરને નુકસાન થતું નથી. જ્યારે એ ક્રિયા ઝાઝીવાર કે વારંવાર થયા કરે ત્યારે વ્યાધિ[1] થાય છે. આ પરથી રંડાયલા પુરૂષો તથા રાંડીરાંડ તરૂણ વિધવાએ કુદરતના નિયમનો બતાવેલો વિચાર ધ્યાનમાં રાખી સદગુણીજ રહેવું, એ તેમની ઉત્તમ સમજ શક્તિને છાજતી વાત છે કુદરતની શક્તિ એવી છે કે જ્યાં સુધી તે નિયમસર **જેમ ચાલ્યા કરવી જોઇએ તેમ** ચાલ્યા કરે ત્યાં સુધી માણસને સુખ રહેછે. પણ જો તેને આડી ચલાવી કે, તેની ક્રિયાના પરિણામ તરીકે, જે સુખ સદગુણીને મળેછે તે ન મળતાં, આડાઇનાં આડાં ફળ મળેછે. સૃષ્ટિમાં કોઇ એવી વસ્તુ નથી કે જેની અંદર કુદરતની ક્રિયા ચાલતી ન હોય. જો માણસ કુદરતની આવી ક્રિયાનો બહોળો દેખાવ જોશે તો તે દરેક ધર્મના ઢંઢેરા,—"કરશો તેવું પામશો, કરણી તેવી પાર ઉતરણી"—ને પુરતી રીતે સમજી શકશે.

કેટલાક હિંદુ યોગીને સ્ત્રીનું નામ સાંભળતાંજ ધિક્કાર ચઢેછે. પણ તેમ કરી તેઓ પોતાનું અજ્ઞાન દેખાડે છે. સ્ત્રી ન હોય તોજ ઇશ્વર-દર્શન થાય, કે સ્વર્ગે જવાય, એમજ હોતતો ઇશ્વર એવો મૂર્ખ નથી

---

૬૫) મું પાનું. "ગુંદર એ (ઝાડમાંથી) વહેતો સાધારણ પદાર્થ (Secretiou) છે. જ્યારે તે જાસ્તી હોયછે ત્યારે ઘણાક ઝાડોમાંથી મોટાં ટીપાંના આકારે તે ઝરેછે"—Sir *J. E.* Smith. ૧ રોગ

† Vesiculoe seminales

* જ્યારે પુરૂષ ચતો સુએછે ત્યારે પેટના ખોરાકનો તથા કુક્કામાં એકઠાં થતાં મુતરનો ભાર એ વીર્યની કોથળી પર પડે છે તેથી તે દબાઇ જવાથી વીર્ય બહાર નિકળી આવે છે તે એજ કારણે. એટલાજ માટે પારસીઓમાં સુતી વેળા પિશાબ કીધા પછી હાથમોં ધોઇ ઉપ-પ્રાર્થના કરીને જમણે પાસે સુવાનો ઉત્તમ ચાલ છે. જમણે પાસે સુવાથી ખોરાકને ડાબી તરફ રહેલી હોજરીમાંથી આંતરડાંમાં ઉતરવાને સવળ પડેછે, ખરાબ સ્વપ્ન આવતાં નથી, અને ધાતુ-પાત થતો નથી. વીર્ય-પાતને તેઓ શૈતાન-બાજી કહેછે, કારણ કે "આ ખળિત થયલું વીર્ય જો કે માણસને મનતો જતું રહ્યું તોપણ સૃષ્ટિમાંથી ગયું નથી, કેમકે એ વીર્ય મૂળ રૂપછે કે જેમાંથી સૂક્ષ્મ જીવ, કીડા, જીવડાં ઇત્યાદિ નિકળે છે, કે જે પૃથ્વિ તથા મનુષ્યને ત્રાસ દાયક છે. -Temple of Rosy Cross, p. 178

કે સ્ત્રી જાતિ પેદા કરત; અથવા સ્ત્રી જો નર્કનું મૂળ હોત તો ઇશ્વર તેની પ્રકૃતિ અગાડીથી જોઇ તેમાં વંશ-વૃદ્ધિની શકિતઓ મુકત નહિં. પણ બારીક નજરે જોતાં એમ જણાતું નથી. સંસાર સુખ વધારવાને માટે કુદરતને જોઇતી ક્રિયા હરેક પ્રાણી પાસે કોઇ પણ રીતે કરાવવી એ ઇશ્વરનો પ્રથમ નિયમ છે. સંસારી ખટપટમાં રહી યોગની પાળે કોઈ માણસ રહેવા માગે તો ન રહેવાય એમ નથી. કદી કોઇ વેળા મોહનો જુસ્સો તેને થઈ આવ્યો તો તે જુસ્સાને સંસારી રીતે કાઢી નાખવાથી ધારેલું કાર્ય સિદ્ધ કરવામાં તેને હરકત પડતી નથી. ઉપર કહ્યું છે તેમ, મન લાલચુ હોવાથી મોહનો સ્પર્શ[1] જેમ ઓછો રહે તેમ સારૂં, એમ ખાત્રીથી સમજવું. મોહ ન હોય તોજ પરમાત્મામાં[2] મળી જવાય એવો જો ઈશ્વરી નિયમ હોતતો શિયાળામાં મરતાં કુતરાંનો આત્મા પોતાની મેળેજ પરમાત્મામાં મળી જાત; કારણ કે કુતરાંમાં કામ-આવેશ માત્ર હુનાળાની આખરે પેદા થાયછે, અને તે રૂતુ ગઇ કે તે આવેશ સમી જઇ કામ મરી જાય છે. આ પરથી ધર્મિષ્ઠ આદમીએ શિખવાનું એ છે કે મોહના વિકારને કાબૂમાં રાખી તેના પર આપણો અમલ ચલાવવો. તેને હડ કહ્યું કે દૂર ખુણે જઇ પડે, ને આવ કહ્યું કે આવીને પાધરો ચાલ્યો જાય, એવો અખત્યાર તેના પર રાખવો જોઇએ. એ અખત્યારની જરૂર પ્રાર્થના કરતાં મનસોચ્ચારણમાં[3] વધારે પડેછે. યોગી એ અખત્યાર પોતાની પાસેથી જતો ન રહે એટલું હમેશ જોતો રહે છે. યોગ વેળા જેવી નજરે યોગી સ્ત્રીને જુએ છે. તેવીજ નજરે યોગિણી[4] મનસોચ્ચારણ કરતી વેળા પુરૂષને જુએછે. માટે વાંચનારે સમજવું જોઇએ કે યોગનો અભ્યાસી અમુક જાતિ ધિક્કારે છે એમ નથી, પણ સામસામી જાતિના પરસ્પર સમાગમના સંભવને ધિક્કારે છે. નર્કનું મૂળ, નથી નારી, નથી નર, કે નથી મોહ; પણ મોહ સંબંધીના વિચાર પર ઝટ ઉતરી પડતું ચંચળ મનનું વળણ છે. એ માઠાં વળણનેજ દુર્વેશ "તનનો શૈતાન"* કહેછે, ને સાલેક 'નફ્સે અમ્મારા'[5] કરી કહે

---

૧ અડકવું. ૨ પરમેશ્વર. ૩ મનની પ્રાર્થના, રામ નામ યોગી રટયા કરેછે તે. ૪ જોગણ. ૫ બુરૂં કરાવનાર જીવ.

* સાધારણ નજરે દેખાતાં કાર્ય (effect) નું આ નામ છે, કંઇ કારણ (cause) નું નામ નથી. જ્યાં સુધી માણસ અંદરથી તથા બ

છે. એ વળણુ દબાણમાં હોય તોજ ઍમની ક્રિયા સરળતાથી થાય છે.

હવે "મદ" વિકાર કેવોછે તે જાણવો જોઇએ."રીસ" તથા "ધુરકણી" કેમ ઉત્પન્ન થાયછે. અને તેમની ક્રિયા કેવી હોય છે તે આગળ ક્રોધના વિષયમાં વર્ણવ્યું છે. હવે મદની ક્રિયા એ રીસ તથા ધુરકણી વચ્ચેની હોયછે. રીસની ક્રિયામાં લોહી તપેછે પણ તે સહેતું રહે છે, ને શ્વાસના ફેફસાં દબાયલા રહેછે. ધુરકણીમાં શ્વાસ નિચેથી ધસારા બંધ ચઢી નસકોરાં આગળ ચોભી રહેછે. પણ ચીઢ વખતે લોહી જેટલું ધીમું ધીમું ઉકળેછે તેટલું ધુરકણીમાં લોહી રહી રહીને ઉછળ્યા કરેછે. એ વિકારને વધારવાથી માણસમાં હઠ, જીદ, તથા ખંત આવેછે. પોતે જાણે કે ફલાણા કામમાં લાભ કે ફળ નથી તોય પોતાની મરજી કે પોતાના બોલવા પ્રમાણે તે કરેછે. એનું પરિણામ એ નિપજેછે કે આખર મનોવૃત્તિઓ સારી હાલતમાં રહેતી નથી. જેમ છોકરૂં મોતીની સીપ જોઇ રૂપુંછે એમ સમજીને છેતરાયા કરેછે; અથવા હરણ તથા સાબર દૂરથી મૃગ-જળ[1] જોઈ તેને જળાશય સમજી આખર ઠગાય છેઃ તેમ મનુષ્ય મદના મિથ્યા ભાસને, જોઇ છેતરાયા કરેછે. મદને લીધે જુવાનિયાં મસ્તાના થઇ ફરે છે. માબાપ ગુરૂ કે વૃદ્ધની[2] શિખામણને જુઠો લવારો સમજી છોને એ ડોસલાં

---

હારથી પવિત્ર રહેછે ત્યાં સુધી દુષ્ટ શક્તિઓ (evil spirits) નું કંઇ વળતું નથી. એ પવિત્રાઇ છોડી કે તેમનું બળ ફાવેછે. માટે એ બળ વડે જે કાર્ય થઇ શકે તેને ખોટી રીતે શેતાન ગણેછે. પારસી તથા મુસલમાનમાં દિવસમાં પાંચ વાર બંદગી કરવાનું ફરમાન છે અને હિંદુને ત્રિકાળ સંધ્યા કરવી પડેછે તે આવી દુષ્ટ શક્તિઓને હઠેલી રાખી મુકવાને હોય એમ દિસેછે. જેઓએ "ઇસરાર વાળાં આદમી"નાં હાલ જોયા હશે તેઓ આ વાતની સચ્ચાઇ મહેલી સમજી શકશે, અને ૯૨)માં પાનાંમાં કહેલી ખુબીઃ પિછાનશે. સુજ્ઞ જને ૧૯૪)માં પાનાંમાં "ફ્રવશિ' 'ની ટીકા જોવી.

૧ ભિનાસ વાળી જમીન પર સવારે કે સાંજે ( ઓસ કે ઝાંકળ પડેછે ને જેવો દેખાવ દેખાયછે તેવો ) પાણીના આભાસ વાળો દૂરથી દેખાતો ખોટો દેખાવ. એથી હરણ છેતરાઇને ત્યાં પાણી પીવા આવેછે; ને એજ પ્રમાણે મુસાફર છેતરાઇ પાણી પીવા જાયછે. તે વાત મહમદ પેગમબરે કુરાનના ૨૪ ) માં સુરામાં વર્ણવી છે. આરબો એ દેખાવને "સેરાબ" કહે છે. ૨ ઘરડા.

લવતાં કરી તેમની પરવા રાખતાં નથી. બાપદાદા વિદ્યા, હુન્નર, તથા કળા કૌશલ્યના વિશેષ અનુભવ વગર અજ્ઞાન હતા એવું ગુમાન રાખે છે. ખરૂં ખોટું પોતેજ બરાબર સમજે છે એવો ગર્વ રાખે છે, અને સરસ રસ્તે પોતેજ ચાલેછે એવું અભિમાન રાખે છે; અને કોઈ વારેતો સીધે રસ્તે વળતાં નથી. જેમ માણસ તરૂણ તેમ તેમાં મદ વધારે હોય છે. જેમ માણસ લોહીવાળું તથા લોહીઆળ, તેમ તેમાં મદનો વિકાર વધારે હોય છે. મદને લીધે મનુષ્ય આંખ છતાં જાણી બુઝીને અંધ સમુ ફરે છે, કાન છતાં બહેરૂં રહે છે, ને ઉત્તમ સમજ છતાં ઘેલછા રાખે છે. તે સદ્‌ગુણના રસ્તે ચઢેલું ટેકનું માથું ઝટ ઉતરી પડેછે. માટે એ વિકારને પણ જ્ઞાની જને ધિક્કાર્યો છે. " મદ " કરતાં "ગર્વ" હલકો છે પણ તે " અભિમાન " થી ચઢે છે. મદનું મોટું રૂપ મેદ ( ગાંડું ) છે, ને મેદની હાલતને " મસ્તિ " કહે છે. મસ્તિ એટલે મદ વિકારને લીધે કરાતું તોફાન, પછી તે કેફી પુરૂષ, કે ગાંડો પુરૂષ કે નાદાન, અજ્ઞાન છોકરૂં કરે એ સર્વ સરખુંજ છે. મદે માતેલાં સ્ત્રિ-પુરૂષ ધરતી ધ્રુજાવે એવાં હોય છે, તેનું કારણ પણ એજ છે.

મદ વિકારનો લાભ મનુષ્ય જાતિમાં કંઇ થતો હોય તો આ છે. મદે માતેલાં નિરાગી[1] જોડાંની સંતતિ જોરાવર, મજબુત, તથા નિરોગી શરીર વાળી નિકળે છે, જો ચિત્ત અકેક પર બાઝયું તો અતિ મમતા સાથે બાઝેલું રહે છે, અને તેનું પરિણામ તીવ્ર બુદ્ધિની પ્રજા[2] છે. ઘણાંક માણસોનાં પહેલા ખોળેનાં, તેમની યુવા અવસ્થામાં અવતરેલાં, છોકરાં શોભિત ચેહેરાના, સારા ખુલતા રંગનાં, નિરોગી તથા તેજ અક્કલના હોયછે; અને પાછલી વયનાં પાણી વખતનાં છોકરાં ઘાટ વગરનાં, શ્યામ રંગના, નબળાં, દુઃખી,. ને બુદ્ધિહિણ મંદ–બુદ્ધિના નિકળે છે તે સઘળું આ નિયમને લીધે બનેછે. એમ છતાં મદનું વળણ ઉછાછળાંપણું, અવિચાર, અજ્ઞાનતા, હુલ્લડાઈ, ઉન્મતાઈ, તથા ખોટી હઠ તરફ સ્વભાવિક રીતે વિશેષ રહે છે, તેથી તેને યોગી ધિક્કારે છે.

મદને લીધે મન અખ્ત્યારમાં રહેતું નથી. યોગનો મૂળ હેતુ મનને વશ કરવાનો છે, પણ મદતો ઉલટુંજ ચલાવે છે. એટલા માટે યોગીજન એને તજેછે. તે તજી દેવા માટે શરીરે રૂત રૂતની હવાની સખ્તિ વેઠી

---

* Mad. [1]તનદુરસ્ત. [2] ઓલાદ, છોકરાં છૈયાં.

કાયાને ગાળી નાખે છે.

આ પરથી વિવેકી જને શિખામણ લઇ, મદનો અણુઘટનો ઉપયોગ કરવાથી છઠવું જોઇએ. એના વૃત્તિ માઠી સમજી તેનો પાસો[1] પકડવો ન જોઇએ; અને મન તથા જીવને માર માર કરી, તેમના જુસ્સા દબાણમાં રાખી, તેઓ પર ખરો અખત્યાર ચલાવવાની ટેવ પાડવી જોઈએ. એ ટેવ[2] વધીને આદત[3] પડી જાયતો મન પર જ્યારે મરજીમાં આવે ત્યારે અચળ[4] અવસ્થા વાળી દ્રઢતા[5] લાવી શકાય છે.

હવે ષટ્ રિપુઓમાંના છેલા વિકાર "મત્સર" વિષે જાણવાનું રહ્યું છે. મત્સર એ કોઇનું સારૂં જોઇ તેનું બુરૂં ઇચ્છવાની અદેખાઈ છે. મત્સર એ "ખારનું" હલકું રૂપ છે, અને તે ક્રોધ વિકારનો છેક લંબાયલો એક ફાંટો છે. "ખાર" સાથે મનને ન ગમ્યા હોય તેવાં ઉલટાં કર્મની સ્મૃતિ રહે છે, અદેખાઈ ફકત ચાલતા વખત સારૂ મુદતી રહે છે, ને તે એકની એક વૃત્તિ જ્યારે જગાડે ત્યારે જાગૃત થઈ ઉભીરહે છે." ખાર" જીવ લેવા સુધી તત્પર રહે છે, પણ અદેખાઇતો શહેજ નુકસાન થયલું જોવાને તાકે છે. અદેખાઇથી કોઈનું સારૂં જોવા ગમતું નથી. જો એક માણસ નઠારી હાલતમાં હોય તો બીજાને પણ અદેખાઇને લીધે તેવી માઠી દશામાં ફસેલાં જોવાને ઇચ્છા કરે છે. જો તે પોતે સારી હાલતમાં હોય છે, તો બીજું માણસ તેના કરતાં સારૂં ન થાય એવું ઈચ્છેછે. અદેખાઇ એ ઇચ્છાનું નઠારૂં વળણ છે. અદેખાઈ એ છુપું કૃત્ય છે તેને લીધે શ્વાસની ક્રિયાના બહુ ધીમા ધીમા આચકા શહેજ શહેજ અંતરે નિકળ્યા કરે છે, પછી પાછા રહી જઇ પાછું જોર મારે છે કે તેનાજ ઉલટ વિચાર બને છે. આ ક્રિયાથી લોહીની ગતિ સમાન[6] રહેતી નથી, અને તેને લીધે છેવટ માણસની પ્રકૃતિ[7] બળિયેળ તથા ફાજી બની જાય છે; ને કોઇનું પણ સારૂ ઈચ્છતા હમેશ મનનું વળણે માઠું તાકવા પર રહેવાથી દઢ મને તેમ થતું નથી, તેની નજર બગડી જાય છે અને મન શાંતિમાં રહેતું નથી. જેમ એક જુઠાણું જાળવી રાખવા દશ જુઠાણાં ગોઠવી રાખવાં પડે છે, તેમ એક બુરાઇનો વિચાર કરતાં દશ ભુંડી જુકિત તત્પર[8] સાથે રાખી તેના અનેક

૧ પાડોસ. ૨ Practice. ૩ Custom. ૪ સ્થિર. ૫ મક્કમપણું. ૬ એક સરખી. ૭ સ્વભાવ. ૭ તૈયાર.

વિચાર કરવા પડે છે એથી કોઈનું ભલું તો રહ્યું, પણ પોતાનું એ ભલું થતું નથી, સામી દુષ્ટ ઇચ્છા તથા ભુંડું થવાનો સંભવ આવી મળે છે. આ ક્રિયાથી એવાં મનુષ્યના મનમાંથી ઇચ્છાનો પ્રવાહ ધસારાબંધ નિકળી આવતો નથી. કોઇને આશિષ દેવા જતું હશે ત્યાં પણ મનમાંથી શ્રાપનો પ્રવાહ સામો ઉઠશે.

યોગીનું કામ હરેક રીતે ઇચ્છાના પ્રવાહ જોરમાં કાઢવાની ટેવ પાડવાનું છે. તેમજ મનને દૃઢ કરી અક્લિષ્ટ[1] વૃત્તિઓ જાળવી રાખવાનું છે. પણ આ મત્સરનો વિકાર મનુષ્ય પાસે તેથી ઉલટુંજ કરાવેછે. તેથી એ વિકારને પણ યોગી જન હડધુત કરે છે.

સુગ્ર જને યાદ રાખવું કે યોગીનું મન અભ્યાસ વડે જેવું દૃઢ થયલું હોય છે તેવું સાધારણ માણસનું મન હોતું નથી. એટલા માટે તેમના મનમાંથી ઇચ્છાના જે પ્રવાહ નિકળેછે તેમનું જોર પાછું મરાયા વિના રહેતું નથી. માટે જે કંઈ અદેખાઇ વાળી બુરી ઈચ્છા તેનાં મનમાંથી નિકળેછે તે પાછી તેના પરજ આવીને અફળાય છે; અને બાયડીઓ વઢવાઢ કરતાં કહેછે કે "જેની (ગાળ) તેનેજ (લાગે); જેના શ્રાપ તેને (લાગે)" તેમ પોતાનું બુરૂં ઇચ્છેલું પોતાનેજ કોઇ પણ પ્રકારે નડયા વગર રહેતું નથી.* એટલા સબબથી દરેક ધર્મમાં હરેક આદમીનું બુરૂં ઇચ્છવાની સખ્ત મના છે. અને તેને બદલે કટ્ટા વેરી કે શત્રુ જેવાનું પણ ભલું ઇચ્છવાનું, ઉત્તમ ફરમાન કે આજ્ઞા છે. તાત્પર્ય[2] એ કે આપણો સારી ઇચ્છાનો પ્રવાહ, આપણા પર પાછો પડતાં, સારૂં વળણ શોધે છે; અને આપણાં મોંથી નિકળેલો બુરી ઇચ્છાનો પ્રવાહ આપણા પર પાછો પડતાં, આપણાં પોતાનાં બુરાં તરફ વળેછે. માટે દરેક આ-

---

૧ મનને પીડા ન કરે તેવી. ૨ સારાંશ.

* "જો બહાર કાઢેલી ઇચ્છા હઠાવી ન શકાય તેવી કોઇ નડ સાથે અફળાય છે તો જે મનમાંથી તે પ્રવાહ નિકળ્યો હોય તે મન પર તે પાછી અફળાય છે. જે પુરૂષ બીજા કોઇ પુરૂષને મારી નાખવાને ઈચ્છતો હોય તે પુરૂષ પર પોતાના દુષ્ટ વિચારનું પૂરતું જોર એકઠું કરે છે તે જો પોતાની નેમમાં નિષ્ફળ થાય છે તો જે બુરી ઇચ્છાનું જોર પોતે કાઢયું હોય છે તે જોર વડે પોતેજ મરાઇ જાયછે."
—White and *Black Magic* p. 119

કમીએ આ શિખામણનો લાભ લઇ કોઇ પણ વખત મનમાંથી બુરી ઇ-
ચ્છા નહિં કાઢવી; કારણ કે "ખોદે તેજ પડે છે," અને એવા દુષ્ટ વિકા-
રની દુષ્ટતાથી[1] દૂર રહેવું એજ સલામતી ભરેલું અહોરાત[2] સમજી
લઇ સદગુણના રસ્તે ચાલવું, એ મારા જેવા અલ્પજ્ઞાનીની અનુભવ
સિદ્ધ[3] નસીહત[4] છે.

હવે છ વિકાર, સદગુણે ચાલતાં માણસને, સંસારમાં છ શત્રુ જે-
વા લાગે છે કે નહિં તે વિવેકી જને જાતે સમજવું જોઇએ. આપણે જા-
ણીએ છીએ કે મધમાખ વડે આપણને મિઠું મધ ને રંગ બે રંગ† મીણ
મળેછે, પણ જ્યારે તેના ચટકા કે ડંખની પીડ વેઠીએ છીએ ત્યારે તે કે-
વી બુરી, ત્રાસ દાયક, ને પીડાકારી છે તે સમજીએ છીએ, અને મધની
લાલચ રાખવા કરતાં તેને મારી કાઢવાના ઇલાજ શોધતા ફરીએ છીએ.
આ વિકારો પણ તેવી રીતે શહેજ સારું કરી, મનુષ્યનું માઠું બહુ ક-
રૂછે. એ છ વિકારો કંઇ પ્રત્યેક જુદા જુદા રાખ્યા નથી. છેક ઝીણી નજ-
રે માણસ જોશેતો, એ છ વિકારોના બે સમુદાય સાધારણ રીતે કરી શકા-
ય. મુખ્ય વિકારો બે છે:" કામ " તથા " ક્રોધ." કામમાંથી ફાંટા નિ-
કળી " મોહ " તથા " લોભ " ઉત્પન્ન થાય છે. તેમજ " ક્રોધ " માંથી
બે ફાંટા નિકળી " મદ " ને " મત્સર " ઉત્પન્ન થાય છે.

હાલની વિદ્યાના પ્રકૃટિકરણ મત ( *Evolution theory* )
પ્રમાણે કહેતાં, જેમ સૂર્ય મંડળમાં સૂર્યમાંથી ગ્રહ ઉત્પન્ન
થઇ, ગ્રહમાંથી ઉપગ્રહ નિકળી, સાથેના સાથે ફર્યા કરી, જુદા જુદા ગ્રહ હોય તેમ ફરેછે; તેમ આ વિકારો પેદા થયાછે. એ છએ વિકારો લોહીની જુદી જુદી ગતિના




---

૧ બુરાઇ. ૨ રાત દહાડો. ૩ અનુભવે સાબિત થયલી. ૪ શિખામણ.
† મધમાખ જે રંગના ફુલમાંથી પોતાનું પોષણ કરે છે તે રંગનુ
તેનાં પેટમાંથી મધ નિકળેછે; એટલાજ માટે મધ સફેદ, રાતું, પીળું કે
કાળું હોય છે. પણ ખુબી એ છે કે કડવાં ફુલ હોય છે તોય તે કડવો
રસ મધમાખનાં પેટમાં જઇ મિઠો થઇ જાય છે.
§ (Biela's comet) બીલાનો પુછડયો તારો આ વાતને સિદ્ધ કરે છે

જુદાં જુદાં નામ તથા રૂપછે; આખર જોતાં, વિકારોનું જુદું જુદું ખુરૂં વર્ણણ દેખાયછે તે ફક્ત એ લોહીનું એકત્ર[1] વળણછે. જેમ ઠરેલાં પાણીનું વાસણ અગ્નિ પર મુકીએ છીએ તો જેમ જેમ તેમાં ગરમી આવતી જાય તેમ તેમ તે જુદાં જુદાં રૂપ ધારણ કરેછે;—પહેલાં ઠરેલું, પછી ઠંડું, પછી સુમશેરું, પછી ગરમ, પછી શહેજ તપેલું, પછી કડકડતું, કે ખગખગ થઈ ઉભરાતું, પછી બાફ (vapour), પછી વરાળ્યું એટલે વરાળ (steam) રૂપે ઉડી જતું§ જણાયછે; પાણીનાં આટલાં રૂપ છતાં તે એકજ જાતનું પાણી ગરમી વડે આવું થયુંછે એમ આપણે જાણીએ છીએ; તેજ પ્રમાણે મનુષ્યમાં લોહી તથા શ્વાસની ચાલતી ક્રિયા વડે આ વિકારો ઉત્પન્ન થાયછે. પહાડમાંથી નિકળીને વહેતાં વરસાદનાં સાદાં પાણીમાં જેવા ખાર, પદાર્થ, અથવા વનસ્પતિ ભેળાય, કે ખાર, પદાર્થ કે વનસ્પતિ પર થઇને તે પાણી વહે, કે તેમાં પ્રાણીએ તરે કે જેથી કરી તેમનો પાસો લાગે, તેવા ખાર વનસ્પતિ ઈ૦ના ગુણ પાણીમાં આવેછે. વનસ્પતિને લીધે તળાવ તથા સરોવરનું પાણી વાયડું લાગેછે; કાંકરા પરથી વહેતુ ઝરાનુ પાણી સુંવાળું તથા ગરમ લાગેછે: નદીનું પાણી સુવાળાં મટોડાં સાથે ઘસાવથી સાફ તથા હલકું* લાગેછે; કુવાનું પાણી જો પાલનીજમીનમાંથી આવતું હશે તો ચિકાસની તરીવાળું ભારે લાગેછે; અને ટાંકાંનું ભરી રાખેલું મુએલું ગતિ વગરનું, કસારી તથા બીજા જીવડાંના ઝેર વાળું, અંદર પડેલા કે છાપરાં પરથી ભેગાઇ આવેલા મેલ સાથે વળગેલા પદાર્થો સાથે કુહોતું પાણી, આપણી તબિયતને મંદ, ભારે, જ્વર-જનક લાગેછે. એજ પ્રમાણે લોહી સાથે જુદા જુદા અને તરેહ તરેહવાર સારા માઠા વિચાર વાળા શ્વાસના વાયુનો સંબંધ રહેછે. તેથી એ વિકારોનાં ગુણ પણ સારા માઠા રહેછે: અને તે

---

એ તારો તુટીજઇ બે કકડા થયા, તોય દરેક કડકો, જેમ આખો તારો ચાલતો, તેમજ ચાલેછે, જુઓ—*Lockyer's Astronomy* p. 129

૧ સામટું. § આ ફક્ત ખુલ્લી નજરે દેખાતી ક્રિયા વર્ણવેલી છે, ખરૂં જોતાં પાણી તો કકડતી ઠંડીમાં વરાળ રૂપ થઇ ઉડે છે.

* ત્યાં પાણીનો દેખાવ નહિં પણ તેનો ગુણ વર્ણવ્યો છે અને તે પીતાં ગળાંને કેવું લાગે છે તે વાત કહીછે. દેખાવે તો કાંકરા પરનું પાણી નિર્મળ, મટોડાં પરનું પાણી ગદલું, વનસ્પતિના ભેગવાળું ધાકું, ને થોડા ખાર વાળું હલકું જણાય છે.

ગુણોનાં વળગુ પ્રમાણેજ માણુસ પર સારી માઠી અસર ઉત્પન્ન થાયછે.

આ પરથી શાણું માણુસ પોતેજ સમજશે કે સારા ગુણ તરફ લોહીનું જે વળણુ રહેછે તેને સાધારણ લોક "ઐશ્વર્યતા" કહેછે અને માઠા ગુણ તરફનું જે દુષ્ટ વળણછે તેને કાર્ય રૂપે મુસલમાન, પારસી, તથા ખ્રિસ્તિ લોક "શેતાન્યત"[૧] કે "હેરેમંદી"[૨] કહે છે; મનુષ્ય પાસે પોતાનાં દુષ્ટ કૃત્યો કરાવવામાં ભુત પ્રેત, ડાકણ જેવી દુષ્ટ શકિતઓને આ વળણ બહુ સુલભ તથા સુગમ પડેછે. દુનિયામાં સારી જીંદગી ગુજારવાને સારૂ, મનુષ્યનું પ્રથમ કામ એછે કે લોહીનાં "સારાં વળણને" ઉત્તેજન આપી તેના સારા ગુણ વધારવા, અને લોહીનાં "માઠાં વળણ" થી ઉપજતા દુષ્ટ ગુણ ઉછરવા ન દેવા; ટુકડેથી તોડીને દાબી મુકવા તેમને ઉગે ત્યાંજ ચાંપી દેવા, તેમનો પાડોસ ન રાખવો, તેમનું બળ દિન પ્રતિદિન[૩] કમ કરવું, તેમની પેદાયશ[૪]ના ઉત્પન્ન થતા વિચાર પર ધિક્કાર તથા ફિટકાર નાખવો, તેમનાથી દુરના દુરજ પાછલે પગે જવું, અને જેમ હડખાયલું ગાંડું કુતરૂં જોકે આપણા કરતાં વધારે બળવાન હોતું નથી, તોય તેનાં હડખાયાંની માઠી અસરનું દુઃખ વિચારી, આપણે તેને હડધુત કરી પાસે આવતું હાંકી કાઢીએ છીએ: તેમ એવા ગુણવાળા વિકારને હડધુત કરતા રહી તેમને દુર હાંકી કાઢવા એમાં આપણને જાનની સલામતી ને શરીરની સુખાકારી મળે છે.

હવે જયારે લોહી વડે આવા વિકારો ઉત્પન્ન થાય છે, અને સુખ દુઃખનું મૂળ લોહીજ છે, ત્યારે "લોહી" એ શી વસ્તુ છે તથા માણુસ કેમ ચાલે તો તે લોહીનું માઠું વળણ ઝાઝું ન રહે, તે વિષે કંઇ જાણવું આવશ્યક[૫] જણાય છે.

જ્યારે ફળાઉ ઝાડના છોડવાની આસપાસ આપણે ખાતર નાખીએ છીએ ત્યારે, જે તત્વનું તે ઝાડ હોય તેજ તત્વ તે ખાતરમાં સમાયલાં હો-

---

૧ શેતાનના ગુણ. ૨ શેતાનનાં કૃત્ય. એપરથી એમ ન સમજવું કે શેતાન એવી ક્રિયા લોહી પાસે કરાવી શકતો નથી. ૩ દહાડે દહાડે. ૪ ઉત્પત્તિ. ૫ જરૂરનું.

† ઇસલામી સાલેકો કારણ રૂપ લોહી છોડીદઇ તેના જે કાર્ય રૂપ ગુણ તે ધ્યાન પર લઇ તેના ચાર ભાગ (નફ્સે અમ્મારા, નફ્સે લવ્વામા, નફ્સે મુતમયના, નફ્સે મુલહીમા) પાડી તથા એજ "નફ્સના" વિભાગ "કુઅત"ને નામે પાડી આ હકીકત સમજાવે છે. 9

મને, ને ખાતર માણસ જાતના ઉત્તમ ખોરાકની પેઠે, તે રોપાને પુષ્ટિકારક થઇ પડેછે: એ ખાતર પર ભિનાસ, ગરમી, રોશની, હવા વિગેરેની અસર થવાથી તેમાં રસાયન ક્રિયા ચાલુ થઇ તેનાં કેટલાંક તત્વ છુટાં પડીને તે રોપાનાં વાળ જેવાં ઝીણાં બારીક મૂળિયા હોયછે તેઓની મારફતે એ તત્વો ચુસાઈને તે રોપની અંદર ફરતા રસ સાથે મળી જાય છે. તે રસ પછી રોપાની ડાંખળીએ ડાંખળી ચઢી તેને પુષ્ટિ આપેછે; અને તે વડે તે પર લહેરૂનાર ફળ ઉત્પન્ન થાયછે. જેમ મૂળિયાં બારીક તેમ તેમાં કેશાકર્ષણ[1] ચુસવાની શક્તિ વધારે રહે છે*. જ્યારે દુધમાં પાણીનો ભેગ વધારે હોયછે ત્યારે ઝીણી મલમલના કટકાને લઇ તેનો એક છેડો પાણીમાં ભિંજવી, બીજો છેડો દુધમાં રાખી, પાણીને મલમલના રેષા વાટે ચુસાઈને નિચે ઉતરી પડવું ઠીક પડે એવી રીતે તે કટકાને રાખીએ છીએ ત્યારે પાણી દુધથી જુદું પડેછે તે દુધ ઘટ માલમ પડેછે તે પણ આ કેશાકર્ષણના નિયમે થાય છે. આવા નિયમ પ્રમાણેની ક્રિયા કુદરત, લોહી બનાવવાને, આપણી હોજરીમાં ચલાવે છે.

ખોરાક ખાધો કે તે ઝટ જઠરમાં[2] ઉતરેછે. જઠરની અંદરનું પડ કરચલી વાળું તથા મધમાખના પુડા જેવું, ખાડા ખાડાવાળું હોયછે. એ ખાડાની બાજુએમાંથી જલ્લદ તેજાબ જેવો પાણી તથા ખારનો બનેલો ખાટો¶ રસ ઝરેછે તેને વૈદો જઠર-રસ[3] કહેછે. આખા દહાડામાં એવો રસ આસરે પાંચ શેર સુધી નિકળેછે. હોજરીમાં ખોરાક આવ્યા પછી હોજરીનાં પડના રેષા સંકોચાયા કરેછે તેથી ખોરાક પર દબાણ થાયછે અને જમણી તરફથી ડાબી તરફ, ને ડાબી તરફથી જમણી તરફ, દબાઈ દબાઇને તે ખોરાક ફરેછે; એથી કરી તેમાં જઠર-રસ ત્રણ ચાર કલાકમાં

---

* એ રસનો શું પણ તે ખાતરમાં આવેલી હલકી રેતી વાળ, રૂવાં સુધ્ધાં ઉપર ચઢેછે કેળના રેષા પહોળા છે- તેથી કેળના થડમાં કાતરેલા વાળ, ઝીણી રેતી, કે ઉંદર ખીસકોલી દાટી હોય છે તો તેના વાળ, રૂઆંટાં, કે રેતી પણ તે રસ જોડે ઉપર ચઢે છે ને કેળમાં તે આવી એકઠાં થાય છે તે ખુલ્લી નજરે કેળાંમા દેખાય છે.

1 વાળ જેવી પાતળી તથા ઝીણી નળીઓમાં ચુસી લેવાની જે શક્તિ રહે છે તે. 2 હોજરી 3 *Gastric juice.*

¶ જુઓ Physiology by Huxley.

ભળી જાય છે. આ ક્રિયાથી રસાયન સંયોગ એક બાજી જાતનો પ્રવા-રસ પેદા થાય છે, તેને અન્ન-રસ કહે છે. કેટલોક ખોરાક તો હોજરીની ઝીણી નસો મારફતે ચુસાવાથી લોહીમાં મળી જાય છે, ને તેથી કરી શરીર-ના જુદા જુદા ઘસાતા ભાગોનું પોષણ થાય છે. આ ક્રિયા ચાલતાં બાકી રહેલો ખોરાક વાળો અન્ન-રસ નાની આંતરડીમાં જાયછે. ત્યાં પિત્ત તથા પેટમાં આવેલી અને આંતરડીમાં આવેલી નાની ગાંઠોનો રસ તે અન્ન-રસ જોડે ભળી જાય છે, તેથી કરી ખોરાકની ચિકાસ બદલાઈ જઇ તે રસ દુધ જેવો થઇ જાય છે. આંતરડીઓની અંદરનું પડ ખડબચડું તથા કરચળીવાળું જણાય છે ને તેના પર રૂઆંટાંજેવી જણાતી અતિ બારીક, ખોરાક ચુસવાની, રગો[1] હોય છે. જેમ મૂળિયાં† જમીનનો કસ ચુસે છે તેમ તે બારીક નસો આ અન્ન-રસ ચુસી લેછે. આ પછી નસોમાંથી એક જુદી નસમાં તે રસ જાયછે. ત્યાં તેનું લોહી બની જાય છે, ને પછી શરીરનાં બીજાં લોહીમાં દાખલ થાય છે. એ લોહી તેમાં સમાયલાં ખોરાકનાં તત્વ પ્રમાણે વિકારના ગુણોને સારૂં માઠું વળણ આપે છે. જેવો ખોરાક તેવી લોહીની પ્રકૃતિ[2] બહુ કરી રહે છે. સારા ઉત્તમ ખોરાકે ઉત્તમ§ લોહી બને છે, ને હલકા ખોરાકે હલકા ગુણનું લોહી બને છે. તબિયત[3] નરમ કે ગરમ તે સર્વ ખોરાકના પ્રકાર પર આધાર રાખેછે. માંસ-હારી પ્રાણી-વાઘ-વરૂ જંગલી, નિર્દય, ને ફાડી ખાનારાં રહે છે; પણ વનસ્પતિ ખાનારાં કે અન્ન ભક્ષક[4] પ્રાણી અસીલ, ગરીબ, તાબેદાર, કહ્યાસરનાં ને પળાઈ શકે એવાં રહે છે. ક્રૂર પ્રાણીને માંસને બદલે જો રાંધેલું અન્ન, દુધ, રોટલી આપી ઉછેરીએ છીએ તો તેમનો જાતિ ક્રૂર, ઘાતકી સ્વભાવ, તદન નહિં તોય થોડો ઘણો, જતો રહે છે. આ અનુભવ કુતરાં, બિલાડી પર અજમાવી જોવાથી તરત મળે છે. કુતરાંને જ્યાં સુધી અન્ન ખવાડીએ ત્યાં સુધી ગરીબ ને કહ્યા સર રહે છેપણ અન્ન રહેવા દઇ માંસ ખવાડવામાંડયું કે જરા જરામાં તેગુસ્સામાં આવીઘુરતો સામો થાયછે,

---

†એજ પ્રમાણે દિવેટના તાંતણા તેલ ચુસે છે.

§વાઘ, વરૂ, જેવા ઘાતકી પ્રાણીએ એકવાર એવો સ્વાદ ચાખ્યો કે પછી મનુષ્ય પર હુમલો કરવાની તેને ભાવના થયાજ કરે છે.

૧ નસ. ૨ જાતિગુણ. ૩ શરીરની પ્રકૃતિ. ૪ અન્નના ખોરાકે જીવનારં

હવે જો ગાય, ઘેટાં, બકરાં જેવાં અસીલ ને નિર્દોષ પ્રાણીને, તેમજ મરઘા, પોપટ, મેના, જેવાં સુશીલ[1] પંખીને પકાવેલું માંસજ ખવાડી તે પર રાખે છે તો તેઓ કુતરાંની માફક ક્રૂર તથા ઘાતકી સ્વભાવનાં થઇ પડેછે.‡ ઢોરના દાંત માંસહારી નથી, તેમજ પંખીથી માંસ ચવાય તેમ નથી તોય તેઓ માંસ કચડી કચડીને ગળી જાય છે. એજ પ્રમાણે મનુષ્યમાં પણ ક્રિયા ચાલે છે. એવાં એવાં ઘણાક કારણે યોગીજન માંસનો આહાર કરતા નથી; ને તે સિવાય વળી ગંદકીના ખાતરમાં પેદા થતી વનસ્પતિ–જેવી કે મૂળા, ગાજર, કંદમૂળ;–અને જેજે ખોરાકે પ્રકૃતિ ગરમ થઇ વિકારોને ઉત્તેજન મળે તેવા ખોરાક---જેવાકે મસાલા, તેજાના; તથા જાનવરનાં મનને દુખવી મેળવેલાં† ખોરાક–જેવાકે દુધ, દહી, ઘી, માખણ---તિખાસ વાળી ચીજો–આદુ, લસણ, મરચા, તંબાકુ, કાંદા, ખાર, ખાટું, એવાંની અડાસે જતા નથી.§ પણ ગીચ વનમાં કોઇ પહાડની ગુફામાં એકાંત રહી સાદી વનસ્પતિ ખાઇ ઝરાનું પાણી પી, સંતોષ માનેછે. એવા કુદરતી સાદા ખોરાકથી કરી તેમનું લોહી નિરોગી તથા શાંત રહેછે* એ લોહી સાદા ખોરાકે ઉપર વર્ણવ્યા પ્રમાણે સાદું બનવાથી, તેમને માણસાઈના સર્વ વિકાર ભુલાવી દે છે. વિકારની ક્રિયા બંધ પાડવાથી બીજી સારી વૃત્તિ વાળી ક્રિયાઓ, તેમને બદલે અંતરમાં વધારે બળ સાથે કામે લાગે છે. તેથી તેનું પરિણામ એ નિપજે છે કે બુદ્ધિ-તત્વ જોરમાંર ચાલી આત્માનો પ્રકાશ ફાટી નિકળી ત્રિકાળ જ્ઞાન મગજે દીપે છે. આપણે જાણીએ છીએ કે આંધળાં, બહેરાં, મુગાંની બુદ્ધિ તીવ્ર[3]

---

૧ સારા સ્વભાવ વાળા. ૨ એ વિષેના દાખલા જુઓ Fruit and Farinacea p. 87 માં. ૩ તિક્ષ્ણ, ચાલાક.

‡ ઢોરને માછલીના ખોરાક પર રાખ્યાથી તેઓ જલદી પુષ્ટ થાય છે, પણ એ ખોરાક તેમની પ્રકૃતિઓ તદન ફેરવી નાખે છે અને તેનને અવશ તથા વિકાળ બનાવે છે—Bishop *Heber*.

† ઇરાની સાલેકની એ રીતિ છે. આ છેક અત્યંત પરેઝગારીની નિશાણી છે.

§ જુઓ " બાગે પારસા " -પાનું ૫૬

* " માંસના ખોરાકે લોહી વાળા દાણા લોહીમાં વધે છે અને વનસ્પતિના ખોરાકે તથા ફરીએ તેઓ મરે છે—*Huxley*.

હોયછે; તે પણ આટલાજ નિયમે, કે એક ઇંદ્રિનો ઉપયોગ બંધ થયો. તો બીજી ઇંદ્રેનો બમણો ઉપયોગ કરવો પડેછે, તેથી તે બીજી ઇંદ્રિ સ્વાભવિક કરતાં તીવ્ર બનેછે. યોગી સાદી વનસ્પતિ પર કેમ જીવે, ક્યાંથી વાસણ, આગ, ને બીજું જોઇતું લાવે, એવો સવાલ સાધારણ માણસનાં મનમાં ઉઠશે; પણ તેણે જાણવું જોઇએ કે તે કાચીજ વનસ્પતિ ખાઇને સુખે રહેછે.* તાપી નદીના કિનારે સન ૧૮૭૮—૭૯માં એક હિંદુ યોગી તપ કરતો હતો તે ખોરાકમાં કાચું દર્ભનું ઘાસ ખાતો હતો, ને પીવામાં ફક્ત પાણી પીતો; તોપણ તેનું શરીર પથ્થર જેવું મજબુત, તે અંગે ભરેલો, પુષ્ટ, ને લઠ હતો.

આટલા પરથી સમજાશે કે ગોલા, ઘાંચી, ખત્રી, રજપૂત કરતાં બ્રાહ્મણ, વાણિયા, નાગર ઠંડા તથા નરમ સ્વભાવના, શાણા, ચતુર મીઠી જીભના ને ઠાવકા હોયછે. તેવીજ રીતે જોતાં બહુ કરી બ્રાહ્મણ કરતાં ક્ષત્રી તથા શુદ્રની, અને સુધરેલ આર્ય કરતાં અર્દ્ધ-સુધરેલ અનાર્ય લોકની. નજર એટલા સબબ પરથી ખુની† રહેછે.

આં સિવાય વળી અન્ન-ભક્ષક પ્રાણી કરતાં, માંસહારી પ્રાણીમાં વ્યાધિ તથા પીડા વિશેષ, વિકટ, અને અનેક રૂપે થાયછે. પ્રાણી માફક મનુષ્યનો ખોરાક એક સરખોજ હોત કે સર્વે દાળ ભાત, રોટલી ને શાક પરજ ગુજરાન કરત, ને થોડાક માણસ માંસનો આહાર[1] રાખત, તો ઝટ દેખીતો ફેર વ્યાધિની સંખ્યા તથા રોગની જાતમાં જણાઈ આવત. ઉંચ વર્ણનાં લોક માંસહાર કરતા નથી તોપણ ચિકાસ વાળાં, સ્વાદિષ્ટ ભોજનો અતિ ખાયછે, તેથી તેઓને દુ:ખ વિશેષ થાય છે; અને નિચ લોક માંસ હારે દુ:ખના ભોગ ઘણી ઘડી થઇ પડવાના

---

* કારણ કે ટેવ એજ ઉપ-પ્રકૃતિ છે( A habit is a second nature). [1] ખોરાક

† કોઈ પણ આખાં વરસનાં વર્તમાન કોઇ સુજ્ઞ જન ગંભીરાઇથી વાંચી જોશે તો માલમ પડશે કે ઘણા ખરા ખુની તે માંસ હારી લોકજ હોયછે. હબસીઓ ક્રુર રહેછે. તેઓમાં એવો ચાલ છે કે જીવતા બળદનાં શરીરમાંથી માંસનો કટકો કાપી કાઢી લોહીએ ઝરઝરતો કાચો ખાઇ જતો (જુઓ Fruit and Farinacea p. 13). એવાં કઠોર મનમાં ખુન કેમ ન વસે?

સંભવમાં રહેછે, પણ તેમની હાડતોડ મહેનત તથા વિશેષ પાચન-શક્તિ ને લીધે તેઓ ઘણુ વાર બચી જાયછે. માટે જો માંસ-હારી માણસે ધર્મની ખુમીરી ખુશનમા[૨] લહેરમાં મઝા ભોગવવી હોય, કે યોગીની આંખે ઇશ્વર-રચનાના ગૂઢ[૩] ભેદ સમજવા હોયતો સાદા ખોરાક પર દિન પ્રતિ દિન રહી લોહી શાંત બનાવવું જોઈએ, અને મન, કર્મ, તથા વાણીમાં સ્વભાવિક સાદાઇ ધારણ કરવી જોઈએ.

વિવેકી જન ઉપરનાં વર્ણન પરથી જોશે કે સારા તેમજ માઠા વિકારો, ખુશી, દલગીરી,, તથા વિષય-વિલાસ[૪] માટેની લુચ્ચાઇ, લફંગાઇ હુલ્લડાઇ, એ લોહી વડે તથા તે પર સારી કે માઠી ચાલે ઉપજતી અસરને લીધે થાયછે. લોહી તથા શ્વાસોશ્વાસ-ક્રિયા નિચ, હલકા પ્રકારના પ્રાણીઓમાં પણ છે, તેથી આપણી માફક તેમને પણ ખુશી, દલગીરી, લુચ્ચાઇ, ખુન, હુલ્લડાઇ, ને સારા માઠા વિકારોની સમજ છે, અને તેમ તેઓ કરેછેજ. ઘોડો, કુતરો, હાથી, વાંદરો, ગાય એ આપણાં શાણપણાંનો ગુણ ઘણુ વેળા આપણને દેખાડે છે; શિયાળ, ઉંદર, બિલાડી, આપણી લુચ્ચાઇ તથા ફંદા રમવાની યુકિતઓ દેખાડેછે. માટે રડવું, હસવું, ખુશી, ગમી[૫], મનનું દુ:ખ સુખ, ને એવું કાયિક[૬] જ્ઞાન વત્તું ઓછું આપણને છે તેમ દરેક પ્રાણીને છે એમ નિ:સંદેહ[૭] માનવું.

એક તરફથી જોતાં, લોહીના આ દુષ્ટ તથા કલેશ[૮] ઉપજાવે તેવા ગુણોને દબાવી રાખવા, અથવા તેમ નહિં બનેતો તેમને પોતાના અમલમાં રાખવા, અને બીજી તરફથી જોતાં ઇશ્વરનો પાડ માનવા તથા તેની કૃપા કે સહાય મેળવવા, સાધારણ લોક માટે પ્રાર્થના*છે. તેમ કુદરતીજ સંતોષ માનવો. સાચવટ પાળવું, તથા, સંપત્તિ[૯] હોય કે વિપત્તિ[૧૦] હોય તોય મનને, શાંતિમાં રાખી ખુશી રહેવું.

હવે "ખુશી" શું છે તે વિષે કંઇક જ્ઞાન મળ્યું હોયતો સારૂં. જેમ ઉષ્ણુમાપક યંત્ર[૧૧] વાળી પારાની શીશીમાં જેમ જેમ બહારની ગર-

---

૧ શ્રેષ્ટ ગુણ. ૨ આનંદ ઉપજાવે તેવી. ૩ નસમજાય તેવું. ૪ ઇશકની મઝા. ૫ શોક. ૬ શરીર સંબંધીનું ૭ બેશક ૮ પીડા ૯ સુખી અવસ્થા. ૧૦ દુ:ખી હાલત. ૧૧ Thermometer.

* એના બીજા ફાયદા સારૂં જુવો ૨૧૭)માં પાનાંમાં

મી વધતી જાય છે, તેમ તેમ પારો ફુલીને ઉપર ચઢેછે ને બહારની ગરમીના વધારાનું માપ દેખાડે છે: તેમ આપણે લોહીમાં ઉછાળો મારીને જેમ જેમ ગરમી વધારીએ તેમ તેમ તેના જુદા જુદા પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે. તેવીજ રીતનો, વિકારના સારા ગુણોનો, ફાંટો તે "ખુશી" છે. રમુજ લાગે તેવા ધણધણુ કરતા, એક સરખા, એક હારમાં, શ્વાસના આચકા શ્વાસની નળીમાંથી બહાર નિકળે છે. જેમ ગાનારનાં બે આંગળાં દફ પર વગર અંતરે વાગ્યા કરે તેમ એ આચકા લોહી પર વાગ્યા કરે છે. આ ક્રિયાથી† આપણુને ખુશી લાગે છે. એવીજ ક્રિયામાં ઝંઝણી ભરાયલી છુટે છે ત્યારે આપણુને ગીલી આવેછે. છોકરૂં બહુ રડતું હોય છે ત્યારે તેની મા મધુર સ્વરે હાલેરાં કે ગીત ગાય છે તેથી, એક તો ખુશનમા મધુર[1] સ્વર અને બીજું તો તેણીના બોલવાથી હવાને લાગતા આચકા*ધીમા ને નરમ, તથા હિંચકાએ હાલીને આવતી હવાના સામ સામા ફેફસાં પર ધસી આવતા આચકા તે છોકરાના હ્રદયના વહેતાં લોહી પર લાગ્યા કરે છે; તેથી તેને ગીલીના જેવી રમુજ લાગે છે, ને તે ક્રિયાને આપણે 'ખુશી' કહીએ છીએ; એવી રીતે છોકરૂં લોહીની ગમતે તથા તેના થોડાં થોડાં ઉછળવાથી રડવું ભુલી જઈ મધુર સ્વરમાં ચિત્ત પોરવે છે; ને ખુશીમાં આવી ઉંધી જાય છે, ધાણીએ ફરતાં ઘાંચીના બળદના લોહી પર પણ ઘાંચીના રાગથી એવીજ અસર થાય છે તેથી તે ફરવાનું દુઃખ ભુલી જઈ તેનો રાગ સાંભળવામાં ચિત્ત રાખે છે. ઘાંચી સમજે છે કે હું મારૂં કામ કાંઢી લઉ છું, ને બળદ જાણે છે કે હું મારૂં ભાર-દુઃખ વિસારૂં છું. મુસલમાન તથા પારસી સાલેક[2] કહે છે તેમ "જેનો દમ પાક તથા યકસાન[3] નિકળે એવો અષો[4] આદમી"

---

૧ મીઠો ગગ. ૨ યોગી. ૩ એક સરખો. ૪ સૃષ્ટિ-ક્રમ પાળનાર, નિયમ પ્રમાણે ચાલનાર, પવિત્ર.

† ખુશી સંબંધીના વિચારે મગજ પર અસર થવાથી ખુશી થતી હોય તો કોઈ મજબુત માણસને હાસ્ય વાયુ ( Laughing gas; nitric oxide.) સુંઘાડ્યાથી તે ખુશ થતો હસ્યા કરે છે, અને ખુશી સંબંધીના વિચારનો તો તદ્દન અજ્ઞાન હોય તે છતાં તે હસે છે તે તેમ ન થાત ( જુઓ એ વાયુ વિષે Chambers'Chemistry P. 122)

* બંદુક કે તોપ ફુટવાથી, ગગડાટથી, ઘર પડવાના અવાજથી પેટમાં ધારેકો પડી કલેજું ઉછળે છે તે આ આચકાનું મોટું રૂપ સમજવું.

કે, હિંદુ કહે છે તેમ, ફક્ત યોગીશ્વર[1] આ દુઃખી પ્રાણીની વાત પોતાના શ્વાસની ઉત્તમ ક્રિયા વડે સમજી શકેછે એવી કંઇક ક્રિયાવાળામોંનાં ચિન્હ વડે કે મોંમાંથી અમુક સ્વર કાઢીને એ કુતરાં, ઘોડા, ગધેડાં, ઉંદરે, ઘેટાં, બકરાં, પોતાના મનના વિચાર પરસ્પર સમજાવી શકે છે. એવી રીતની સમજમાં ઉંદર વધારે હોશીઆર છે. જો તે એક વાર પેટી કે છટકાંમાં આવ્યો, ને તેમાંથી જો તે નિકળી ગયો, તો તરત તેના દરમાં પેસી જે બીજા ઉંદર અંદર વસતા હોય, તેમને પોતાના દુઃખ તથા વિપત્તિની પીડ સમજાવેછે. તેથી તે બધા તથા તેની સાથે તે ઘર કે પડોસમાં રહેતા હોય તે પણ, ચાલ્યા જઇ બીજી ગમ વાસો[2] કરેછે. ને ગમે તેવી લલચાવનારી વસ્તુ મુકી હોય છે તોય તેમાં પોતાનું મોત સમજી, તેને અડકતા નથી. માટે જો ઉંદરને ટાળવા હોય તો ઉત્તમ રીતિ એજે કે એકાદને પકડી સાંકળે પગ બાંધી ઉંદરના વાસ આગળ તેને છુટો મુકવો પણ સાંકળ કબજામાં રાખી મુકવી: તેને શહેજ હાડ માર તથા રંજીદે કરી કરીને પછી ભુખ્યો છોડી દેવો. એક ઉંદર મારવાથી બીજા કંઇ ઓછા થતા નથી ને નુકસાન તો કરેછેજ, પણ તેને છોડી મુકવાથી તે બીજા ઉંદરોને સમજાવી આપણું ઘર છોડાવી દે છે.

પણ આ રમુજી વાત ખુશીના વિષયને લગતી નથી, માટે તે વિષય[3] તરફ પાછા ફરવું જોઈએ. જે પ્રમાણે માના ગાવાથી છોકરાંનું દિલ ખિલે છે ને ખુશ થાય છે: તેમ ઢોલ ટકોરાં, ટબલા, ડમરાં, દફ, નગારાં, વાજાં, વાંસળી, પાવા, સારંગી, તંબુરા, સિતાર, વિણાના મધુર અવાજ વડે, કૃત્રિમ[4] યુક્તિના આચકા મારી લોહીને તેવીજ ગતિમાં આપણે

---

૧ યોગીઓમાં વડો. ૨ રહેઠાણ. ૩ બાબત. ૪ કુદરતી નહિં પણ હાથે બનાવેલું.

† એક કુતરાને મારતાં જોઇ, અને તેનો શોકાતુર પોકાર સાંભળી તે મારનારને પીથાગોરસે (Pythagoras) કહ્યું કે 'મારવાથી પાછો ફર, એતો મારા દોસ્તદારનો આત્મા છે, કે જેને તેના અવાજથી મેં પિછાન્યો છે. (Grote's *History of Greece*),, અને સુલેમાન (Solomon) નું લશ્કર આવી પહોચતું દેખી, એક કીડીએ કહ્યું હે કીડીઓ તમારા ઘરમાં તમે પેસી જાઓ, નહિં તો સુલેમાન અને તેનું લશ્કર તમને પગ તળે ચગદી નાખશે. અને આ બોલવાથી સુલેમાન હસ્યો "—કોરાન-૨૭.

મુકીએ છીએ, તેથી તે આપણને ખુશનમા લાગેછે ને લોહીનો અંતરે અંતરે થતો ઉમળકો ખુશી ઉત્પન્ન કરેછે. એવીજ કૃત્રિમ ક્રિયા કેફી વસ્તું ખાઈ પીને, આપણા દુઃખમાં કે થાક લાગે તેવી મહેનત કીધા પછી થાકેલી હાલતમાં જીવને ચેન બાજીમાં લાવી સંસારી દુઃખ વિસરી જવા, આપણે આપણાં લોહી પાસે કરાવીએ છીએ; પણ એ યુક્તિનો ઉપયોગ કદી કદી કીધો હોય તોજ સારો. કુદરત જેવું સુખ દેખાડેછે, તેવું સુખ, કૃત્રિમ ક્રિયા વડે, બહુ કરી મળતું નથી. આઘાત[1] ને પ્રત્યાઘાતનો[2] નિયમ હંમેશ યાદ રાખવાનો છે. જેટલાં જોરથી લોહીને ઉછાળીએ તેટલીજ પાછી નબળાઈ થાયછે. માણસ નીશો કરેછે ત્યારે લોહીના ઉછાળાએ શૂર-વીર સરદાર થઇ રહેછે: તે ઉતરી ગયોકે સઘળા રામ રમી રહી વૃધ્ધ જેવો અશકત થઈ જાયછે. એ પરથી જણાશે કે કુદરત જે ખુશી ઉપજાવે છે, તેની નકલ વાઝંત્રો કરેછે, ને તે ખુશીને મળતી વૃત્તિ માણસમાં નીશો ઉત્પન્ન કરેછે.

"ખુશી" વધીને "હર્ષ" ને વધતા હર્ષે, "હસવું" આવેછે. "હસવું એ શું છે? ઢોલીનાં બે ઢીલાં ઢોલ લઇ, હરદોની[3] સપાટી સામ સામી રાખી, તેમાંના એકપર તેના દાંડા વતી ઢોલની વચ્ચેના કાળા ભાગ પર સરખા ટકોરા મારીએ ત્યારે જેવા પાછા મરાતા ટકોરા સામેના ઢોલને નરમ પડતા વાગેછે, ને તેથી જેવી ક્રિયા સામેના ઢોલ પર ચાલેછે, તેવીજ રીતની હવાની ક્રિયા ફેફસાં પર શ્વાસે ચાલેછે. અંતરે અંતરે, પણ સામટા, એકેકની પછાડી શ્વાસના વાયુના આચકા નિકળેછે ત્યારે માણસને ખુશ વૃત્તિ ઉત્પન્ન થાયછે, તેને "હસવું" કહેછે. એથી ઉલટી ક્રિયા દલગીરી વખતે થાયછે. જે શ્વાસનો વાયુ એકવાર ફેફસાંની પાસે ગયો તે મંદ[4] રહેછે ને તરત પાછો ઉઠવા પામતો નથી. તે વાયુ પર જાણે હથેલી દાબી રાખી હોય તેમ દબાણ રહેછે; કારણકે દલગીરીની વેળા માણસ ચિત્તને એકજ વિચારે એકાગ્ર[5] બનાવેછે, તેથી શ્વાસોશ્વાસની ક્રિયા સ્વભાવિક રીતે વહેલી ચાલતી નથી, ને એકાગ્ર વિચારનું દબાણ રહેછે તેથી લોહીની ગતિ મંદ થઇ જાયછે. માટે શ્વાસ પરનાં દબાણ વડે ફરતાં લોહીની મંદ ગતિ વાળી

---

૧ Action. ૨ Reaction. ૩ બંધે. ૪ ધીમું ૫ એક બિંદુએ એકઠું કરેલું.

ક્રિયાને આપણે "દલગીરી" કહીએ છીએ. આ ખુશી તથા દલગીરીની ક્રિયાની રચના સર્વ પ્રાણીમાં હમેશ ચાલતી રહેછે ને એ ક્રિયા બીજી ગૂઢ ભેદની વાતો સમજવામાં બહુ કામ આવશે, માટે સારી પેઠે યાદ રાખવી જોઇએ.

જીવને જેવી ટેવ પાડીએ તેવી ટેવ પડેછે, ને તેથી તે ટેવ રાતબની[1] માફક આદત[2] થઇ જાયછે.* એજ પ્રમાણે વિકારનો વધારો ઘટાડો જેમ આપણે ચાહીએ તેમ થાયછે. ક્રોધ જેટલો વધારીએ તેટલો વધેછે ને તેને મારીએ તેટલો મરેછે. જો માણસ "પિત્તો ઉછળવા" નહીં દે ને જેવી ગુસ્સાની વૃત્તિ ઉત્પન્ન થાયકે તેને હઠાવી, ઉભરો દબાવી દે, અને મનની શાંતિ જાળવી રાખે, તો ગુસ્સો "મરી જાયછે." ગુસ્સો મરીગયો કે હૈયુ ઠંડું રહેછે. પછી આપણું ગમે તેવું કોઇ નુકસાન કરે તોય તેને મારવા કે સામા થવા, કે અપશબ્દ[3] ઓચરવા[4] મન થતું નથી; અને સામો માર ખાઇને સામા મારનારને મારતાં દયા આવી જાયછે કે એને વાગશે.§ જો કદી ગુસ્સો માણસમાં છેક ન મરેલો હોયતો તે માણસ અપશબ્દ બોલશે, પણ તેનાં હ્રદય પર કશું થતું નથી તેથી અંતરમાં ક્રોધ રહે. તો નથી. ચિડિયાં છોકરાં રડ રડ જરા જરામાં કરેછે તે પણ આજ નિયમે- માણસ જો ગમ્મતી માણસની સંગત છોડી ઠાવકું રહે ને હસવાનું છોડેછે તો પછી તેને ગમે તેવું હોય તોપણ હસવા માગેછે તોય હસાતું નથી ને

૧ રોજીંદાની એકની એક ટેવ. ૨ હમેશ રહે એવી પડી ગયલી ટેવ. ૩ ખરાબ વચન—બોલ. ૪ બોલવા-

* એજ નિયમ પ્રાણી માત્રમાં સચવાઈ રહ્યો છે. શિકારી જાનવરોને શિકારની શોધમાં એકાંતમાં એકલાં સંતાઇ રહેવાની ટેવથી તેઓ એખલાંજ રહેછે; અને અસીલ સ્વભાવનાં પ્રાણી—ઘેટાં, બકરાં, ભેંસ, હરણ—એકઠાં ફરવા તથા રહેવાથી સામટાં એક ટોળે રહેછે.

§ અનતુન નામના ખ્રિસ્તિ દુરવેશને કોઇ ચંડાળે એવો માર્યો કે તે જખમી થઈ ગયો તોય તે કશું બોલ્યો નહિં. હું (દબેસ્તાનને લખનાર) તેની પાસે જઇ પુછવા લાગ્યોકે તું દુ:ખી શાથી છે? તેણે કહ્યું મારા પર માર પડયો તેનો દુ:ખી તથા દલગીર નથી, પણ તે બીચારા મારનારના હાથને વાગ્યું હશે તેનું મને ભારે દુ:ખ ઉપજેછે—રાહે પારસા પાનું ૧૪૮.

ટેક રાખવા મેં મલકાવવાનો ઢોંગ આખરે કરેછે. એ પ્રમાણે જો સારી સંગતમાં હસ હસ કરવાની ટેવ રહેછે તો જરા જરામાં તે હસ્યા કરેછે, ને તે એટલે સુધી કે મોભ્ભાવાળાં માણસ અગાડી, કે શોકાતુર આદમી સાથે, વાત કરતાં એ તેને હસવું આવ્યા કરેછે, ને જોઇતી દાવકાઈ, રાંખવાનું દઢ મન કીધા છતાં, રહેતી નથી. એમ વિકારો વધારેલા વધેછે ને મારેલા મરેછે. માટે દરેક આદમીએ વિકારોનો જોઇતો તથા સ્વભાવિક ઉપયોગ કરવો, ને તેમાંજ આખર સુખ તથા મઝા જાણવી; અને સમજી રાખવું કેસુમાર્ગ પરથી ઉતારનાર તથા કુમાર્ગ પર ચલાવનાર એ વિકારોજછે, ને એ વિકારો લોહીમાં રહેછે; માટે જેમ બને તેમ લોહીને શાંત રાખવું: તેને "તપાવવું" નહીં. ને તે ગોદા મારી મારી આગળ આપણને હડસેલવા અનેક પ્રયત્ન કરે તોય શું થયું; વિવેક સાથે રાખીને, હરેક કૃત્ય[1] કરવું એ મોટી નસીયત[2] છે.

## પ્રકરણ ત્રીજું

"જાતિ ગુણ"



આગલાં પ્રકરણમાં, માણસ પોતાની ક્લેશ[3] ઉપજાવે તેવી મનની અનેક પ્રકારની ઇચ્છાને વશ થઇ પોતાનાં શરીરમાં વહેતાં લોહીમાં તે જુદાં જુદાં રૂપ વાળા છ વિકાર ઉપજાવી શકેછે કેવી રીતે, અને તેથી શું નિપજેછે, તે સર્વેનું સવિસ્તર[4] વર્ણન કર્યુંછે. હવે એ વિકારો જ્યાં સુધી મન ઉસકેરાયલું રહે ત્યાં સુધી રહેછે, એટલે કે તેઓ મુદ્દતી હોયછે. સૃષ્ટિ-રચના જોતાં, દરેક પ્રાણીમાં કોઇને કોઈ ગુણ સ્વભાવિક અને જાતી જણાયછે. એ જાતી, એટલે શરીરમાં જન્મથીજ વળગેલા, ગુણને સાધારણ હિંદુ લોક "પ્રકૃતિ" કહેછે, અને પારસી તથા મુસલમાન લોક "મિઝાજ,, અથવા "તબિયત" કહે છે. આપણે ઘણાક આદમીમાં સ્પષ્ટ[5] જોઈએ છીએ કે તેમની જન્મની પ્રકૃતિ પ્રમાણે, તેમનો સારો માઠો સ્વભાવ તથા સારૂં માઠું મન હોય છે. શરીરના બંધારણ પર એ પ્રકૃતિનો આધાર રહે છે. એ મિઝાજ‡ ૪) ચાર પ્રકારના છે. ૧)લો, "લોહીઆ-

---

૧ કામ. ૨ જ્ઞાનક આપે એવો શિખામણ. ૩ પીડા કરે તેવી. ૪ વિગતવાર. ૫ ખુલ્લું.

‡ જુઓ વૈદક જ્ઞાન કે Physician's vade Meoym.

ળ મિઝાજ" એટલે 'ગરમીની દેહ' એવી જાતનાં મિઝાજવાળાં આદમીમાં લોહી વધારે હોય છે. ભરાઉ મોં હોય છે; ભુરા ચળકતા વાળ હોય છે; ને મજબુત શરીર હોય છે. તેમનું મન ચંચળ ને ડગમગતું, સ્વભાવ ઉતાવળો ને આકળો, અને મતિ કુમાર્ગપર ઉતરવા લાયકની હોય છે. ૨) જો "બળગમી મિઝાજ" એટલે 'વાયુની દેહ' એ દેહવાળું આદમી ઢીલું તથા નબળું હોય છે. તેનું માંસ નરમ તથા લદ્દા જેવું હોય છે. શરીર ભારે લાગે છે ને જરા મહેનતે થાકી જાય છે. તેનો સ્વભાવ ઠંડો તથા ધીરો હોય છે, ને આળસુ તથા મંદ[1] રહે છે. ૩) જો "પિત્ત વાળો મિઝાજ" એટલે 'પીત્તની દેહ' એ દેહનું આદમી શામળું હોય છે. તેની નાડી જોરમાં ચાલે છે. તેનો સ્વભાવ ઉતાવળો, હુલ્લડી, કજીઆખોર, ને ઝટ પિત્તો ઉછળી આવે એવા સ્વભાવનો હોય છે. તે અપચાર[2] તથા ફાળ ખાવાને વધારે પાત્રઉ[3] રહે છે. ૪) થો "પોચો મિઝાજ" એટલે 'સરદીની દેહ.' એ આદમી શરીરે દુબળું, બીકણ, વહેમી, ચિંતાતુર, ને નાહિંમત હોય છે, અને જરામાં રડી પડે તેવા સ્વભાવનું હોય છે.

દેશ દેશની જુદી જુદી હવાની સ્થિતિ પ્રમાણે માણસની સુખાકારી માટે હવાની માઠી અસર અટકાવવાનેસારૂ આખે દિલે વાળ મુકવા ને બદલે§ ઇશ્વરે મનુષ્યમાં તબિયત પેદા કરી છે. અતિ ગરમ દેશમાં રહેનારા હબશીઓની દેહ બહુ કરી† સરદીની હોય છે; ને અતિ ઠંડા મુલકમાં રહેનાર લોકની દેહ ગરમીની હોય છે. હલકી જાતના પ્રાણીના બચાવ માટે ઇશ્વરે આ પ્રકૃતિની ક્રિયા સિવાય તેમનાં શરીરપર વધતા ઓછાં નિમાળા, વાળ, ઉન, રૂવાં, પીછાં, કાંટા કે ભિંગડાં મુક્યાં છે. ઠંડા દેશનાં કુતરાંના વાળ ઉન જેવા મોટા† ને ભરેલા હોય છે. પણ ગરમ

---

૧ સુસ્ત. ૨ અજીરણ. ૩ લાયક.

§ મનુષ્યને તેનાં આખાં શરીરે વાળ હોત તો વાળની ગરમીથી ઠંડા દેશમાં રહી શકત, લંકા જેવા ગરમ દેશમાં તેનાથી ભાગ્યજ રહેવાત. માટે શરીર વાળ વગરનું હોવાથી પૃથ્વિના ગમે તે ભાગમાં તે રહી તથા ફરી શકેછે. અમુક જાતનાં પ્રાણી માટે બહુ કરી ચોકસ હવા વાળો દેશ હોયછે, પણ મનુષ્ય માટે તેમ નથીઃ મનુષ્ય ગમે યાં રહી શકેછે.

† જેમ દેશ ઠંડો તેમ આ વાળ નરમ ને ઉન જેવા, અને જે

દેશના કુતરાં ને, ગાય, ભેંસના વાળની માફક ઝીણા ને થોડા વાળ રહે છે. આ વાળથી હવાની માઠી અસર તેઓ અટકાવી શકે છે. મનુષ્યને તે અસર અટકાવવા માટે, એવા વાળ નથી. પણ આવી ફકત તબિયત એટલે મિઝાજ છે. એપરથી આપણે જોઈએ છીએ કે‡ પારસી લોક બહુ કરી લોહીઆળ ને બહાદુર હોય છે. વાણીઆ બલગમી ને પોચા હોયછે. રજપુત લોહીઆળ–બલગમી ને શૂરા હોય છે. અને કોળી કણબી બલગમી–પિત વાળા ને ધાડા દિલના હોય છે એમ આપણે બહોળી નજરે દેખીએ છીએ. પ્રત્યેક આદમી કંઈ એકજ મિઝાજનું હોતું નથી. એક બે મિઝાજ થોડા ઘણા એકમેકમાં ભેળાઇને તેની પ્રકૃતિ બંધાય છે.

આ સ્વભાવિક પ્રકૃતિની રચના યોગી જન ૩) ત્રણ ગુણવડે સમજાવે છે. ૧) લો "સત્વ" ૨ જો "રજો," ને ૩) જો "તમો" ગુણ. "સત્વ" એટલે લોહીમાં વિકાર ઉત્પન્ન થયા વગરના ગુણો જેવા–કે, સાચવટ, દયા, સુશીલતા, નરમ ઠંડો સ્વભાવ; "રજો" ગુણ, એટલે લોહીમાં વિકાર ઉત્પન્ન થયાથી શરીરમાં વ્યાપતા ગુણો–જેવાકે કામ, મોહ, લોભ, મદ, જુઠાણું; "તમો" ગુણ એટલે જરાકમાં લોહી તપી આવી સ્વભાવ "તામસી" ને આકળો કરેછે તે ગુણ. આ ગુણે મનુષ્ય વિવેકથી અંધ રહેછે તેથી તેમાં નઠારા ગુણ રહેછે, જેવાકે ક્રોધ મૂર્ખાઈ, અજ્ઞાનતા, માયા આ ગુણોના ભેળસેળ વડે માણસની પ્રકૃતિ બંધાયલીછે.

---

મ ગરમ તેમતે આછા અને જાડા નિમાળા જેવા રહેછે. સરસામાં તથા સસલાંમાં એ ફેર ઝટ જણાયછે શિયાળામાં તેનાં રૂવાંજાડાં થઇ જાયછે એત્રાંજ કારણને લીધે સસલાં, શિયાળ, રીંછ, વરૂ જે જમીન પર રહેછે તેમની પીઠે પેટ પરનાં કરતાં જાડા હોયછે; અને જળ બિલાડી, જે પાણીમાં રહેછે, તેને પેટ પર જાડા વાળ હોયછે. એમ વાળનો વધારો ઘટાડો હવા પ્રમાણે પ્રાણીનાં શરીર પર હોયછે. સૈબિર્યામાં બરફના ડુંગરામાં દટાઈ રહેલી એક હાથીની લાસ માલમ પડી આવી. ત્યાંતે હજારો વર્ષો સુધી પડી રહી હશે તોય તો તેનું માંસ એવી હાલતમાં હતું કે વરૂ અને બીજાં પ્રાણી ખાઇ ગયાં, તેનાં શરીરે જાડા વાળ હતા.—Penny Magazine.

‡ જુઓ વૈદક જ્ઞાન.

વેદાંતીઓ[1] કહેછેકે કાંદાનાં અનેક પડની વચ્ચોવચમાં જેમ તે-નો પીલો રહેછે તેમ શરીરમાં આત્મા રહેછે. જેમ તે પીલાની આસપાસ એક પર એક પડ રહેછે, તેમ આત્માની આસ પાસ આ ગુણોના વાદળાં જેવા ગોટા* એક પર એક વિંટાઇ રહેલાં હોયછે. તેથી યોગી જન તેમની અસર કાચના ગુણ-શુદ્ધ પારદર્શક, મેલો ઝાંખો, તથા મલિન[2] અપારદર્શક[3] સાથે સરખાવેછે. જેમ જેમ એ પડ ખસતાં જાયછે તેમ તેમ આત્માનો જ્યોતિ પ્રકાશ નજર પડતો જાયછે. એ પ્રકાશ દેખાયા પછીજ સુમાર્ગ પર મનુષ્યનું ચિત્ત ચોંટેછે.

યોગીઓ કહેછે કે ગુણ એ બંધનછે. તેઓ આત્માને જાણુકનાં બંધ-નમાં રાખેછે. જ્યારે એ બંધન તુટેછે ત્યારે માણસ આત્મા તરફનું ખરૂં સુખ જોયછે.

આગળ કહ્યુંછે તેમ, ગુણ એ લોહીની જાતિ ખાસિયતછે, ને એ ખાસિયત હમેશનીછે. વિકાર એ લોહીના ઉછાળાનાં રૂપનાં નામછે, ને તે વિકાર અમુક[4] વેળા સુધીજ રહેછે. ગુણ એ અસલ થડછે, ને વિકારો તેનાં મૂળિયાંછે. બીજાં પ્રકરણમાં( ૬૫મા પાનાંમાં) લોહીની ઉત્પત્તિ સમજાવતાં ખાતરનો કસ ઝાડમાં કેમ દાખલ થાયછે તે દેખાડયુંછે. તે પરથી જણાશે કે જ્યાં સુધી દરેક ઝાડનાં, વાળ જેવાં બારીક, મૂળિયાં ભૂમિમાં રહેછે ત્યાં સુધી તે જીવતું રહેછે, કારણ કે એ મૂળિયાં તે ઝાડને ઉગાવી મોટું કરવા માટે જોઈતો રસ ભોંયમાંથી ચુસેછે, ને એ રસ વડેજ ઝાડમાં જીવ રહેછે. તે પ્રમાણે એ ગુણનાં થડનાં દુરનાં મૂળ જે વિકારોછે તેમને જો તોડી નાખીએ, કે જડમાંથી નબળાં કરીનાખીએ, તો તે ગુણ રૂપી ઝાડ કસ વગરનું ને નિર્જીવ જેવું થઇ જશે; અર્થાત[5] વિકારોને દબાવી નાખીએ તો માઠા ગુણોનું બળ ઝાઝું રહેતું નથી.

જ્યાં સુધી રજો તથા તમો ગુણનું, તેમજ તેમના ફાંટા–વિકારોનું બળ શરીરમાં વ્યાપી રહે ત્યાં સુધી મનુષ્યનો દરેક વિચાર એ ગુણ તથા,

---

૧ ઉપનિષદો લખનારા. વેદાંત-વેદના જ્ઞાન વિષે એવી ટીકાઓ લખવામાં આવી હોયકે જે ટીકાઓ વડે વેદના મૂળ બહોળા અર્થનો અંત-પાર આવી રહે તે, એટલે તે અર્થ સમજાઈજ રહે તે. ૨ મેલો. ૩ આરપાર ન દેખાય તેવું. ૪ ચોકસ. ૫ એટલે.

* એ અલંકાર છે, અર્થ ચિત્ત-વૃત્તિનો સમજવો.

વિકારોની સાથે, અથવા તેમના વડે ચાલતી ક્રિયાની સાથે, વિટળાયલો રહેછે. એને લીધે તે ક્રિયાનાં દેખીતાં ફળ તરફ મનુષ્યનું ચિત્ત ચોંટી રહેછે, પણ સઘળી વાતમાં "હું" "હું" કરેછે તે "હું" કોણ છે, તે ક્યાંછે, તે શા માટે છે, તે શરીરમાં ક્યાંથી આવ્યોછે, તે કેમ વસેછે, તે ક્યાં પાછો જઇ શકશે તે જાણવા તરફ તેનું મન વળતું નથી. જ્યારે સ્વચ્છ અગ્નિ મેળવવા માટે યોગી નક્કર કે હલકાં લાકડાંના કટકા જોરથી એક પર એક ઘસ ઘસ કરેછે ત્યારે તે લાકડાંમાંથી મંદ ભરાઇ રહેલો, અગ્નિ* ફાટી નિકળી આસપાસ પ્રકાશ પ્રકાશ કરી મુકેછે, ને તે અગ્નિ યોગી પોતાનાં કામમાં લેછે. તેજ પ્રમાણે આત્મા વિષેનું કિંચિત પણ જ્ઞાન મેળવવા માટે, જો માણસ મનનમાં[1] ને મનનમાં ચિંતન કર્યા કરેછે તો અનેક વિચારોનાં પેટાંમાંથી શુભ વિચાર ફાટી નિકળી આત્માનાં ખરાં જ્ઞાનનો પ્રકાશ મન પર વ્યાપી રહેછે અને ખરો માર્ગ અંતર-દ્રષ્ટિએ તે જાતેજ જોયછે§

જ્યાં સુધી વિકારની ક્રિયાં મનમાંથી ખસતી નથી ત્યાં સુધી મન તેમાંજ ગુંચવાઇ રહેછે એટલુંજ નહીં પણ તે ગુણના બંધનમાં ગુંથાઇ જાયછે, તેથી કરી મનુષ્યને પોતાના આત્માનું સ્વરૂપ[2] જાણવા કદી પણ વિચાર આવતો નથી. ઇશ્વરે દરેક વસ્તુને તેનો સારો ઉપયોગ કરવા સારૂ બનાવીછે. પણ માણસ તેનો ખરો ઉપયોગ કરી શકતું નથી; જો કોઇ કરે છે તો તે ભાગ્ય કરે છે ને એવા સમજુ કરનાર થોડાજ

---

* એજ પ્રમાણે જંગલોમાં વસનાર, ભીલ, નાયકડા, તથા ઘોડીઆ કણજી કે આકડાના સુકા લાકડાંને અકેક પર ઘસી દેવતા પાડેછે ને તેને "કુમારો દેવતા" કહેછે, કરાંહી અકેક સાથે ચોળવાથી પણ દેવતા પડેછે. આરબો મર્ખ તથા અફારનાં લાકડાંને ઘસીને દેવતા પાડેછે, ને તે લાકડું લીલું છતાં સળગેછે એટલા માટે કુરાનનાં ૩૬ )મા સુરામાં મહમદ પેગમબર કહેછે, "ઇશ્વર તમને લીલાં લાકડાંમાંથી દેવતા આપેછે."

૧ વિચાર. ૨ કુદરતી રૂપ; જાતી દેખાવ.

§ "શ્વાસોશ્વાસ કાયિકછે, વિચાર માનસિક છે, પણ ચિંતવન એ આત્માની પાંખોને ઉડવા માટે સમતોલ કરવાનું છે" Temple of Rosy Cross

હોય છે. જેમ કમળાના રોગીને પોતાની આસપાસ સઘળું પીળું દેખાય છે, તેમ માણસને જેવી પોતાની પ્રકૃતિ કે વૃતિ હોય છે, તેવો (પોતાની આસપાસની વસ્તુઓનો) ઉપયોગ કરવાનું સુઝે છે. પણ જેમ કોઈ છોકરૂં મોતીની સીપ જોઇ તેને રૂપાંની વસ્તુ સમજી હાથમાંથી છોડતું નથી ને ખુશ થયા કરે છે, પણ જ્યારે કોઇ તેને સમજાવે ને દેખાડે કે એનો કાળુ માછલીનું કોચલું છે ને રૂપું તો આ રહ્યું, ત્યારે તે તેમ સમજી, ઝટ સીપ છોડી દે છે અને તે રૂપું હાથમાં લે છે: તેમ જ્યારે કોઇ જ્ઞાની માણસ અજ્ઞાનને લીધે ભુલતાં માણસને ખરી સમજ આપી તેનું અજ્ઞાન છોડાવી દે છે, ત્યારે તેની અકકલ, સારૂં વળણ પકડી, તે વાતનું વિશેષ જ્ઞાન મેળવવાને વધારે આતુર રહે છે. એટલા માટે યોગી જન કહે છે કે જ્ઞાન વડેજ મોક્ષ[1] મળે છે. આત્માની ઉત્પત્તિ તથા તેના સંબંધની સઘળી ક્રિયાની સારી સમજ મળવાથી આત્મ–શોધક[2] સુમાર્ગેજ ચાલવાને અતિ ઉત્કંઠા[3] રાખેછે; માયાના ખોટા આભાસ[4] વડે મળતી મઝા તેમજ પંપાળવાથી લાગેછે તેવી. લોહીનો પ્રવાહ શહેજ ઉલટ પાલટ થવાથી ઘડી ભર સર્વોત્તમ[5] લાગતી, માંસની મઝા ત તજી દેછે, અને આત્મ–વિષયના વિચારમાં ને વિચારમાં મચ્યો રહી તે જીવતાં જીવત ઈશ્વરમાં એકતા[6] પામવાની મઝા જોઇ શકેછે તથા તેથી મળતાં સર્વોત્તમ સુખ ભોગવી શકેછે. સંસારમાં મળતાં ક્ષણભંગુર અલ્પ[7] સુખ તરફ વિશેષ નજર ન રાખી, તે વનવાસ સોધે છે ને ત્યાં એકાંતે સુખમાં રહેછે.

યોગી સમજી લે છે કે સંસારની લીલા[8] રણ કે રેતાળ મેદાનમાં જણાતા* મૃગ-જળના[9] ખોટા આભાસ જેવીછે, અને એ સંસાર કદી લાભ કારક પણ હોય તોય તે આખર નુકશાન કારકતો નિવડવાનોજ. સંસાર હમેશ મનુષ્યને ભુલાવામાં નાખેછે. માણસ પોતાની સાધારણ અ-

---

૧ છુટકારો; મુક્તિ. ૨ આત્માની શોધ કરનાર. ૩ હોંસ. ૪ દેખાવ. ૫ સર્વથી ઉત્તમ. ૬ એક થઈ જવાની હાલત. ૭ નાનાં. ૮ રળીઆમણો દેખાવ. ૯ ઝાંઝવ.

* "કચ્છીઓ એને ઘૂણ કહેછે, કછનાં રણના કરતાં બીજે ઠેકાણે વધારે સરસ એ દેખાવ જણાતો નથી. નાનામાં નાની ઝાડી દૂરથી મોટાં જંગલનું રૂપ ધારણ કરેછે"–Burn's travel into Bokhra P. 918

છતે જોકે સમજેછેકે નીશો કે ચૂરણ જીવને ખુશ કરેછે, ને ઘડીભર તેને મઝામાં રાખેછે પણ પાછળથી શરીરને અશક્ત તથા દુબળું કરી નાખેછે, તોય તે જાણી જોઇને ખાડામાં પડવાનુ શોધ્યા કરેછે; નાટક-નો તમાશો કલ્પિત જાણ્યા છતાં તેનાં ક્ષણિક વૈભવ-સુખ જોઇ ખુશ ખુશ થાયછે; કે તેમાં દુઃખ તથા વિપત્તિનો ખેલ જોઇ રડી રડીને નિ-ર્થક આંસુ પાડેછે; અને વળી તેજ ખેલ ફરીફરી જોવાને તે ભમ્યા કરેછે. સંસાર-વ્યહવારી માણસે વખત સર ને જોઇતી વેળાએ દરેક જોઇતી વ-સ્તુનો ઘટતો અને મધ્યમપણે સ્વભાવિક ઉપયોગ કરવો એ સર્વોત્તમ રીતછે.

પ્રાણી માત્રમાં એ ગુણો ઈશ્વરે મહા૧ કાર્યો કરાવવા માટે મુક્યાછે. સત્વ, રજ, કે તમની ઓછી વધતી પ્રબળતા૨ પ્રમાણે, દરેક પ્રાણીમાં જુદી જુદી મતિ રહેછે; જુદી જુદી મતિ હોવાંને લીધે, કોડે કોડે જુદી જુદી* બુદ્ધિ રહેછે; જુદી જુદી બુદ્ધિને લીધે જુદા જુદા ધંધા થાયછે અને અમુક ધંધામાં વિશેષ પ્રવિણતા મેળવાયછે. પ્રકૃત્તિ વડે પ્રાણીમાં જુદા સ્વભાવ, જુદી સમજ શક્તિ, જુદી રૂચિ, અને જુદા જુદા વિષય પર જુદું જુદુ વળણું§ હોયછે. એકજ વીર્યમાંથી ઉત્પન્ન થયલાં બે જો-ડિયાં છોકરાંના સ્વભાવ, વળણ, બુદ્ધિ, સમજ શકિત જુદી જુદી હોયછે તે આ કારણને લીધે હોયછે. પ્રકૃતિ વડે જુદી જુદી ચાલ ચલણ, રીત ભાત, ખોરાક, આચાર વિચાર, પહેરવેશ, વૃત્તિ, દયા, સખાવત, કંજુસાઈ, સદગુણ, દુર્ગુણ, બહાદુરી, હિચકારાપણું, અને બીજા અનેક સ્વભાવિક ઉત્પન્ન થતા ગુણો પ્રાણી માત્રમાં હોયછે.

મલિન સત્વ ગુણું દરેક પ્રાણીમાં થોડો ઘણો રહેછે, તેથી ગમે તેવું તે ઘાતકી હોયછે તોય, નાચારી જોતાં વારને તેનાં હ્રદયમાં નરમ દિલી, કિંવા દયા, આવે છે; ને જ્યાં દયા આવી ત્યાં લોહીનો ઉછાળો

---

૧ મોટાં કામો. ૨ શકિત, સત્તા.

* જેમ જુદા જુદા ચહેરા (દરેક પ્રાણીના) છે તે વડે ખુબસુરતી જણાયછે ને પ્રાણી ઓળખાયછે તેમ જુદી જુદી બુધ્ધિ વડે મનનું મહ-ત્વ જણાયછે, ને મુઆ પછી તે મહત્વ વડેજ તે ઓળખાયછે. ચહેરા વડે જેમ બહારથી પ્રાણી ઓળખાયછે, તેમ બુદ્ધ વડે તે અંદરથી ઓળખાયછે.

§ લુચ્ચાઈ, હિકમત, જુકિત એ સર્વ એના ખોટા ઉપયોગથી થાય છે. 11

પોતાનું જોર પાછું મારેછે, અને તેમ થયું કે તે પ્રાણીના સ્નાયુ[1] ઢીલા પડી જાયછે. એટલા માટે પ્રાણની હિંસા[2] કરતી વેળા જલ્લાદ,[3] કે કસાઇનાં હૃદયમાં દયા જેમ ન વસે તેમ સારી; કારણ કે દયાથી તેના હાથ પગ ઢીલા પડી જાયછે તેથી અકેકે ઝટકે તેનાથી પ્રાણી મરતું નથી, અને તેની દયા તે બિચારાં પ્રાણીને નડેછે, તેથી તે રીબી રીબીને પોતાનો પ્યારો પ્રાણ છોડેછે. જેમ મા બાપના ગુણ‡ તેમનાં વીર્યમાં એ ગુણનો કંઇક પાસો રહેવાથી બચ્ચાંમાં ઉતરેછે તેમ માબાપનો ઘાતકી સ્વભાવ પણ છોકરાંમાં થોડો ઘણો ઉતરેછે; તેમાં જો વળી તે બચ્ચાં કેમ ઘાતકી થવું તે શિખેછે તો તેઓ પુરાં ઘાતકી થાયછે. વાઘ, વરૂ, અને શિકારપર જીવનારાં બીજાં પ્રાણી જન્મ્યાં તેવાંજ છેક ક્રૂર સ્વભાવનાં હોતાં નથી, પણ મા બાપનું દેખી દેખી વધારે ઘાતકી થવાને શિખેછે. એમજ જાતિ વેર વિષે પણ છે. કુતરૂં બિલાડોને મારેછે. પણ ઘરમાં બન્નેને સાથે પાળ્યાં હોયછે તો તેઓ કશું કરતાં નથી. નોળિઆ તથા સર્પ વચ્ચે જાતિ વેર રહેછે, પણ ગારૂડીને ત્યાં તેઓ હરદો[4] રહેછે. માટે મલિન સત્વગુણનો દરેક પ્રાણીમાં રહેછે, ને દેખીતું વેર મા બાપથી ઉતરેલું, કે શિખવણીએ મેળવેલું હોયછે. જ્યાં સુધી ઘાતકી પ્રાણી શિકારનું લોહી ચાખતું નથી ત્યાં સુધી મા બાપનાં લોહી વડે ઉતરી આવેલી પોતાની ક્રૂરતા તે દેખાડી શકતું નથી, પણ કોઇ પ્રાણીનું લોહી ચાખ્યું કે તેનાં લોહીમાં મંદ પડી રહેલા તેના ઘાતકી ગુણ દેખાયછે. રજો ગુણ દબાવેલો ધીમે ધીમે દબેછે ને વધારેતો વધેછે. હાલના રજપુતો તથા લડવૈયા લોક અસલના વખતના જેવા શૂરવીર નથી, પણ હિચકારા જેવા દિસેછે. એ તેમનો રજો ગુણ નકામો થઇ પડ્યાથી તે પેઢી દર પેઢી દબાતો ગયો અને આખર સમી ગયો તેને લીધે છે. પારસી લોકની જાતિ હિમ્મત, હરેક કામમાં તેમની આગળ પડવાની ટેવને લીધે, હજીએ ટકી રહીછે. આગ, રેલ, કે સંકટ વેળા તેઓ મોખરે પડી તેઓ પર આવી પડતાં જોખમને તુચ્છ ગણી ભય તથા જોખમની સામા થાયછે, તે આટલાજ કારણને લીધે સમજવું

મનુષ્ય, તેમજ હલકા વર્ગનાં પ્રાણીમાં, આ ત્રણ ગુણોનું વધતું

---

૧ માંસની દોરી. ૨ મારી નાખવું તે. ૩ ગરદન મારનાર. ૪ બંધે.

‡ વિષયી માબાપનાં છોકરાં વિષયી નિકળે છે તે એજ કારણે. એજ છોકરાં વિષય પર દાબ રાખેછે તો સદાચરણી થઇ સુધરે છે.

એટલું બળ ઇશ્વરે ન રાખ્યું હોતતો, હરેક પ્રાણીમાં બહુ કરી ફક્ત સત્વ ગુણ રહેત, અને તેનું પરિણામ એ થાત કે એકજ પ્રકારની પ્રકૃતિ સર્વે પ્રાણીમાં રહેત; એકજ પ્રકારની પ્રકૃતિથી એકજ જાતની બુદ્ધિ રહેત; જુદા જુદા વિષય પર જેમ હાલ ચિત્ત ચોંટે છે તેમ ચિત્ત ચોંટત નહિં; કોઇપણ કળ કૌશલ્યમાં તીવ્ર બુદ્ધિ રહેત નહિં નવી નવી શોધ થાત નહીં; અવલોકન કરવાનું સુઝત નહીં; તાબેદારી, ધાક, કે અખ્ત્યાર હૈયતીમાં ન હોત; આબરૂ ઈજત ન હોત; અનેક તરેહના પ્રાણી ન હોત; સંસાર ન વધત; કોઇમાં વધતું ઓછું બળ ન રહેત; કોઇ પડત, ડુબી જાત, કે અકસ્માતે મરી જાત ત્યારે બીજાં માણસ પુતળાં જેવાં સામાં ઉભાં રહેત, ને વહારે[1] જવાની શક્તિ નહોત; ધર્મનું સ્વપ્ને ન આવત; સ્વર્ગ નર્કનો વિચાર પણ નહોત; બલકે એ ત્રણે સામટા ગુણ વિના માણસ દુઃખ પામત. સત્વગુણ ગમે તેવો યોગીને સારો છે તોય સંસારી માણસને વિશેષ ઉપયોગનો નથી. ત્રિકાળ[2] જ્ઞાન હોત તેથી મા બાપ, ભાઈબંધ, કે સગાં વહાલાં, છોકરાં હૈયાંનો કાળ[3] અગાડીથી પોતે જોઇ પોતાનો જાન કાઢત; છુત પર કરત, જીંદગીને ત્રાસદાયક દેખત, ચિંતાતુર ને બળેલું રહેત, અને ફિકરમાં ને ફિકરમાં મરી જાત; દિલાસાનું નામ કે તેથી મળતું સુખ પણ જાણત નહીં, અને આશા નામ તો સમજતજ ક્યાંથી? એમ આ ત્રણ ગુણ છે તોજ પ્રાણીને જોઈતું સુખ મળે છે, પણ માણસને તેમનો ખરો ઉપયોગ સુઝતો નથી. યોગી એ ગુણોમાંના છેલ્લા બે ગુણને અંતઃકરણથી ધિક્કારે છે. કારણ કે એ ગુણ જો શરીરમાં પ્રબળ હોય છે તો ચિત્ત તે તરફ વળ્યા કરે છે; પણ જો એ ગુણોને નબળા કરી દબાવી દીધા હોય છે તો ચિત્ત તેમના તરફ ન ફરવાથી, બ્રહ્માંડ[4] તરફ રહે છે એને લીધે તેની વિચાર શક્તિ ત્યાં સબળ રહે છે. ગમે તેવી ઝીણી કાંટી આંગળાંને છેડે ભોકાઈ હોય છે તોય, માણસનુ ચિત્ત ગમે તેવું તેને તે એકાગ્ર કરવા જાય તોય તે કાંટી તરફ વળે છે. પણ જો કાઢી નાખી કે જ્યાં ચોંટાવે ત્યાં તે ચિત્ત ચોંટે છે. તેજ પ્રમાણે એ ગુણો વિષે સમજવું.

માટે સુજ્ઞ વાંચનારે સમજવું જોઈએ કે, રજો તથા તમો ગુણ, જોકે તેઓ સ્વભાવિક છે તોય તેમને શરીરમાં ફાવવા ન દીધા હોયતો માણસને દુઃખ ઉપજાવતા નથી, પણ સુખમાં વધારો કરેછે.

---

૧ મદદે. ૨ ભુત, ભવિષ્ય, ને વર્તમાનનું જ્ઞાન. ૩ મોત. ૪ તાળવું.

એ ભેળસેળ થયલા માણસનાં લોહીમાં વધતા ઓછા રહે તેના પ્રમાણમાં તેનામાં સદગુણ કે દુર્ગુણનો થોડો ઘણો પાસો રહે છે. એગુણો માણસનાં લોહીમાં રહેછે તેનો પ્રત્યક્ષ[1] દાખલો વૃદ્ધ[2] થતાં માણસની પ્રકૃતિમાં ખંતરાખી અવલોકન કર્યા કીધાથી કોઈ પણ સાધારણ માણસ પોતાની ખાતરી કરી શકશે. મિજાસીને ઝટ તપી આવે એવું આદમી જ્યાં સુધી જુવાનીના તોરમાં હોયછે, ત્યાં સુધી હરેક દુર્ગુણી સ્વભાવ પર ઉતરતાં તેને વાર લાગતી નથી, પણ જેમ જેમ ઘડપણે તેનું લોહી ઓછું થઇ તેનું શરીર દુર્બળ તથા અશક્ત થાયછે, તેમ તેમ તેનો તામસી તપી આવતો સ્વભાવ તથા દુર્ગુણ પર ઉતરવાની વૃત્તિઓ કમી થતી જાયછે.

એમ સાધારણ માણસોએ મનના સારા ગુણોને "સદ્ગુણ" નું અને માણસમાં દુઃખ તથા કલેશ ઉપજાવે એવા ગુણોને "દુર્ગુણ" નું એકત્ર નામ આપ્યું છે.

એજ નિયમ પારસી ધર્મમાં અનુસરાયલો દિસે છે. કુદરતનાં સારાં વળણે પ્રાપ્ત[3] થતા અક્લિષ્ટ[4] ગુણોનાં એકત્ર નામને "સ્પેન્તામિનેઃ" કે "હોરમઝદ" કહેલું દિસે છે.* અને કુદરતનાં દુષ્ટ વલણે પ્રાપ્ત થતા ક્લિષ્ટ[5] ગુણોના એકત્ર નામને "હેરેમન" કરી કહેલું દિસે છે. સારી તથા માઠી શક્તિ, એટલે દેવ-દુતનાએ, એજ નામ છે. અને તેઓ વડે મળતા સારા માઠા ગુણનાં પણ એજ નામ છે.‡ એટલા માટે તેઓ જો કે અગ્નિનાં અતિ ઉત્કૃષ્ટ[6] સ્તવન[7] કરી તેના પર સુગંધી વસ્તુઓ બાળે છે, અને તેને જીવની માફક સાચવી તે વડે મળતી પવિત્રતા માટે તેને અંતઃકરણથી ચાહે છે. તોય, જ્યારે આગ કે લાહ્ય લાગે છે ત્યારે તેના પર પાણી છાંટી તેને હોલવવા પોતેજ આગળ પડે છે, ને તે કામ બહુ જોખમવાળું છતાં હિમ્મતથી કર્યા જાય છે. તે પણ આ ઉપલીજ સમજુત ઉપરથી કે એ ક્રિયામાં "હેરમંદી" એટલે કુદરતની શક્તિનાં

---

૧ નજર આગળનો, દેખીતો. ૨ ઘરડું. ૩ મળતા. ૪ મન દુઃખ ન દે તેવા ૫ મનને છેવટ દુઃખ દે તેવા. ૬ સરસ. ૭ વખાણ.

* આ સમજ વડેજ રામ ગોવાદ આવાં યસ્ત તથા વંદીદાદમાં વર્ણવેલી અંતર-જ્ઞાનની બાબત વિષેનાં વાક્યોના સ્પષ્ટ તરજુમા કરી શકાશે.

‡ એકજ શબ્દ બાહ્ય જગતમાં દેવ-દૂત અને અંતર જગતમાં માનસિક શક્તિઓ દર્શાવેછે.

માઠાં બળણનું જોર છે.§ જ્યાં સુધી કુદરતની શક્તિ માઠાં બળણપર રહે છે, ત્યાં સુધી તે ક્રિયામાં શેતાન કે દુષ્ટ દેવ સબળ રહે છે પણ જો તે ક્રિયા અટકીતો તે દુષ્ટ દેવ પાછો હઠેછે. યોગીઓ દેહ-કષ્ટ[૧] વેઠે છે. તે એટલાજ હેતુથી કે તેમ કીધાથી વિકારો તથા આ ગુણોનું દુ-ષ્ટતાવાળું[૨] બળ ઘટે, અને છેવટ તે દબાઇ રહે, અથવા બીજા શબ્દો-માં બોલીએ તો લોહી દુર્બળ થાય. અને આત્મા સબળ[૩] થાય.

હિંદુસ્તાનમાં વસનારા આર્યજનના પૂર્વજો[૪] જ્યારે અગ્નિ-હોત્રિનો ધર્મ પાળી મહા પ્રાચીન[૫] કાળમાં ઉત્તર કુરૂ દેશમાં એક સ્થળે[૬] સાથે વસતા હતા ત્યારે તેમનું નિચે ટાંકેલું ધર્મ-સુત્ર[૭], આ વિષયના સંબંધે કેવું ઉત્તમ હતું, કેવા ઉંડા વિચારનું, કેવી શિક્ષાવાળું,[૮] મનને સુમાર્ગે ચઢાવવાને કેટલું શક્તિવંત, ટુંક પણ મધુર શબ્દે કેવા ભેદ સમજાવના-રૂં સર્વોત્તમ હતું, તે સુત્ર વાંચનારે વિવેક વડે તપાસી જોવું જોઇએઃ—

"જેવો પરમાત્મા, તેવો નિયમી જન,[૯] સૃષ્ટિ-ક્રમ અનુસરણથી એ,[૧૦] અક્લિષ્ટવૃત્તિનો[૧૧] બદલો સત્વગુણ(જાળવવા) સારૂ સંસારનાં સુકૃ-તોનો (છે); અને સત્વ ગુણ માટે પ્રખ્યાત જેણે યોગીઓ પાસેથી દેહ-કષ્ટ-રહેવાની શક્તિ[૧૨] પેદા કીધી તેને (રહેછે.)

ઉપલા વિષય પર વિશેષ ધ્યાન આપતાં, સુજ્ઞ જન જોશે કે ઇશ્વર નિરાકાર,[૧૩] નિર્ગુણ, તથા નિર્વિકારીછે[૧૪] તોય કોઇ કોઇ વખતે કોઇ કોઇ જગાએ કે કોઇ દેશમાં તેનો કોપ વરસેછે આપણે જાણીએ છીએકે ક્રોધનો વિકાર પ્રાણીમાત્ર, જેઓમાં લોહી રહેછે તથા પ્રાણ ચાલેછે તેઓમાં રહેલોછે તોય એ શક્તિ ઇશ્વરમાં પણ જણાયછે. ઘણી ખરી વેળાતો કોપ

---

૧ શરીર પર સખ્તિ. ૨ બુરાઈ. ૩ બળવાળો, કૌવતમંદ. ૪ પૂર્વજ-મેલા,વડવા. ૫ પુરાતમ. ૬ જગા. ૭ શિક્ષામાળા, નિયમ વાક્ય. ૮ શિખામણ. ૯ સૃષ્ટિ-ક્રમને પગલે પગલે ચાલનાર, સૃષ્ટિનો શુભ અનુંક્રમ રાખનાર-પાળનાર, નિયમ પાળનાર. ૧૦ તે પ્રમાણે ચા-લતું તે. ૧૧ પીડા ન કરે તે કરી. ૧૨ યોગ વનવાસ, દુરવેશી. ૧૩ આકાર વરગનો ૧૪ પોતાના રૂપમાં ફેરફાર ન કરી શકે તેવો.

§ "સામાઇક કાયદા પ્રમાણે ચાલતા સૃષ્ટિ-નિયમે સૃષ્ટિને ફાયદા થાયછે. સામાઇક કાયદા ગમે તેવા બંધ બેસાડેલા તથા બંદોબસ્ત વાળા હોય તોય એક બીજાને તોડી આડા જાયછે. એ આડાઈથી અડચણ તથા હરકતો થાય છે, ને તે હરકતો સૃષ્ટિની રચનામાં રહેતી નથી."– Paley

એ પ્રથમ ચાલેલી કુદરતની ક્રિયાનાં દુષ્ટ, આડાં વળણનું એક રૂપ જ-ણાયછે. એ દુષ્ટ વળણને 'સાધારણ મનુષ્યની શુદ્ધ પ્રાર્થના કે યોગીની શુદ્ધ મન વાળી ઇચ્છા ફેરવી શકેછે.

## પ્રકરણ ૪થું

### 'બ્રહ્મ, ઈશ્વર, જીવ, માયા, શેતાન.'



હવે એ ત્રણ ગુણ સત્વ, રજ, તથા તમ; જેમનું અલંકારી બીજું રૂપ બ્રહ્મા, વિષ્ણુ, તથા શિવછે, તે દરેક પેદા કીધેલી વસ્તુમાં સમાઇ રહેલા જોવામાં આવેછે માટે તેમની ઉત્પત્તિ જાણવી જોઇએ. પણ તે જાણવા અગાઉ "ઇશ્વર" તથા "માયા"શું છે તે સમજવું જોઇએ.

વેદાંતીઓ કહેછેકે, પરમાત્મા એ ખાલી, અવિકારી,[1] અભિન્ન,[2] કંઇ પણ વિસ્તાર વગરનું અવકાશ[3] છે. તે સઘળાં ગુણ-રહિતછે.[4] તે સત, ચિત, આનંદ એટલે ખરો, તેજસ્વી, ને સુખીછે. એટલા સારૂં વેદાંતિઓ કહેછેકે એ "કંઇ નથી." એટલેકે આવાં અવકાશમાં દેખીતા ગુણ, રૂપ, વિકાર કે મનોધર્મ કશુંએ નથી. આ અવકાશની એવી સ્થિતિને નિર્ગુણ,[5] નિરાકાર કહેછે.

અવકાશ જ્યાં સુધી અચેતન[6] રહેછે, ત્યાં સુધી તેની આ નિરાકાર સ્થીતિ રહેછે, પણ તેમાં પરમાત્માની ઇચ્છાનો આંચકો થતાંજ, તે સચે-તન[7] થાયછે, અને જગતના દેખાતા સઘળા દેખાવો તથા વિકાર દેખાઇ આ-વેછે. અવકાશની આવી સ્થિતિ ને સગુણ ને સાકાર[8] કહે છે.

પરમાત્માની આ ઇચ્છાઈ§ વડે જે ગતિ અવકાશમાં ઉત્પન્ન થાયછે તે-ને "માયા" કહેછે. અને એ માયાનો બીજો અર્થ ખોટો, છેતરનારો, વિનાશી[9] દેખાવ થાયછે. એ માયાને સાધારણ હિંદુલોક દેવીનું રૂપ આપી 'સરસ્વતિ" "પાર્વતિ" કે "શક્તિ"ને નામે ઓળખેછે, જૈનલોક "પ્રકૃતિ"ને નામે સા-ધારણ મુસલમાન તથા પારસી લોક "કુદરત"ને નામે‡ ઓળખેછે, અને

---

૧ ફેરફાર થયા વગરની. ૨ જેના ભાગ પડી જુદી જુદી બને નહી તે-વી. ૩ Etherial sky આકાશની ઉપરની શુદ્ધ ખાલી જગા. ૪ વિના. ૫ ગુણ વગરનું ૬ ગતિ વગરનું. ૭ ગતિવાળું ૮ આકારવાળું ૯ નાશવંત.

§ એ કેમ ઉત્પન્ન થઇ તે વેદાંતીઓ સમજાવી શક્યા નહિં, અને વેદના ઋષિઓની અંતર-દ્રષ્ટિની અવધિ ઝાંખ થઇ રહેલી દિસે છે.

‡ માયા શક્તિને કુદરત કે ખુદાત કહેછે એમ નહિં પણ એ માયા શક્તિના દેખાવને એ નામોથી ઓળખેછે.

પારસી ધર્મની અસલ ભાષામાં એને "ખુ.દાત"ર્ન.* સંજ્ઞા[1] આપેલી દિસેછે. વેદાંતીઓના શબ્દોમાં કહેતાં‡ આવી સચેતન[2] ગતિ એજ જગતની ઉત્પત્તિનું પ્રત્યક્ષ[3] મૂળછે એ ગતિ વડે સઘળા પદાર્થો ઉત્પન્ન થયાછે. એ ગતિનાં જુદાં જુદાં રૂપે જુદા જુદા આકાર બનેછે, તે પરથી તેમના મૂળ કર્તા વિષેનો વિચાર સાધારણ મનુષ્યમાં આવતો નથી; અને એ ગતિનાં પરિણામ તરીકે, સર્વ સૃષ્ટિ પેદા થઇછે તે તેને સમજ પડતું નથી. જ્યાં સુધી આપણે ઝાંઝવ જોયું નથી કે તે સમજતા નથી ત્યાં સુધી સવાર કે સાંજનાં સૂર્યના કિરણોથી ખારી જમીન પર દેખાતું ઝાંઝવાંનું જળ ખરૂં જળ છે એમ માનીએ છીએ: તેમ આપણને અજ્ઞાનતાને લીધે આ જગત સાચુંજ હોય એમ ભાસેછે. માટે એ માયાને વળી 'અજ્ઞાનતા' કે 'અવિદ્યા'[4] પણ કહેછે, અને જ્યાં અજ્ઞાનતા છે ત્યાં અંધકારને ભુલાવો છે તેથી માયામાં બે ગુણ સમાયલાછે, "અંધકાર તથા ભુલાવો." એથી જે પ્રાણીઓ માયામાં લપેટાયલાંછે તેઓમાં અંધકારને ભુલાવો હોયછે. જે પ્રાણીઓ માયામાંથી બહારમાં નિકળી જાયછે તેઓમાં સ્વભાવિક પ્રકાશ તેજ મારતો રહેછે; તેથી અંતરમાં શુદ્ધ સત્વગુણનો સ્વયં-પ્રકાશ[5] રહેછે.

હવે માયા (એટલે પરમાત્માની[6] ઈચ્છા વડે ઉત્પન્ન થયલી ગતિ) ને લીધે, પરમાત્મામાં વિકાર થઇ ચાર રૂપ પ્રગટ થાયછે. પરમાત્માના એ ચાર રૂપ નિચે પ્રમાણે છેઃ– ૧) લું "બ્રહ્મ;" ૨) જું, "કુટસ્થ;" ૩) જું, "જીવ," ૪) થું "ઇશ" એ રૂપને આકાશનાં ચાર રૂપ સાથે સરખાવ્યાં છે: ૧) લું "મહાકાશ" એટલે જેવું સાદુને ખુલ્લું આકાશ દેખાયછે તેવું રૂપ (તે બ્રહ્મ); ૨ જું "ઘટાકાશ" એટલે ઘડાની અંદર સમાયલું આકાશ દેખાયછે તેવુ રૂપ (તે કુટસ્થ[7]); ૩) જું, "જળાકાશ," એટલે ઘડાનાં પાણીમાં સૂર્ય, ચંદ્ર, તારા સહિત ઉપરનાં આ-

---

૧ નામ. ૨ ચેતન-શકિત વાળી. ૩ દેખીતું. ૪ એટલે જે વડે મનુષ્ય અજ્ઞાન રહે છે તે. ૫ જાતિ પ્રકાશ. ૬ પરમેશ્વર. ૭ નિર્વિકાર રૂપે સ્થિત રહેલી મિથ્યા બુદ્ધિ.

* Natural course. સૃષ્ટિ-નિયમ (મૂળ અર્થ *F*ollowing own [*P*rescribed] law)

‡ આ ચોપડીના વાંચનાર મોટે ભાગે હિંદુ થશે માટે વેદાંતનો મત દેખાડયોછે. પારસી કે મુસલમાને એમ ન સમજવું કે એજ મત તેમના ધર્મમાં પણ છે. તેમનાં શાસ્ત્રનાં મત પ્રમાણે આવાં અવકાશનો બનાવનાર, તે ઇશ્વર છે: એ અવકાશ ખુદ ઈશ્વર નથી.

કાશનો પડછાયો પડેછે તેવું રૂપ (તે જીવ); અને ૪) થું, "મેઘાકાશ" એટલે વાદળાંથી અંધકાયલાં આકાશનું રૂપ (તે ઇશ).

આ ચાર પ્રકાર આકાશનાં ફક્ત જુદાં જુદાં રૂપછે. રૂપથી કંઇ તે આકાશની પ્રકૃતિ બદલાતી નથી. માટે વેદાંતીઓ કહેછેકે પ્રત્યેક[1] પ્રાણી કે પદાર્થની જુદી જુદી જાતિ હયાતી ગણવીડું એ ભુલ ભરેલુંછે; તેમજ તે દરેકની બનાવટ જુદી જુદી સમજવી તે પણ ખોટુંછે. એ-તો પરમાત્માનાં ફક્ત શકિત તથા રૂપ, વિકારને લીધે ઝાંઝવાંની માફક, જુદાં જુદાં રૂપે દેખાયછે. હંમેશ યાદ રાખવું કે "ઉત્પત્તિ એટલે પ્રગટ થવું; અને લય[2] એટલે ભરાઇને અલોપ થઈ જવું" પરમાત્મામાં ભરાઈ રહેલી સર્વે સૃષ્ટિ વિકાર તથા ગતિ વડે તેમાંથી ફાટીને નિકળેછે; અને એથી ઉલટું વિકાર તથા ગતિ બંધ પડવાથી તે આખી સૃષ્ટિ તેમ પાછી ભરાઇને અલોપ થઇ જાયછે.

આ પ્રમાણે અવકાશમાં[3] બે નિયમ--ઉત્પત્તિ તથા લય--ચાલેછે. પર-માત્માનાં ઇશવાળાં રૂપમાંથી, ઇંદ્રીઓ વડે જણાતા, પદાર્થ તથા જીવ જંત ઉત્પન્ન થાયછે. ફકત ગતિ તથા વિકાર વડે તેઓ જુદાં જુદાં રૂપ ધારણ કરેછે; જીવ જુદું વિચારેછે, જુદું કૃત્ય કરેછે અને જુદો ભોગવટો કરેછે. પણ જ્યારે મનુષ્યમાંથી મનોવિકારની દુષ્ટતા જતી રહેછે ત્યારે તે સમજે છે કે હું તો પરમાત્માનો અંશ છું અને તેથી કરી "હું (પણ)બ્રહ્મછું"[4] માયાને લીધે જીવ અને ઇશના જુદાં જુદાં રૂપ જણાયછે. હવે "માયા" જાતે શુંછે તે સમજવું જોઇએ, અને તે વિષે ઋગ વેદમાંથી કંઇક સૂચના મળી શકેછે.

"સૃષ્ટિમાં કશુંએ હતું તે અગાઉ, મોત કે અમરતા હતી તે અગાઉ, દિન રાતનો ફેર થયો તેની અગાઉ, તે 'એક હૈયાત' હતો; તે જે શ્વાસ વગરનો છે તે પોતાની મેળે શ્વાસ લેતો...--તે વેળા સઘળું અંધકાર હતું શરૂઆતમાં દરેક વસ્તુ ધુમ્મસની માફક અંધારે ઢંકાયલી હતી....

પ્રકાશ વિનાના દરીઆ જેવું સઘળું હતું ત્યાર પછી તે બીજ, કે જે છાલાંથી ઢંકાયલું હતું, એટલે પેલો એક "ગરમીની શકિત"થી પેદા થયો" આ પરથી તેમજ ચંડીપાઠ પરથી માયા શુંછે તે શહેજ સમજી શકાશે.

---

૧ દરેક. ૨ બંધારણનું છુટી પડવું; નાશ. ૩ સૃષ્ટિમાંની ખાલી જગા. ૪ "અહમ્ બ્રહ્માસ્મિ."

§ "જે કોઇને એવું જણાયું કે તું (ઇશ્વર) સિવાય કશું નથી, તેને આખરનું જ્ઞાન મળ્યું." દબેસ્તાન-પાનું ૨) જુઓ.

જ્યારે માયાનો વિચાર જીવંત[1] પ્રાણી સાથે જોડાયલો હોયછે, ત્યારે કામ* વિકારના અર્થ વડે, અને જ્યારે માયાનો વિચાર નિર્જીવ પદાર્થ સાથે જોડાયલો હોયછે ત્યારે વિજળીની આકર્ષણ[2] શક્તિના અર્થ વડે, ઘણાક ભેદ સમજ પડેછે. એ શક્તિ વડે જગતની રચનાના તમામ સાંધા ગંઠાઈ જોડા જોડ રહ્યાછે. યુનાની કવિરાય[3] ઓમીરસ (Homer) જેણે પોતાની વિદ્વત્તા[4] આપણુ આર્ય બંધુમાં[5] મેળવી હતી તે પણ એ માયા શક્તિ વિષે અજાણ્યો નહીં હોય એવું આ તની નિચલી લીટી પરથી જણાયછે:—

"Let down our 'golden' ever lasting chain
Whose strong embrace holds heav'n &
earth. and main".

Illiad 7th Book.

આ સઘળું ધ્યાનમાં રાખતાં જણાશે કે પરમાત્માનાં બે રૂપછે–૧)લું, **"અચેત"**–શુદ્ધ, સાદાં તથા અદૃષ્ટ[6] તત્વનું; ૨)જું, **"ગતિમાન"**[7] તથા વિકારી ગુણોનું. ૧)લાં રૂપમાં "બ્રહ્મ" તથા "કુટસ્થ" (એટલે ઉંચે બેસનાર) સમાયછે; અને ૨)જા રૂપમાં "ઈશ" તથા "જીવ" આવે છે. અથવા બીજી રીતે કહીએ તો, બ્રહ્મ એ પોતાની સાદી હાલતમાં છે; ઇશ વડે ગતિ ઉત્પન્ન થાયછે, અને જગતની ઉત્પત્તિ છે; કુટસ્થ એ પ્રાણીમાં શુદ્ધ, સાદી હાલતમાં રહે છે; અને જીવ એ વિકારની ક્રિયાવાળી હાલતમાં રહે છે ઇશ શબ્દ વડે ગતિ તથા શક્તિ શમજવી: ને જીવ શબ્દનો અર્થ ઈંદ્રિયજ્ઞાન[8] સમજવો. ગતિમાં શક્તિ તથા ઇંદ્રિય જ્ઞાનનો

---

૧ જીવ વાળું. ૨ એક વસ્તુને બીજી વસ્તુ ખેંચે એવી ખેંચવાની શક્તિ. ૩ કવેશ્વર. ૪ મળવેલી વિદ્યા. ૫ ભાઇ. ૬ નજરે ન પડે તેવું. ૭ ગતિ વાળું ૮ ઇંદ્રિઓની મારફતે મળતુ જ્ઞાન.

* કામ પણ વિકારમાં કાયિક વિજળીની વધેલી ચેતનાનું ફળ છે. સ્વભાવિક કામની ઉત્પત્તિ આ છે:–"સાધારણ નિયમે શરીરમાં આકર્ષક (Positive) વિજળી રહે છે પણ નિકર્ષક (Negative) વિજળી પુરૂષ કરતાં સ્ત્રીમાં બહુધા હોય છે." Vade Mecum. P.9. માટે સ્ત્રી–પુરૂષના મિલાપે આ સામસામી જાતની જુદા જુદા પ્રકારની વિજળી એકેકને મળે છે કે દરેકની કાયિક વિજળી ઉસકેરાય છે. આ ઉસકેરાયલી હાલતને આપણે **કામ** નામે ઓળખીએ છીએ, એમ હું ધારૂં છું.

સમાસ થાય છે. શક્તિ વડે વસ્તુ કે પદાર્થ પેદા થાયછે; ને ઇંદ્રિય જ્ઞાનમાં વિકાર તથા બુદ્ધિ-બળનો સમાસ થાય છે.

આ બાબત પર વિશેષ લક્ષ આપતાં જણાય છે કે અચેત હાલત પરમસુખની[1] છે, અને સચેત હાલત વિકારની ક્રિયાની છે. એટલા માટે યોગી જન મન તથા વિકારને મારી દેહ-દમન[2] કરે છે.

આ પરથી જણાશે કે માયા શક્તિ વડે, એક પદાર્થ માંથી બીજા પદાર્થ, અને એક જીવમાંથી બીજા જીવ ઉત્પન્ન થયા જાય છે; અને, અથર્વ વેદમાં કહે છે તેમ "અગ્નિમાંથી ચિણગારી નિકળે છે તેમ જીવ વાળાં પ્રાણી કે નિર્જીવ[3] પદાર્થો તે અવિકારી પરમાત્મામાંથી નિકળેછે"

બ્રહ્માંડમાં[4] જ્યાં જોઈશું ત્યાં આકાશ અને અવકાશ છે, ને અવકાશ[5] છે ત્યાં ઇશ્વર છે, માટે એ પરમાત્માના સર્વ-વ્યાપક,[6] સર્વજ્ઞ,[7] સર્વ-શક્તિમાન, અનંત,[8] અનાદિ,[9] અદૃષ્ટ,[10] અમર, અભિન્ન,[11] અને એવા અનુમાને નિકળતા બીજા ગુણો છે. એક ગંજાવર ખાણમાં વસતા હોઈએ તેમ વેદાંતમાં વર્ણવેલા ઈશ્વરમાં આપણે વસીએ છીએ ને વિનાશ થવાના એ તેમાંજ. પણ મુઆ પછી તેનાં પેટમાં ભરાઇ જવાનું શોધવું એ શુદ્ધ સત્વ ગુણ ધારણ કર્યા વગર થતું નથી.

ઈશ્વરનો કોઇ હરીફ નથી: તે સઘળી વાતે સર્વ શક્તિમાન છે. ઘણાક માણસ સમજે છે કે શેતાન ઇશ્વરનો બરોબરીઓ છે, પણ તેમ તે નથી. એને મુસલમાન ઈબ્લીસ કહે છે, ખ્રિસ્તિ તથા યહુધી શેતાન કહે છે, અને પારસી હેરેમન કે ધનામીનો કહે છે. યહુધી, ખ્રિસ્તિ, અને મુસલમાન લોક એ શેતાનને પતિત દેવ-દૂત[12] તરીકે સમજે છે. એની પતિત હાલત બાઇબલમાં વર્ણવેલું, આદમ તથા હવાનું પહેલું જોડું પેદા થયું ત્યારથી શરૂ થયલી કહેવાય છે. કોરાનના સાતમા સુરામાંથી એ વિષેની કંઇક હકીકત મળી શકે છે.

"દેવ-દૂતોને હમે કહ્યું કે આદમને નમો. ત્યારે ઇબ્લીસ સિવાય સઘળા તેને નમ્યા. ઇશ્વરે તેને પુછ્યું કે મેં તને ફરમાવ્યું હતું ને આદમને નમતાં તું શાથી અટક્યો? ત્યારે તેણે જવાબ આપ્યો કે એના કરતાં હું વધારે

---

૧ મોટું સુખ ૨ કાયાને વિકારોથી વશ કરવી તે. ૩ જીવ વગરનું ૪ સૃષ્ટિ. ૫ Space etherial sky. ૬ બધે પથરાઇ રહેલો. ૭ સઘળું જાણનાર. ૮ છેડા વગરનો. ૯ શરૂઆત વગરનો. ૧૦ ન દેખાય તેવો. ૧૧ જુદો જુદો પડી ન શકે તેવો. ૧૨ Fallen angel. પાપી, દોજખી ફરેસ્તો.

ઉત્તમ છું. તેં મને તો અગ્નિનો બનાવ્યો છે અને એને તો માટીનો બનાવ્યો છે. ઇશ્વરે કહ્યું 'ઉતર, સ્વર્ગમાંથી હેઠે. કારણ કે તું ત્યાં ગરૂરીથી ચાલે એ ઘટિત નથી. ઉતર ત્યાંથી. તું એક પાપી ચંડાળ થશે.' તેણે કહ્યું કયામતનો દિવસ આવે ત્યાં સુધી મને મહકુબી[1] આપ" અને તે તેને મળી.

પારસીની બુન-દહેશ્નેર[2] નામની પહેલવી ભાષાની કેતાબમાં કહ્યા પ્રમાણે શેતાનની ઉત્પત્તિ જગતની ઉત્પત્તિની અગાઉની છે તે અગ્નિ તત્વનો છે તેથી માટી તત્વવાળાં પ્રાણીમાત્રને તે દેખાઇ શક્તો નથી. એટલે કે આપણી દૃષ્ટિ કંઇ એવી તીવ્ર નથી કે અતિ ઝીણી કે બારીક વસ્તુ તે વડે સ્પષ્ટ દેખાઈ શકે. એ શેતાનનું શરીર એક નબળો, ઝાંખી દુઃખ-જનક[3] રોશનીનો પ્રવાહ છે. એવો પ્રવાહ આપણી પૃથ્વિપર ઉત્તર દિશાએથી શરૂ થાય છે. એ રોશની જાતેજ દુષ્ટ ગુણવાળી છે તેથી તે સૃષ્ટિ નિયમથી ઉલટી ચાલનારી ક્રિયા, કે ગંદવાડ§ કે દુષ્ટ ગુણવાળી વસ્તુઓ જોડે વિશેષ સંબંધ રાખી તેઓનીતરફ આકર્ષાઇને જાયછે. જમીનની સપાટી પર, તેમજ ઉંડા ખાડા કે ખીણમાં, નિરાકર્ષક (Negative) વિજળી‡ રહે છે એ પ્રકારની વિજળી જોડે એ રોશનીને સંબંધ રહેવાનો વધારે સંભવ રહેવાથી, શેતાનનું રહેઠાણ "ઉંડા અંધારા ગાર[4]માં ઉત્તર તરફ" કહેવાય છે.

શેતાન એ એક દુષ્ટ દેવ છે. એ મહા શકિતવંત અને સર્વ-વ્યાપક[5] છે. તે એક છે તોય સર્વત્ર[6] પોતાની દુષ્ટ ક્રિયા ચલાવી શકે છે; અને મનુષ્યને આશ્ચર્યકારક એ લાગે છે કે તે એકી વખતે હર જગાએ ફરી વળી પોતાની દુષ્ટ કૃતિ[7] કેમ ચલાવતો રહે છે. પણ આ વાત યોગીને વિસ્મય[8] લાગતી નથી. ગુફામાં બેઠા બેઠા ને મરજી ચાહે તે દેશનાં

---

૧ અમુક વખત સુધી અમલમાં ન લાવવું, બંધ રાખવું તે. Respite. ૨ જગતોત્પત્તિ. ૩ દુઃખ ઉત્પન્ન કરનાર. ૪ ખાડો. ૫ બધે ફેલાઈ રહેલો. ૬ બધે. ૭ ફેલ, નઠારાં કર્મ. ૮ અજબ.

§ શરીરના જે જે ભાગમાં મેલ તથા પરસેવાની દુર્ગંધ રહે છે, ત્યાં દરૂજ નસુશ છુપાતો ફરે છે તે વિષે વંદીદાદ—૮માં સરસ રીતે વર્ણવ્યું છે.

‡ જુઓ Ganot's Philosophy P.374 આ વિજળીનું પાછું હઠાવતું જોર (Repelling force) વાદળાંને જમીનની પાડોસમા ન રહેવા દેતાં ઉંચેજ રાખે છે અને દવ તથા ઝાંકળને પોતા તરફ ખેંચે છે, —M'Culloch.

પોતાના સંબંધીને દર્શન દઇ આવે છે.

"મોબેદ સુરોષ† એકજી વખતે ઘણી જગાએ જાહેર થતો; જે પ્રમાણે કે હમણાં આપણી આગળ બેઠો હોય તેજ વખતે બીજી જગાએ દેખાતો."—દબેસ્તાન

જે પ્રમાણે ભૂત પ્રેત ગમે તે રૂપ ધારણ કરી શકે છે તે પ્રમાણે શેતાન પણ ગમે તે રૂપ ધારણ કરી શકે છે. એમાં કંઈ અજબ થવા જેવું નથી.

"જ્યારે આ પવિત્ર મનવાળો મોબેદ ચ઼ઢાં સેતાએ પોતાના મિત્રો સાથે ઘરમાં બેસતો ત્યારે તે મંડળના સર્વે લોક તેને એક મગરમચ્છ નદીને કિનારે આવીને બેઠો હોય તેવો જોતા...કેટલીક વખત પોતાના હોઠ ફફડાવી, કાંઇ પઢીને નજર આગળથી એકાએક ગેબ થઇ જતો, ને કેટલીક વખત હવા પર નજર આવતો, પણ એમ કહેતો કે હું તમારી આગળજ બેઠોછું અને તમને એવો દેખાઉંછું"—દબેસ્તાન

એ શેતાન બાહ્ય-જગત[1]ની ઉલટી ક્રિયામાં જેવી શક્તિ ધરાવે છે તેવીજ શક્તિ અંતર્જગતની[2] દુષ્ટ ક્રિયામાં તે ધરાવે છે. જ્યારે વિકારો ઉછળી છેડું ત્યારે પોતાની દુષ્ટ ક્રિયા મનુષ્યમાં ચલાવવા માટે તેને સુગમતા મળે છે. ઘણાક લોક આ દેખાવથી છેતરાઈને કહે છે કે શેતાન તે તનનો[3] શેતાન છે, ને એ શેતાન તો દુર્ગુણનું અલંકારી રૂપ છે. પણ તેઓ એમ જાણતા નથી કે તેઓ "કારણ" નથી જોતા, પણ કાર્યની ક્રિયા જોઈ છેતરાય છે.

જો મનમાંથી ક્રોધ હાંકી કાઢયો હોય ને વિકારોને દબાવી દીધા હોય તો આપણા પર એનું બહુ ચાલી શકતું નથી, ને સામો આપણાથી તે હારી ખાયછે અને જો કાયા નગરમાં પેસાવા દીધો તો મનુષ્યની મતિ ફેરવી નાખી આડે આડે રસ્તે પાડે છે, કારણ કે પોતેજ આડો છે. જે માણસોમાં ભૂત પ્રેતે વાસો કર્યો હોય તે, કે મુસલમાન લોક કહે છે તેમ ઈસરાર[4] વાળાં આદમી, સમજે છે કે આ રસ્તો આડો છે તોય તેમને આડાજ જવાનું સુઝે છે; સામાને મારવા ધાવાનું[5] મન થયા કરે છે; આંખમાં ખુન રહે છે; વિચારો હમેશ દુષ્ટ વાતો પર રહે છે; કજીઆ

---

૧ શરીરની બહારનું જગત. ૨ શરીરની અંદરનું જગત. ૩ શરીર. ૪ જીન કે કોઈ ખરાબ યોનિ, બલાગત ૫ દોડવું.

† આ પારસી સાહેબ ઈ૦ સ૦ ૧૬૨૭માં કાશ્મીરમાં હતો.

§ જુઓ એવીજ બીના Magus P. 5 માં.

ઢંગ્રા માટે વળખાં મારે છે; ને તેમ થયું કે ખુશ ખુશ થાય છે; માંસ મદિરાના અને દુષ્ટ ખોરાક પર જીવ દોડાવ દોડાવ કરે છે; ને કોઇ તો એક બાજુ પર રહ્યુ પણ પોતાનાં બચ્ચાં છોકરાં, માબાપ, કે ભાઇ બેહેનનું પણ સારૂં તેનાથી જોવાઇ શકતું નથી; કોઇનું સારૂં જોઇ આશિષ દેવાનું મન કરે તોય મોંમાંથી શ્રાપ નિકળી આવે; પોતાનો જીવ પ્યારો લાગે તોય કુવો તળાવ પૂરવાનું કે ઉંચેથી તુટી પડી મરવાનું મન થાય; નઠારા વિચાર સિવાય સારા વિચાર થઇ ન શકે; દરિદ્રી ફરવામાં મઝા માને; ખુશીની વાત જાણી રડ રડ કરે; દલગીરીથી ખુશ થતું રહે. એવું જેમનાં પર વિત્યું હશે તેઓ કે જેમણે આવાં દુઃખી લોક બહુ ધીરજે જોઇને તે પરથી અનુભવ તથા શિખામણ લીધી હશે તેઓ, એ શેતાનના કૃત્ય વિશે વહેલાં અને સારી રીતે સમજશે.

કોઇ એમ ધારે કે ઈશ્વર તો સર્વજ્ઞ[1] છે ત્યારે તેને અગાઉથી ખબર તો હોવીજ જોઇએ કે શેતાન પાછળથી આવો ચંડાળ નિકળશે અને પ્રાણીમાત્રને દુઃખ દેશે માટે તેણે તેને શિદ[2] ઉત્પન્ન કર્યો? અથવા તો તે ઇશ્વર આવો સર્વ-શક્તિમાન છતાં તે શેતાનની નિચ દુષ્ટતા શિદ વ્યાપવા[3] દે છે? આપણે જાણીએ છીએ કે આપણી પૃથ્વ પર હજારો લુચ્ચા, ચોર, દુઃખદેણુ જુલમગાર, ત્રાસ પમાડનાર, ખુન કરનાર રાજા કે અધમ[4] સ્ત્રી પુરૂષો થઇ ગયાં તેમણે લોકને ત્રાહ ત્રાહ કાધાં ને હજીએ ઘણાંક ચંડાળ તેમ કરે છે ને હજી તો જે જન્મશે તે કરશે. એ શું ઇશ્વરને માલમ ન હોય કે પોતાની શક્તિ વડે તેમનો સંહાર[5] તે ન કરી શકે? તેનો નિયમ એવો સિદ્ધ છે કે દુષ્ટ કૃત્ય પોતાની મેળેજ દુષ્ટતા તરફ વળે છે; પછી તે પ્રત્યક્ષ[6] આવાં કામમાં પોતે ભલુંજ કરનાર હોવાથી, હાથ શું કામ ઘાલે? જેમ આ નાના કદવાળાં દુષ્ટ પાતકી ચંડાળ કંઇ ઇશ્વરનાં બરોબરીઆં નથી, તેમજ એ શેતાન કંઇ, તેનાં મોટાં દુષ્ટ કૃત્યો વડે, ઇશ્વરનો બરોબરીઓ નથી. કુદરતના ક્રિયાનાં શુભ વલણપર રહી, મનુષ્ય જો અત્યંત પવિત્રતા પાળે તો તેનાથી જાગૃત અવસ્થામાંતો શું પણ સ્વપ્ન અવસ્થામાં પણ તેવાં માણસને હરકત થઇ શકતી નથી.

કુદરતના સીધા માર્ગનાં આ શુભ વલણને વેદમાં "ઋત" અને પારસી ધર્મમાં "અષ"ની સંજ્ઞા આપી છે અને તેને લટિન ભષામાં

---

૧ સઘળું જાણનાર. ૨ શા માટે. ૩ ફેલાવું. ૪ અતિ પાપી. ૫ નાશ. ૬ સીધી રીતે.

Order કહે છે. આ ત્રણે શબ્દ એકજ ધાતુ 'ઋ-અર્' પરથી નિકળ્યા છે. એ પરથી આપણો "ઋતુ" શબ્દ હજી હૈયાત છે.

હવે એવો જોહરીફ વગરનો ઇશ્વર તે એકજ છે. તે કેમ છે? સઘળી સૃષ્ટિની રચના બારીક નજરે તપાસતાં, ભૂગોળ, ખગોળ, ભૂસ્તર, રસાયણ, વનસ્પતિ, અને એવી બીજી વિદ્યાઓ વડે, આપણને જણાય છે કે સર્વમાં "એક સરખી" યુક્તિ† તથા એક સરખો અનુક્રમ સચવાઇ રહ્યાં છે, કે જેના પરિણામ તરીકે કુદરતની ક્રિયાનું સારૂં વર્ણન આપણે જોઇએ છીએ. સૂર્ય-મંડળમાં ગતિ સંબંધીનો "એક સરખો" સાધારણ નિયમ છે. તેમની બનાવટમાં સાધારણપણે "એક સરખાં" તત્વ છે. ગુરૂત્વ આકર્ષણનો નિયમ "એક સરખો" સર્વત્ર[1] ચાલે છે. સર્વ ગૃહોમાં રાત દિન ને ઋતુ છે. ધરી પર સર્વ ગૃહ "એક-નિયમે" ફરે છે. સૂર્ય, નક્ષત્ર[2], ને દીવાની રોશનીની ગતિ 'સરખી' છે. "એકજ" નિયમે બધે ભરતી ઓટ ઓછી વધતી થાય છે§ આપણા સૂર્ય-મંડળમાં પૃથ્વિના સંબંધે એક સૂર્ય છે, ને એક ચંદ્ર છે. સઘળાં પ્રાણીનાં હાડ-પિંજરની યુક્તિ જણાય છે. પ્રેરણા[3] પછી તે પ્રાણીની જાત પ્રમાણે હલકા કે ઉંચા પ્રકારની હોય છે તોય તે એકજ છે. લોહીનું ફરવું તથા પાચન શકિત સર્વ પ્રાણીમાં એકજ નેમ સારવા માટે છે. પ્રાણી તથા ઝડ પાનમાં કામ-ક્રિયા માટે એકજ યુકિત વપરાયલી જણાય છે. જીજ્ઞાસુ વાંચનારે આ યુકિત વનસ્પતિમાં જોવી હોય તો તેણે ગલકાં દુધી. કાકડી, ચિભડાં, તુમડીના, કે કોળાં, તડબુચ, ખરબુજ, કલિંગડાંના વેલાપર અવલોકન કર્યા કરવું. એ વેલાઓ પર જે ફુલો આવે છે, તેઓમાં નર જુદાં અને માદા જુદાંજ‡ હોય છે. ઘણી વેળા તો

---

૧ સઘળે ઠેકાણે ૨ તારાના ઝુમખા ૩ જન્મ-બુદ્ધિ.

† જુઓ Paley's Natural Theology.

§ ભૂમધ્ય રેષા (Equator) તરફ વધતાંમાં વધતી અને ધ્રુવ ભણી કંઇક કે ભાગ્યેજ ભરતી થાય છે, ફંડી ઉપસાગર (Bay of Fundy) મા એકે ઝપાટે સાઠ ફુટ એવું તો પાણી ચઢે છે કે કિનારે ચરતાં ઢોરપણ નાસે તેટલા વખતમાં તો ઘસડાઇ જાય છે, અને બાલ્ટિક, કસ્પિયન, કે ભૂમધ્ય સમુદ્ર કે જે દેશોના અંદરના ભાગે આવેલા છે તેઓમાં એવી શહેજ ભરતી આવે છે કે નજર પણ પડતી નથી.—M'Culloch.

‡ જુઓ Hints on Gardening by M. Woodrow P. 88

એક વેલા પર તમામ ફુલ નર થયા કરે છે, અને બીજા પર માદા થાય છે. આવો વેલો એકલો, કે એકજ, ઉગ્યો હોય છે તો તે પર એકજ જાતિનાં "જુદાં ફુલ" ઉગે છે, પણ ફળ આવતાં નથી. બહુ કરી નર ફુલ ઓછાં હોય છે. તેમના મધ્યમાં પીળા ભુકા જેવા દાણા જેને પગરા (Pollon) કહે છે તે પરથી નર ફુલ ઓળખાય છે. એવું પુખ્ત થયલું નર ફુલ તોડી પુખ્ત માદા ફુલ પર મોએ મો ધીમે ધીમે જરા ઘસ્યાથી પીળા ભુકા રૂપે જણાતાં તેનાં વીર્ય ગર્ભ-તંતુ(Pistil) માં પેસી તેનાં ડિંડવાં જેવાં ગર્ભ-આશ્રયમાં રહેલાં *ગર્ભ સાથે મળી જાય છે. આ તે વીર્ય પોષાય છે અને પુખ્ત થઇ ફળના રૂપે બહાર નિકળે છે. આ ફળ હસ્ત-સંયોગ વડે ઉપજે છે ને તે સયોગ-સ્થાનેજ ઉગેછે તે જોઇ વિદ્યાર્થીનાં મનને ગમત પડે છે.

આખર ત્યારે, જ્યાં સુધી "એકજ" કારીગર હોય નહિં, ત્યાં સુધી "એકજ" યુક્તિની બનાવટ સર્વમાં દેખાય નહિં. જેને જેટલું ઘટે તેટલું, "એકજ" બનાવનાર વગર, મળવાનો સંભવ થોડોજ રહે. માટે એવો કારીગર તે પરમેશ્વર "એકજ" છે, તે એક સરખી નજરે જુએ છે, એકજ અનુક્રમ જાળવે છે, ને તેવો નિયમ પાળનાર તેના પદ[1] પહોંચે§ એવી બુદ્ધિ તેનામાં મુકી છે, ને એવી બુદ્ધિનો તેવો ઉપયોગ કરવો, એ મનુષ્યના ઉત્તમ આત્માને સર્વ પ્રકારે ઘટતું દિસે છે.

---

## પ્રકરણ ૫ ) મું

## આત્મા, જીવ, પ્રાણ, આત્માદર્શન.

આત્મા એ ઈશ્વરનાં અંગનું એક અંગ છે, ને તેના તેજમાંને, કિંચિત[2] માત્ર એક અંશ છે. તે શરીરની ક્રિયાથી અલગ[3] છે. તોય લોહી જોડે નિકટ સંબંધ રાખે છે. તેને કશું દુઃખ સુખ નથી. મનુષ્ય પોતાના શરીરની સારી માઠી ક્રિયા ચલાવે તે પ્રમાણે તેના તેજની‡ શક્તિ વધતી

---

૧ પંક્તિ, દરજ્જો. ૨ કંઈક. ૩ જુદું.

* ગર્ભમાં વીર્ય ઉત્પન્ન થાય છે કે નહીં તેનો આપરથી વિચાર કરવો.

§ જુઓ અગ્નિ-હોત્રીનાં સૂત્રનો પહેલો ભાગ. પાનું ૮૫

‡ અંતર દૃષ્ટિની શક્તિએ એ તેજની ગણના થાય છે. જેમ એ તેજ સ્વચ્છ તેમ એ અંતર દૃષ્ટિની શક્તિ વધારે બળવાન રહે છે. અંતર દૃષ્ટિએ આંખે પાટા બાંધ્યા છતાં વાંચી શકાય છે. દૂરની વસ્તુઓ દેખાય છે, વેગળે

ઓછી થાય છે. જો કોઈ ઉંડા યોગ-અભ્યાસ વડે ઝીણી નજરે જોશે તો આત્મા તેને ભેજની[†] સ્વભાવિક હાટમાં સૂર્યનો ઝળકાટ જે આરસીના પારા જેવો દેખાય છે તેના જેવો દેખાશે. એ ઝળકાટનું સ્વરૂપ તપાસતાં તે કંઇક સફેદ વિજળીનાં તેજ જેવું ભાસે છે. તે પરથી એવું અનુમાન કાઢી શકાય કે તે આત્મા નહીં પણ કાયિક વિજળી હોય વિકારોની લગામ હાથમાં રાખી કુદરતનાં સારાં વળણને અનુસરતું[1] જેમ જેમ માણસ ચાલે તેમ તેમ તેના આત્માનો પ્રકાશ સ્વભાવિક સ્વચ્છતા પર આવી તેજી તથા બળ પકડે છે; એથી ઉલટું, જેમ જેમ કુદરતનાં દુષ્ટ વળણ તરફ વળી દુષ્ટ તથા હરામ ખોરક પર રહી માણસ તેજ વળણપર ચાલતું રહે, તેમ તેમ તેનાં દુષ્ટ ખોરાક તથા વિકારી લોહીને લીધે તેનાં મોંમાંથી એક ગંદો બાફ* નિકળ્યા કરેછે તેનો આત્મા પોતાની અપૂર્ણ હાલતમાં રહી શરીરના તંતુના દરેક કણ જોડેનો જાતિ નિકટ સંબંધ છોડી શકતો નથી, તેથી તેની જાતિ સ્વચ્છતા[2] અને શક્તિ હલકી તથા નબળી થતી જાય છે, અને દેહ પડે ત્યાં સુધી બહારનાં જગતની મઝા તે જોઇ શકતો નથી.

જે યોગી પોતાના આત્માને સ્વભાવિક સ્વચ્છતાપર લાવેલો હોયછે તોજ તે તેને પોતાની કાયામાંથી બહાર કાઢી શકવાની શક્તિ મેળવી શકે છે. તરતનાં મરી ગયેલાં મનુષ્યમાં કે કેઇ પ્રાણીની કાયામાં, કે ઝાડ પાનમાં તે, પોતાનો આત્મા પ્રવેશ[3] કરી શકે છે. આથી તે એકવાર મરી ગયલું પ્રાણી થોડોક વખત સજીવ થઇ જે પ્રમાણે પોતાની હૈયાતીમાં ફરતું, ઉડતું, દોડતું.

---

જોવાય છે. તે મહાવરાએ વધે છે. મગજની સફાઈ વધે છે તેમ તે અંતર દૃષ્ટિની વધે છે. પણ એ સફાઇ જીવ (Spirit) ની સ્વચ્છતા પર માત્ર આધાર રાખે છે—Temple of Rosy Cross P. 211

૧ તે પ્રમાણે ચાલતું. ૨ સફાઇ. ૩ દાખલ કરવું.

† "પૂર્ણ આત્માનો એક છેડો મગજે ને બીજો છેડો ઉપસ્થમાં રહે છે. ને મધ્ય રેખા પેટના ખાડમાં રહે છે પણ તેની અપૂર્ણ હાલતમાં શરીરનાં દરેક રજકણમાં આત્મા રહે છે. અને તેમાંથી નિકળે છે તે સિવાય બીજી રીતે બહાર કાઢી નથી. do P.119.

* Animal magnetism aura. "શ્વાસની જોડે ઘણાંજ છુટા પડી શકે (Higly decomposable) એવા પ્રકારના શરીરના પદાર્થ (Animal matter) નો થોડો ઘણો જથ્થો બહાર નિકળતા શ્વાસમાં હોયછે"—Huxley

ખાતું, પીતું, કે શિકાર કરતું, તેજ*પ્રમાણે કરી શકે છે. આત્મા તે પ્રાણીનાં નાકડે વાટે પવનો કે મગજનાં થડમાં જતાંજ તેનું તેજ મગજના તતુઓમાં પ્રવેશ થાય છે. આથી કાયિક વિજળી પ્રસરી રહે છે તેથી તે કાયા સજીવ થાય છે અને ઇંદ્રિજ્ઞાન શરૂ થાય છે.

વેદાંતીઓ કહે છે કે આપણી સૃષ્ટિ એક માળા જેવી છે. જેમ માળામાં સોનાં, રૂપાં, લોઢાં, તાંબાં, પિત્તળ, લોઢાં, હીરા, પથ્થર, લાકડાં, કચકડાં. મટોડી અને એવા એવા અનેક પદાર્થોના અનેક ઘાટના મણુકા પોરવેલા હોય તોય તે મણુકામાં દોરીતો (રેશમ કે સુતરની) એકજ જાતની હોય છે: તેમ ઇશ્વર સર્વ વસ્તુઓમાં પોરવાઇ રહેલો છે. જુદાં જુદાં તત્વો એકમેકમાં મેળવી તેઓમાં તેણે જુદા પ્રકાર, જુદા ગુણ, જુદાં રૂપ, તથા ગતિ મુક્યાં છે.

જેમ પહાડ, પથ્થર, વનસ્પતિ, પ્રાણી, અને હરેક પદાર્થમાં તેનો જાતી અગ્નિ તેમાં ગુપ્ત ભરાઇ રહે છે; પણ કોઇ બે નક્કર પદાર્થને એકેક સાથે ઘસ્યાથી તેમનો ગુપ્ત અગ્નિ પ્રગટી નિકળે છે: તેમ માયા વડે પહાડ, ઝાડ, પ્રાણી, મનુષ્ય, તથા દેવતાઓમાં[1] ઇશ્વરનો અંશ વધતો ઓછો† સમાઇ રહેલો છે; અને તે અંશ મનુષ્ય જાતિમાં નિરંતર આત્મનિવેદને મોટું રૂપ ધરી પ્રગટી નિકળે છે. ફકત આપણાં અજ્ઞાનના ભાસથી આપણે સમજીએ છીએ કે દેવતાઓનો આત્મા જુદો; હરેક મનુષ્યનો આત્મા જુદો, પ્રત્યેક પ્રાણીનો આત્મા જુદો, કે ઝાડપાનનો જીવ જુદો છે. જે જે વસ્તુમાં પ્રાણ અથવા પ્રાણના જેવી ક્રિયા ચાલે છે

---

૧ ફરસ્તા, દેવ.

*સમજુ ( પારસી ) વાંચનાર જો બારીકીથી જોશે તો જણાશે કે બીજાં ખોળિયાંમાં " રવાન " નહિં પણ " ફ્રવષિ " દાખલ થાય છે. "લાઝરસ બહાર નિકળ " એવું ઇસાએ સિદ્ધ વચન ઓચરી કબરમાં દાટેલાં ત્રણ દિવસનાં મુડદાંને ઉઠાડી જીવતું કીધું હતું (*St. John*, XI–38–44) તે પણ એ ફ્રવષિ વડે હોવું જોઇએ. (જુઓ ૧૯૬માં પાનાંમાં ).

§ " ઇશ્વરે ભોંયનાં મટોડાંમાંથી માણસને બનાવી, તેનાં નસકોરાંમાં જીવનનો શ્વાસ ફુંક્યો, ને માણસ જીવતો પ્રાણી થયો "–જેનેસિસ–૨

† આ મત વેદાંતનો છે. સાલેક એવું માને છે કે ઇશ્વરની જાત મનુષ્યમાં કદી ઉતરતી નથી. ફકત તેના અંશનો "છાયો" પડતાંજ મનુષ્ય બેભ ન થાય છે તો તેનું તેજ પડેનો તે ભસ્મજ થઇ જાય. " જ્યારે પોતાનાં તેજ સાથે ઇશ્વર પહાડ પર દેખાયો ત્યારે પહાડના ચુરે ચુરા થઇ ગયા ને મુસા બેહોશ થઇ ગયો"–( કોરાન–૭ ).

તે તે વસ્તુમાં આત્મા અને તેની જોડનો જોડ રહેનાર જીવ હોય છે. દેવતાઓમાં પણ પ્રાણ છે, તેમજ મનુષ્યમાં પણ છે. દેવતાઓનું† શરીર ફક્ત અગ્નિ-તત્વનું બનેલું દિસે છે; અને મનુષ્યનું શરીર માટીનતત્વનું બનેલું છે. અગ્નિ તથા માટી કંઇ એક તત્વ નથી: તેઓ પણ બીજાં ઉપતત્વના સંયોગનાં એકત્ર રૂપ છે. પ્રાણીઓમાં પણ આત્મા છે, પણ તે આત્મા માણસના આત્મા જેટલો શક્તિવંત નથી. એટલા માટે મુસા પેગમ્બરે કહ્યું છે કે મનુષ્યમાં, તેમજ દેવતાઓમાં, આત્મા ( spirit ) છે, અને હલકા વર્ગનાં પ્રાણીમાં આત્મા નથી પણ ફક્ત જીવન *(*Life*) છે. પ્રાણીઓમાં આત્મા વધારે શક્તિવંત ન રહેવાથી તે તેઓમાં વધારે બુદ્ધિ—બળ રાખી શકતો નથી. તે તેમની બુદ્ધિને તેમના મનોવિકારને અનુસરતી ચલાવે છે. એ સિવાય વળી તેમને વાચા શક્તિ નથી કે તે વડે તેઓ પોતે નહિંતો મનુષ્ય તેઓમાં જેટલી સ્વભાવિક અક્કલ છે તેના કરતાં વિશેષ વધારી શકે, અથવા તે અક્કલ સુધારવાનું શિખવે. આવા આવા સબબને લીધે તેમનો આત્મા નાશ ન પામતાં પૃથ્વિપર રઝળતો§ રહે છે, કે ઉપજાતિનાં¶ પ્રાણીની કાયામાં જઇને

---

†એ પણ મનુષ્યનાં શરીર જેવુંજ દિસે છે—"મરીયમ કને હમે હમારા ફરેસ્તા ઝબરાઈલને મોકલ્યો અને તે તેણીને મરદ માણસ જેવો માલમ પડયો."—કોરાન-૧૯

*યહુધી તથા ખ્રિસ્તિ લોક પ્રાણીમાં આત્મા નથી પણ જીવ છે એવું માને છે. તેઓનો મત એ છે કે આત્મા વડે વાચા તથા તર્ક શક્તિ છે ને એ કંઇ પ્રાણીમાં નથી. પ્રાચીન ઇરાનીઓની પેઠે તેઓએ બુધ્ધિ તત્વનાં ચાર ભાગ પાડયા છે—પ્રેરણા, તર્ક, સ્મરણ, તથા અંતરજામી. તેઓ કહે છે કે પ્રાણીમાં જીવ તથા પ્રેરણા બુધ્ધિ છે, બાકીની ત્રણ શક્તિ નથી. એ માટે તેઓમાં આત્મા નથી. ( જુઓ ૨૦૮માં પાનાંમાં).

§ એટલાજ માટે પારસીની બુન દેહસ્ને નામની કિતાબમાં તથા કોરાનના છઠ્ઠા સુરામાં કહ્યું છે કે તેઓ કયામતના દિવસે પાછાં ઉઠશે. "પૃથ્વિ પર પશુની કોઇ એવી જાત નથી કે નથી પાંખોથી ઉડનાર પક્ષીની કે જે તમારા જેવા લોક નથી. તકદીરની કેતાબમાં લખવાનું કશું. મુકી દીધું નથી. તેઓના પોતાના કિરતાર કને પાછાં જશે" —કોરાન.

જળ-બિલાડીને મારી નાખનારે તે પ્રાણીના આત્માની શાંતિને માટે ત્રણ દિવસ સુધી અમુક ક્રિયા કરવી જોઈએ, એવું વંદીદાદ ૧૩માં ફરમાન છે તેથી જણાય છે કે પ્રાણીના મુઆ પછી પણ તેનો આત્મા રહે છે અને મનુષ્યના આત્માને શાંતિમાં રાખવાને ક્રિયા કરવી પડે છે તેવીજ ક્રિયા તેને માટે પણ છે.

¶ કુતરાનો આત્મા જળ-બિલાડી તરફ આકર્ષાય છે.—વંદીદાદ-૧૩

રહે છે. ઝાડપાનમાં પણ પ્રાણ, જીવ, તથા આત્મા છે, પણ પ્રાણીની જાતિમાં જે પ્રાણ, જીવ, અને આત્મા છે તેમનાથી તે ઓછી શક્તિના છે.

આપણે જાણીએ છીએ કે ઝાડો પોતાનાં પાંદડાં વડે હવા ચુસીને પાછી બહાર કહાડેછે. દમ અંદર લેતાં, પ્રાણી પોતાના શ્વાસમાં સારી હવા લેછે; અને, દમ બહાર કહાડતાં, નઠારી મલિન હવા બહાર કાઢેછે. આ ક્રિયા પળે પળ શ્વાસોશ્વાસ ચાલ્યા કરેછે. પણ ઝાડ પાનમાંતો દિવસ તથા રાત્રિનો તફાવત રહેછે. આ મલિન હવા કે જે પ્રાણી પોતાના શ્વાસ વડે બહાર કાઢેછે તે કોલસાના તત્વવાળો વાયુ (Carbonic acid gas) છે. દિવસના દરમ્યાનમાં ઝાડ પાન આ વાયુમાંથી કોલસો ચુસી લેછે. અને તેની જોડે રહેલા પ્રાણ-વાયુને છુટો કરી નાખેછે. તેઓ પોતાનાં પોષણ તરીકે ફરતા રસમાં કોલસાને ભેળવી દેછે. હવે બાકી રહેલો પ્રાણ-વાયુ પ્રાણીના નિર્મળ શ્વાસને માટે ખપ આવે છે; આવી ક્રિયા સૂર્યના પ્રકાશ વડે દિવસે ચાલેછે. પણ રાત્રે અંધકારને લીધે ઝાડ પાનો શ્વાસની ક્રિયા ઉલટી રીતે ચલાવેછે; એટલેકે તેઓ પ્રાણીની માફક, પ્રાણ-વાયુ† શ્વાસમાં લેછે, ને કોલસાનાં તત્વવાળો વાયુ બહાર કાઢેછે. આથી સુજ્ઞજન જેઓ બાગ બગીચે રહે છે, તેઓ સુવાના ઓરડામાં રોપ કે વેલાનાં કુંડાં રાત્રે રાખતા નથી.

ઉપલાં વર્ણન પરથી જણાશેકે ઝાડપાનમાં શ્વાસની ક્રિયા ચાલુ રહેવાથી તેઓમાં પણ પ્રાણ ચાલેછે, અને પ્રાણને લીધેજ તેઓમાં જીવન શક્તિ રહેછે. તેમની આ પ્રાણ–ક્રિયા પરથી યોગીશ્વર ૧ તેઓમાં ઉત્પન્ન થતા વિચાર સમજી શકેછે. આપણાં લોકોમાં એવું કહેવાયછે કે નર્ક ચતુર્દશી એટલે કાળીચૌદસની રાત્રે વગડાઉ વૈદું કરનાર, જાદુગરો ઝાડપાનને તેમના ગુણ પુછીને જડીબુટ્ટીના ઓષધો લાવેછે. એ વાતની સચ્ચાઈ શોધતાં એ જાદુગર તેજ યોગી કે દુર્વેશ જણાશે યોગીશ્વરની જે કોઇ સેવા ચાકરી કરી તેમની ખાતર કરતા તેમના અંગ-રોગ તેઓ જડીબુટ્ટીથી મટાડતા. તે ધંધો ભટકતા ભિક્ષુક જોગી લઈ બેઠા તે પરથી એવું કહેવાય છે.

૧ યોગીઓમાં મોટા–વડો. † દિવસે ઝાડપાનો જેટલો પ્રાણ–વાયુ (Oxygen) શ્વાસના રૂપે બહાર કાઢે છે તેના પ્રમાણમાં રાત્રે તેઓ પોતાના શ્વાસમાં લે છે તે બહુજ થોડો લે છે. દિવસે જેટલો વાયુ બહાર કાઢ્યો તેટલોજ જો રાત્રે એ વાયુને વનસ્પતિ ચુસી લેત તો તેમનાં પોષણ માટે કોલસાનાં તત્વ વાળો વાયુ પુરો પડત નહિં—*Sir J. E. Smith*

યોગી સ્વભાવિક ખોરાક વિશેષ ચાહેછે, તે છતાં તાડી જેવાં સ્વભાવિક પાનનેર ધિક્કારેછે. તે એ તાડીને ખજુરીનું લોહી ગણેછે અને તેમાં રહેતી શહેજ કેફને લીધે તેને ધિક્કારેછે. એમ છતાં પણ સોમવલ્લીની ડાંખળીઓને છુંદીને કાઢેલા રસમાં કેફ છતાં વેદના બ્રાહ્મણો તે પર ક્રિયા કરી તેનું પાન કરવામાં મઝા માનતા.‡ હવે એ તાડીને તે લોહી જેવી કેમ ગણેછે, અને તેનું ઝાડ, ખજુરી, પ્રાણી સમાન કેમ છે તે જાણવું જોઇએ.

આગાડી વિકારોના વિષયમાં લોહી કેમ ઉત્પન્ન થાયછે તે સમજાવતાં ઝાડની ઉત્પત્તિની ક્રિયા ૬૫)માં પાનાંમાં સમજાવી છે. તે ધ્યાનમાં રાખતાં જણાશે કે જેવી બનાવટ મનુષ્ય કે પ્રાણી ની છે તેવીજ બનાવટ ઝાડ પાનની પણ છે. જેમ હોજરીની અંદરનાં પડમાં રૂવાંટી જેવી બારીક નસો ખાધેલા ખોરાકના સત્વને ચુસેછે અને તે સત્વ પછી બીજી ક્રિયાઓ ચાલ્યાથી લોહી થઇ જાયછે: તેમ ભોંયમાંથી ઝાડની જડનાં બારીક મૂળિયાં ભોંયનો કસ ચુસી લેછે. તે પછી થડમાં દાખલ થાય છે અને તેનો રસ થઇ તે ઝાડની બારીક નળીઓ વતી ડાળે ડાળે ચઢેછે. ખજુરીને પાણી સીપી સીપીને તરવાડા વધારે તાડી ઉતારેછે; પણ એવી તાડી કસ વગરની ને ફિક્કી લાગેછે, તે પણ એજ કારણને લીધે હોયછે. મનુષ્ય કે હલકા વર્ગનાં પ્રાણી જેમ મોં તથા નાક વડે શ્વાસોશ્વાસ ચલાવેછે: તેમ ઝાડ પાન પોતાનાં પાંદડાં વડે શ્વાસોશ્વાસ ચલાવેછે. જેમ પ્રાણીને વાળ છે, તેમ ઝાડને રેષા હોયછે. વડને વડવાઇ થાયછે તે એવા એવા રેષામાંથી થાયછે; વેલાઓને એવા રેષાના ગુચ્છા થાયછે. જેમ માણસના વીર્યમાંથી સંતતિર પેદા થાયછે, તેમ ઝાડમાંથી કળી, નર તથા માદા ફુલ, તથા ફળ પેદા થાયછે. જેમ સંતતિ પાકી ઉમ્મરની વૃધ્ધ થઇ કે જમીનમાં જાયછે, તેમ ફળ પાક્યું કે તુટી પડી ભોંય પર પડેછે અને ત્યાં કોહીને તેમાં મળી જાયછે. એ ફળ કાચાં તોડવા મા બાપ કે વૃદ્ધજન છોકરાંને મના કરેછે, કારણકે એ કૃત્ય પ્રાણીનો ગર્ભ તોડી પાડવા કે તેમનાં ઉછરતાં બચ્ચાંને તેમની પ્યારી જીંદગીનો લહાવો લેવા દીધા વગર અપૂર્ણ હાલતમાં કાચી ઉમ્મરમાં કચડી તેમની હત્યા કરવા બરાબર છે. અસલી

‡ "સમુદ્ર પોતાના મોજા ઉછાળે છે તે પ્રમાણે, શુદ્ધતા આપનાર, સોમે ગાયનો, સ્તુતિઓ, અને વિચારો (મનમાંથી) બહાર કાઢ્યા છે"— ઋગવેદ (*Vegetable Propucts by Birdwood*)

૧ પીવાનો પ્રવાહી પદાર્થ. ૨ પ્રજા.

વિચારના વૃદ્ધજન "જીવતુ" ઝાડ કપાવા દેતા નથી, અને જો કોઈ તે-ને કાપે છે તો પોતે કમકમી તેને તેમ કરતાં વારે છે, તે પણ એ રીત સમજથી. સુજ્ઞજન વિવેક વડે વિચારશે તો જણાશે કે પોતાની મેળે મોટું થઇ ઝાડ પરથી પડેલુજ ફળ ખાવું એ મનુષ્યની ઉત્તમ સમજ શક્તિને શોભા આપનારી વાત છે. રાન જંગલમાં પ્રાણી પોતાનું આયુષ્ય થઇ રહ્યું કે ભૂમિને સ્વાધિન થાય છે. તે મુએલાં પ્રાણીનું માંસ માંસ-હારી પ્રાણી વગર હરકતે ખાય છે. એજ નિયમ ડાહ્યાં મનુષ્યએ વનસ્પતિના ખોરાક વિષે મનપર રાખવો જોઈએ.§ સમજુ વિદ્યાર્થીઓએ પુખ્ત થયા વગરનાં ફળ, ફુલ, કે બીજી વનસ્પતિને અઘટિત રીતે છેડતાં બહુ વિચારવું જોઇએ.

• ઉપર કહ્યું કે ઝાડનાં ફળમાંનું બી પ્રાણીનાં વીર્ય બરાબર છે. જે તત્વનું પોતે બન્યું છે તે તત્વ વાળું જોઇતું સ્વભાવિક પોષણ તથા જોઇતી સ્વભાવિક જગ્યા વીર્યને મળે છે તો તે તેમાં રહીને પોષાય છે અને દિન ૧ પ્રતિદિન મોટું મોટું થતું જઈ પેદા કરનાર પ્રાણીનાં જે ઘાટ, રૂપ, ગુણ, કે ખોડ હોય છે તે બધાં સહિત તે જન્મે છે. તેજ પ્રમાણે બીજમાં જે તત્વો હોય છે તેવાંજ તત્વ વાળી કે ખાતરની જગ્યા એ બીજને મળી અને ભોંયમાંથી જોઇતો ભિનાસ તથા સૂર્ય પ્રકાશ મળ્યો કે તે તેમાં ઉગવા માડે છે. પ્રથમ તો તેના અંકુર ફુટે છે. પછી તેનો રોપો થાય છે, અને ત્યાર કેડે તેનું ઝાડ થઇ તે પુખ્ત બન્યું કે જે ફળમાંથી પોતે પેદા થયું હતું તેવાં ફળ આપવા માંડે છે.

જેમ પ્રાણીનાં નખ તથા વાળ કાતર્યાથી, કાપ્યાથી, કે વધતાં ઓછાં કીધાથી તેમના જીવને નુકસાન થતું નથી; તેમ ઝાડની ડાંખળી,

---

૧ દહાડે દહાડે.

§ કુદરતી નિયમ એ છે કે વનસ્પતિનાં ગળતાં ફળની મઝા મનુષ્ય કે પ્રાણી માત્રને લાગે; પ્રાણીનાં ગળતાં માંસની મઝા કુતરાં, સમડી, ગીધ, કાગડા, માછલીને લાગે; કહોતી ગંદકીની મઝા કીડા, છછુંદર, માંખ, એળને લાગે; પણ અકાળ મારેલાં પ્રાણીના માંસની મઝાનો નિયમ નિકળતો નથી, બલકે એ મઝા સૃષ્ટિ-નિયમથી ઉલટી જણાય છે. અજ્ઞાન હલકા લોક માંસ-હાર તો આપણો ઈશ્વરે બક્ષેલો ખોરાક છે કરી પ્રાણી પર ઝટ છરી મુકવાને જોખમ બેધડક રહે છે તેમણે આ નિયમ બહુ ધ્યાનમાં લેવો જોઇએ.

પાતરાં, કે રેષા તોડયાથી તે ઝાડ મરતું નથી: જેમ પ્રાણી તેનાં આંગળાં, હાથ, પગ, કાન, નાક, કપાયાથી મરતું નથી: તેમ ઝાડનાં ડાળાં કાપ્યાથી તે કંઇ મરતું નથી. એમાં ઇશ્વરે મોહું ડહાપણ વાપર્યુંછે. એક તરફથી વનસ્પતિની સલામતી સચવાઇ રહે છે, અને બીજી તરફથી વનચરો[૧] તથા પંખીઓનું પોષણ થાય છે. ઢોર લીલાં ઘાસની પાનડી જેમ ખાઇ જાય છે તેમ તેની જડ વધે છે. જેમ તેઓ પગે દબાયછે તેમ તે જાડી ઉગે છે. પણ તદન ઝાડને વાઢી નાખવાં એ સૃષ્ટિના નિયમથી ઉલટી વાત છે. જેમ ઝાડનો છાલ હોય છે ને છાલનાં § ત્રણ પડ હોય છે: તેમ પ્રાણીને ચામડી હોય છે ને ચામડીનાં ત્રણ‡પડ હોય છે. જેમ ચામડી માંહે માંસના દાણા(papillœ) ની ઉપર જ્ઞાન--તંતુના રેષા છે તેમ છાલમાં પણ ગુંથાઇ ગયલા રેષા છે; તેવતી ઝાડમાં રસ ચઢ ઉતર※ કરે છે. જેમ થડમાં સડો પડે છે; એટલે કે કોઇ જીવ જંતુ કે કીડાતેનાં થડની આસ પાસ ગોળ છાલ કોતરી ખાય છે, ત્યારે તે ઝાડમાં રસ ચઢી શકતો નથી ને તેને લીધે તે ઝાડ મરી જાય છે: તેમ જીગરબંદ એટલે શરીરના જે ભાગોમાં જીવાત્મા રહે છે તેમાં સડો પડયાથી આખર દેહ પડે છે. છાલ કોતરી કાઢયાની યુકિત વડે ઝાડને આખું ને આખું વગર મહેનતે તથા હરકતે મારી નખાઇ શકે છે. તેનાં થડની પહોળાઈને તમામ ઘેરાવા પરથી માત્ર એક તસુ પહોળી છાલ ફરતી કાપી કાઢયાથી તે આખું ઝાડ શહેજમાં મરી જાય છે. જેમ ઝાડપાનમાં રસ ફરે છે, તેમ પ્રાણીના શરીરનાં લોહી ફરે છે.

---

§ માહેલું પડ, લીલું પડ, અને હલકું બુચ જેવું (Corky)પડ.

૧ ચરનારાં પ્રાણી.‡ scarf-skin, mucous net-work, true skin. છાગરો ઉઠે છે ત્યારે સફેદ પઠ દેખાય છે તે પહેલું પડ, બીજું પડ ચિકણું, જાળી વાળું હોય છે, તેના જેવા રંગ હોય તેવી ચામડીનો રંગ મનુષ્ય ને હોય છે; અને ત્રીજાં પડથી સ્પર્શજ્ઞાન થાય છે.

※ એ વિષે જુદા જુદા મત છે. કોઇ કહે છે કે એ રસ ગર વાટે ચઢે છે, કોઇ કહે છે કે છાલ વાટે તે ચઢે છે. ને કોઈ કહે છે કે નવા ગાભ (alburnum) વાટે ચઢે છે. ઘણાક રોપાને ગળીનું પાણી પાયછે ને પછી તેને તપાસે છે તો એ ગાભનાં નવાં પડમાં એ રંગ જણાય છે. —Sir J. E. Smith.

આ સર્વ પરથી સમજાઇ શકશે કે ઝાડ પાન એટલે કે તૃણ[1] જાતિમાં પણ આત્માનું હલકું રૂપ "જીવને" નામે છે. આત્માનાં આવાં રૂપને સાલેક નફ્સ કહે છે.

હવે ડુંગરો*માં જે જીવ છે તે ઝાડ પાનના જીવ કરતાં ઘણોજ હલકો ને થોડી શકિત વાળો છે. આત્મામાં કંઈ ઓછી વધતી શકિત નથી. પણ પ્રાણી, વનસ્પતિ, કે ડુંગરની જાનિ પ્રમાણે તેની શકિત રહેછે. કેટલાક પહાડી દેશના રસ્તા તોડીને સીધા કરે છે તોય, હાલની વિધ્યા શિખવે છે તે પ્રમાણે કહેતાં, પૃથ્વિના ગર્ભમાંની અગ્નિના ઉછાળાએ જમીન ઉપસીને તે રસ્તા પર નિચા ઉંચા ડુંગરા નિકળી આવે છે. તેઓમાં નસ તથા પડ હોય છે તે આપણે મુરમ એટલે કાચા પથ્થરમાં સ્પષ્ટ જોઇ શકીએ છીએ. વળી તેમના ગર્ભમાં સૂર્યના તાપ પ્રમાણે હવા આવ જાવ § કરી શકતી હોવી જોઇએ; એટલે જે વારે તેમાં વરસાદનું પાણી ભરાય તે વારે તેમાં વા જાય. તેઓ વાદળાંને આકર્ષી[2] પોતાનાં શિખરે[3] રાખી તેઓમાંથી ભિનાસ તાણી લે છે.‡ પોતાનાં પેટના પડદાઓ એટલે

---

૧ ઝાડપાન. ૨ પોતાના તરફ ખેંચવું. ૩ ટોચ.

* "અને દાઉદની જોડે મારી (ઇશ્વરની) સ્તુતિ કરવાને પહાડોને ફરજ પાડી"—કુરાન સુરો–૨૧

§ જો પહાડમાં હવાના રૂપે કોઇ પણ જાતનો પ્રાણ ન ચાલતો હોય તો યોગીશ્વર તેના પ્રાણની ક્રિયા કદી જાણી શકે નહિં.
"( શનુદને સુખને જાનવરાં વ નબાત વ કાની=) [ મોબેદ સરોષ ] જાનવરોની તથા ઝાડ પાનની, તથા ખનિજની ભાષાનું સાંભળવું જાણતો."—દબેસ્તાન "મનુષ્ય તથા પ્રાણીઓને તેઓની યાદગીરી હોય છે એટલુંજ નહિં, પણ દરેક પથ્થર, દરેક રોપ, અને દરેક પદાર્થને તેનાં પોતાનાં આકાશનું આવરણ હોય છે. એ આકાશમાં તેનો પોતાનો તથા તેની આસપાસની વસ્તુઓનો ભૂત કાળનો હેવાલ એકઠો થઇ રહ્યો હોય છે. એથી કરી પ્રત્યેક વસ્તુ—પછી તે ગમે તેવી નજીવી હોય તોય શું થયું—પોતાની રોજીંદાની જીંદગીનો અવલથી તે આખર સુધીનો હેવાલ જે કોઇ તે વાંચી શકે તેને આપી શકે છે."—White and Black Magic–p.73

‡ જમીનની વિજળી ઘણીખરી નિરાકર્ષક રહેછે અને વાદળાંમાં આકર્ષક વિજળી રહેછે. પહાડોની ટોચ બહુ ઉંચે હોવાથી તેમની પર રહે-

કે ખમોસોમાં જળાશયો[1] ભરી મુકી ઝરા, નદી નાળાં, ચલાવે છે; અને જ્યારે તેમનો કાળ આવે છે ત્યાર પાણી ભેગી રહેતી હવાએ માહેલા ભાગમાંથી તેઓ ખરૂ ખરીને માટી સાથે મળતા જાય છે તેમના દીર્ઘ આયુષ્યને લીધે આ ક્રિયા કંઇ એક દમ કે તદન પુરે પુરી ચાલતી નથી, પણ ધગ્ગાક સૈકે એ પ્રમાણે થોડું ઘણું બનતું રહે છે.

હવે જોવાનું એક એ રહ્યું છે કે, જેમ આત્માની શકિત ઘટતી દેખાય છે તેમ જીવા શકિત વધતી જણાય છે. આ નિયમ કંઈ સર્વ વસ્તુને લાગુ પડતો નથી, પણ ઉપરછલી નજરનો તે એક દેખાવ છે. પ્રાણી જાતિ, તૃણ જાતિ, તથા ખનિજ[2] જાતિ એઓમાં આત્માની શક્તિ ઉતરતી ઉતરતી જાય છેઃ તેમ એજ પ્રમાણમાં પ્રાણી જાતિ, તૃણ જાતિ, ને ખનિજ જાતિમાં આયુષ્યની વૃદ્ધિ થતી જાયછે. પહાડો હજારો વરસ રહે છે; વડ, ખેર અમળા, પિપળા, આમલી જેવાં ઝાડ સેંકડો વરસ જીવે છે, મનુષ્ય જેવું પ્રાણી સવ સો કે દોઢસો વર્ષ જીવે છે; અને ઉનાળામાં ખાબોચિયાં પર ઉડતાં અહન-આયુષ્યાક[3] ક્ષુદ્ર[4] જીવડાં (Ephemera, May-fly) એકજ દિવસ જીવે છે. એજ નિયમને અનુસરી સૂર્ય† ચંદ્ર અને બીજા ગ્રહોના આયુ-

---

લી નિરાકર્ષક (Negative) વિજળી વાદળાંની આકર્ષક (*P*ositive) વિજળીને પોતાની ભણી ખેંચે છે. એ ખેંચાણને લીધે શિખરે વાદળાં વિંટળાઇ રહે છે.

† "બર્લિનની પાઠશાળાનો શિક્ષાગુરૂ દુબોઇ રેમંડ (Dubois-Reymond) કહે છે કે ભરતી ઓટ જે ચંદ્રનાં આકર્ષણ વડે થાય છે તે સિવાય આપણા ગ્રહ પરની દરેક ગતિ સૂર્યના તાપને લીધે થાય છે. પોતાની ગરમીનો કંઇક ભાગ હર વરસ સૂર્ય ખોય છે તેથી હાલ એવું અનુમાન કાઢવામાં આવ્યું છે કે એક કરોડ સીત્તેર લાખ વરસ કરતાં વધારે વરસ સુધી તે ગરમી આપનાર તરીકે રહેશે નહિં. આ મુદતના દરમ્યાનમાં જેમ જેમ ગરમી ઓછી થતી જાય છે તેમ તેમ આપણી પૃથ્વિ ઠંડી થતી જાય છે. ધ્રુવ ભણીથી બરફ પૃથ્વિના મધ્ય ભાગે આવશે. જ્યાં સુધી સૂર્ય એક ભુરો ગોળો થઇ રહે ત્યાં સુધી તેનું તેજ ઓછું થતું જશે અને આખરે બરફ પૃથ્વિ પરના સર્વ જીવંત પદાર્થો તથા પ્રાણીનો નાશ કરશે"–અમૃત બજાર પત્રિકા, ૧૦મી અકટોબર ૧૮૭૯.

૧ પાણીનાં ઠેકાણાં. ૨ ખાણ, પથ્થર. ૩ એક દિવસના આયુષ્યવાળાં. ૪ હલકાં વર્ગના.

બાબતે તથા અમર હલકા વર્ગના દેવતાઓના આત્માની શક્તિ વિષે આપણે વિચાર કરવો જોઈએ.

વળી એજ નિયમ નજરમાં રાખી, નર્કવાસી પાપિષ્ટ,[1] પાપી, કે કંચિત [2] પાપી; તેમજ સ્વર્ગવાસી સકર્મી પુણ્યશાળી, કે અતિ પુણ્યશાળી, કે અતિ પુણ્યવંત આદમીના આત્મા, અમુક સ્થિતિમાં રહી કેટલાક કાળ સુધી દુઃખ સુખ ભોગવતા હશે, તે વાતનો પણ ખ્યાલ કરવો. પાપિષ્ટજનના આત્મામાં અતિ ઓછી પ્રકાશ શક્તિ હોય છે, તેને લીધે નર્કમાં કેટલા યુગ સુધી દુઃખી હાલતમાં તે પડી રહેતા હશે! મનુષ્ય સંસાર ખટપટમાં ગુચવાઇ રહી આત્મ--ગતિનો વિચાર માત્ર કરવાને પણ બે—દરકાર રહે છે. જે પ્રમાણે પારાની શીશીમાંનો પારો બહારની હવામાં વધતી ઓછી ગરમી હોય છે તેના પ્રમાણમાં, ચઢ ઉતર કરે છે: તે પ્રમાણે આત્મા પોતાની સ્વચ્છતાની શકિત તથા બળ વડે અમુક પાયરીએ અનંત આકાશમાં ચઢે છે. જેમ તીવ્ર દ્રષ્ટિવાળો[3] ગરૂડ પક્ષી છેક ઉંચે હવામાં ઉડીજઇ એકાંતે સ્વચ્છ આકાશમાં મરજી ચાહે ત્યાં સુધી મહાલતો રહે છે, પણ નીચે ઉતરવા ઇચ્છા થઇ કે એકદમ ધસારે× ઉતરી પડે છે: તેમ પુણ્યશાળી આત્માઓ તેવી રીતે ઉતર ચઢ કરતા રહેતા હશે, અને યોગેશ્વરો એવી રીતે કરેછેજ.

પાતકી[4] મનુષ્યના આત્મા આ પૃથ્વિ પર રઝળે છે. તેમની આત્મ–પ્રકાશ શક્તિ ઓછી, બળ પુણ્યાત્મા જેટલુંજ ને આયુષ્ય વધારે હોય છે. તેઓ જે મનુષ્યમાં ભરાય છે, તે મનુષ્ય ખરાબ ખરાબ

---

૧ અત્યંત પાપી. ૨ કંઇક પાપી. ૩ તેજ નજર વાળું ૪ પાપી.

§ વેદાંતીઓનો એવો મત છે કે જે પુણ્યાત્મા પરમાત્મામાં એકતા પામી શકતા નથી તેમના આત્મા સ્વર્ગમાં રહેછે: ત્યાનું સુખ ભોગવતાં જ્યારે એકઠું કરેલું પુણ્ય પુરૂં થઇ રહેવા આવે ત્યારે તેઓ પાછા પૃથ્વિ પર આવેછે અને પાછા આવતાં પોતાનાં બાકી રહેલાં પુણ્ય પ્રમાણે દેહ ધારણ કરેછે—આત્મબોધ પા. ૧૦૭

× "જોરમાં મારેલા તીર માફક... કે તેજ દોડનાર ઘોડાની પેઠે નસાનો દેવ નાસી જાય છે" વંદીદાદ ૯

થાય છે. તે મનુષ્યના મગજના તંતુઓમાં પોતાના આત્માની દુષ્ટ શક્તિ બેસાડી દે છે. એને લીધે તે મનુષ્યનું ચિત્ત ઠેકાણે રહેતું નથી, દુષ્ટ વિકારો ઉત્પન્ન થયા કરે છે, અને મનપર દુષ્ટ વિચારો ભમતા રહે છે અને કાયામાં અનેક દુઃખ કે પીડ ભરાયા ‡ કરે છે. ઔષધની અસર તે દુઃખ પર લાગતી નથી, † કારણ કે કંઇ લોહીના વિકાર કે જઠર-રસના* બિગાડે, એ દુઃખ ઉત્પન્ન થતું નથી, પણ તે મનુષ્યની "કાયિક વિજળીની ક્રિયામાં બિગાડ ઉત્પન્ન થયાથી થાય છે. એ દુઃખ ઘડીમ જોર કરી આવે છે, ને ઘડીમાં તદન જતું રહે છે, અને પોતાનું સ્વરૂપ ઘડી ઘડી બદલે છે.

એક કાયામાં જ્યારે કોઇ સારી કે માઠી યોનિ પ્રવેશ કરે છે, ત્યારે તે કાયા બહુ વેગ મુકે છે. તે કાયાના તંતુઓમાં કાયિક વિજળીની ચેતના વધી પડે છે. અને તેથી કરી એ વખતે કાયામાં વિશેષ બળ આવે છે. જ્યાં સુધી તે યોનિનો તાપ કાયામાં રહે છે, ત્યાં સુધી જેની કાયામાં તે પ્રવેશ થયેલી છે તેના મગજે ઘણું કરી બેભાની રહે છે કે ફરી ફરી બેભાન થઇ રહે છે. તેના શરીરનો ઉપયોગ, જેમ

---

* ખોરાકમાંથી પેટમાં પેદા થતો રસ.

† "ગોતમે (Gottam) કહ્યું છે કે ઘણાજ નાશકારક રોગ નજર વાટે શરીરમાં દાખલ થાયછે. શરીરની પ્રકૃતિ પર કે રસાયની બનાવટ પર અસર કરે એવી વસ્તુઓથી એ રોગ મટતો નથી. કારણકે એ રોગનું મૂળ આત્માના સંબંધનું હોવાથી, તે (લિંગદેહ) ની સીધી ચાલની ક્રિયામાં પ્રત્યક્ષ હાજર થાયછે. રોગનાં આ સ્વરૂપ મટાડવાને એવા ઉપચાર જોઇએ કે તે મનુષ્યના આત્માની ગતિઓ પર પ્રત્યક્ષ અસર કરે, અને ત્યાંથી થઇ ને શરીરના સાંચામાં રસાયની ફેરફારો ઉપજાવે."—Temple of Rosy Cross p 242

‡ તમામ વિકારો ઉજાગરાવશે ના, કારણ કે જાગી આવે તેવી તથા ફૂલતાં મનની સ્થિતિનો લાભ ભૂત પ્રેત ને દુષ્ટ યોનિઓ લેછે, અને પહેલાં તંતુ વાટે ને પછી મન વાટે પેસી થઇ તમને કાબુમાં રાખી સત્યાનાશ વાળે છે."
—Temple of Rosy Cross

યોગી એક દાશરો ઉપયોગ કરે તેમ, પેલી યોનિ કરે છે. એવું છે તોય તે બેભાન માણસને નિદ્રા-વશ હોય ત્યારે જેવાં સ્વપ્ન આવે તેવાંજ સ્વપ્ન આવે છે. એક તરફથી તે યોનિ પોતાના વિચારની ક્રિયા ચલાવવામાં તેની શ્વાસની નળીનો ઉપયોગ કરે છે, અને બીજી તરફથી તે કાયાની સ્વાભાવિક ક્રિયા પોતાની મેળે ચાલે છે, આથી પ્રત્યેક ક્રિયા જુદી જુદી એકજ માર્ગે ચાલે છે * યોનિના વિચારના આભાસ કોઈક વેળા તે માણસને સ્વપ્નમાં બનતા બનાવો જેવા દેખાય છે ને ખુલ્લાં સંભળાય છે; અને ઘણી ખરી વેળા તેને તે વિચાર વિષે કશી ખબર રહેતી નથી. પોતાની કાયાનો સંબંધ પોતાના આત્મા સાથે વધારે રહેવાથી તે આત્મા તરફ કાયાનું વળગણ નિકટ રહે છે. ઢોલ, ટકોરાં, વાજાં, તાસા, પાવો, સરણાઇ એ સામટાં વાગતાં હોય તોય જેના સ્વરપર ચિત્ત ચોંટેલું રહે તે બીજા બધા સ્વરો[1] બાજુ રહી, વધારે સંભળાય છે. તે વીજ રીતે મનની અનેક ક્રિયા ચાલે તોય, આત્માના સંબંધની ક્રિયા વિશેષ આપણે જાણીએ છીએ.

યોનિ વિષેની વાત કંઇ આ વિષય સાથે સંબંધ રાખતી નથી

---

પથરની વાટી; માદળીઆં, દોરા, ચિઠ્ઠી, તાવીજ, જંત્ર, બાંધવાનો ચાલ આપણા લોકમાં બહુ પ્રાચીન કાળથી છે, તેમાં આ ડહાપણ સમાઇ રહ્યું છે. આ પ્રમાણે પ્રાચીન લોક સહેજ ઉપાયે દુ:ખી જનને સંતાપો મેળવા આપી શકતા, અને હાલના સુધરેલા લોક એવાં દુ:ખી જનને દવા પાઇ પાઇને મારે છે

1 અવાજ, સાદ.

* એજ પ્રમાણે પ્રાર્થના કરતી વખતે ઘણીક વાર માણસ મોંએ પ્રાર્થના કરે છે અને મનમાં બીજો કંઇ વિચાર કરે છે.

†Double consciousness એક ભાન પોતાનાં શરીરનું ને બીજું પેલી દિલમાં ભરાયલી યોનિનું. એવું મનુષ્ય પોતે શું બોલે છે તે સાંભળી શકે છે, પણ તે કેમ ને ક્યાંથી સઘળી આગળ પાછળની વાતો કહી આપે છે તે તે જાણતું કે સમજતું નથી. અંદર ખાનેથી કોઇ બોલતું તે સાંભળે છે પણ કોણ તે જોઇ શકતું નથી. ઘણીક વેળા તેને એવી [illegible] આવે છે કે નાક ફાટી જાય છે ને પાસે બેઠેલાને કશું જણાતું નથી.

તોય આત્માના સંબંધે વર્ણવી છે કે આપણા હાલના સુધરેલ, પણ આ-ત્મ જ્ઞાનથી બિન વાકેફગાર, સુજ્ઞજન એ વિષે જોઈતો અનુભવ મેળ-વી શકે. તેમણે એમ અજાબ ન થવું જોઈએ કે એક ખોળિયાંમાં એક આત્મા છતાં બીજા આત્મા કેમ પ્રવેશ થઈ શકે! એક આત્મા સાથે બીજા સારા કે માઠા, એક શું પણ સંખ્યાબંધ આત્મા રહી શકે છે. સારી યોનિઓના તાપ વડે તેવાં માણસનું શરીર ઘણુંખરૂં શુષ્ક૧ રહે છે ને તેમાં લોહી વિશેષ ભરાતું નથી, તોય મોંની કાંતિ દીપે છે; અને દુ-ષ્ટ યોનિઓ વડે તે દુખી જનનાં મોં વાટે દુષ્ટ બાફ૨ નિકળ્યા કરે છે. મોંપર મુદલ તેજ રહેતું નથી અને લોહી બિગડતું રહી સોસાતું જાય છે‡ ‡ આથી કરી સેવટે શરીર ફિક્કું ને દુબળા થઇ જાય છે: દુષ્ટ અધમ માણસો ખરેખરૂં જોતાં જીવતાંએ દુઃખી હોય છે અને તેથી અતિગણા-દુઃખી તેઓના આત્મા તેમના મુઆ પછી રહે છે. * દુષ્ટ માણસો ત-થા પ્રાણીઓ, તેમજ ઝાડ પાન અને ડુંગરોમાંથી હલકો ગંદો બાફ (foul aura)નિકળ્યા કરે છે § પાપી આત્મા આ ગંદા બાફ તરફ× જાય

---

૧ સુકું ૨ foul animal aura, spirit એ નિકળતો બંધ પડે એટલા માટે બલાગત વાળા માણસને વનસ્પતિ વાળા સાદા ખોરાક પર રહેવું પડે છે.

‡ ખરી વાત એ હોય છે કે જે ખોરાક આ બલાગત વાળું આદ-મી પોતાનાં પોષણ માટે લે છે તેનો ભક્ષ તે દુષ્ટ યોનિ કરેછે(વંદીદાદ–૭).જો તેવો ખોરાક ન મળ્યો તો પેલાનું લોહી ચુસે છે, આથી માણસ મરણ તોલ થઇ જાય છે. કેટલાક જુવા કે સાધન વાળા માણસો મિષ્ટાન્નની થાળની થાળો ખાઇ જાય છે ને ગજબ કરે છે તેનું કારણ પણ આવું હોય છે. પુ-રૂષ કરતાં સ્ત્રિનું અંગ વધારે "હલકું" હોવાથી આવાં દુઃખ સ્ત્રિમાં વિશેષ થાય છે. "ઘણીક વેળાતો મેઝ્મેરાઇઝ (mesmerised) થયલાં માણસો દુષ્ટ યોનિઓ (vampire)ના ભોગ થઇ પડે છે અને તે ચંડાળનાં શોષથી જીંદગી હલવે પણ ખચ્ચીત પુરી થઇ રહે છે. આ બ-નાવ સ્ત્રિમાં વિશેષ બને છે"Temple of rosycross p.211

* "કાયિક પીડ કરતાં આત્મ–દુઃખ ભારી હોય છે." જામે કેખુશરૂ

§ Magus p 10

"× જે વસ્તુને દુર્ગંધ વળગેછે તેમા દુષ્ટ દેવને મજાછે" -વંદીદાદ-૭

છે અને તેઓ તેમાં દુષ્ટ ક્રિયા ચલાવતા રહી પૃથ્વિ પર તેના અંધા ભાગ તરફ રવડતા ફરે છે. "તેઓ પશુની કાયામાં રહી પરમ દુઃખ ભોગવે છે, કે ઝાડ પાનની માફક જમીન પર આવી પડે છે કે ડુંગરની દેહમાં રહી વેદના ભોગવે છે"—નામે ફેખુશરો. જીવતાં દુષ્ટ કે શાસ્ત્ર-વિધિથી[1] વિરૂદ્ધ ચાલનારાં, મનુષ્યના શ્વાસ વાટે પવિત્ર જનના આત્માની સ્વચ્છતા બગાડનાર, આવો બાફ * તેમનાં પેટમાંથી નિકળ્યા કરે છે. તેને લીધે યોગી લોક પોતાના આત્માની સ્વચ્છતા જાળવવાને માટે એકાંત, એખલા, ગુફામાં કે કોઇ પહાડની એકાંત જગાપર છાના માનાં રહે છે; ને પોતાના ઠામે કોઇને પેસવા દેતા નથી. કારણ કે જેમ ધુમાતા ચુલાનો બારીક ધુમાડો આખા ઘરની હવા બગાડે છે: તેમ ધર્મ-બંધી ન પાળનારનાં શરીરમાંનો બાફ તેની આસપાસની સ્વચ્છ હવા બગાડે છે. જેમ દુષ્ટ મનુષ્યમાં દુર્વાસનાનો પ્રવાહ વધારે જોરમાં ચાલે, તેમ તેનાં શરીરમાંથી બાફ * વધારે શક્તિવંત નિકળે છે. મરતાં માણસના કાનમાં ધર્મિષ્ટ હિંદુ મોટે મોટે રામ પુકારેછે, અને દુઃખી આત્માને શાંતિ પમાડવા મુસલમાન "સુરેયાસીન" કે દીનનો કલમો ભણાવે છે આથી ફાયદો એ થાયછે કે જે વસ્તુ વિષે મરનારનાં મનમાં વાસના ર થઈ હોય, તે વાસનાનો પ્રવાહ ઇચ્છિત વસ્તુ સાથે સંબંધ રાખતો અટકે અને પોતાનું ચિત્ત તે વિષય પરથી ફેરવી નાખી ઇશ્વરનાં કે આત્માના સંબંધમાં રાખે.

એમ જાહુ બહોળી નજરે જોતાં જણાય છે કે ચંડાળ કે ચંડાળણી, જેને પ્રાચીન આર્યો અસેમ-ઓધ કહેતા અને હાલના પારસી આપમોધ કહે છે, તે તેના દેહાંત[3] પાત્ર શરીરને લીધે જીવતાં જીવત પવિત્ર જનને દુઃખ દઈ શકે છે.‡ એટલુંજ નહિં પણ મુઆ કેડે પણ દઇ શકે

---

૧ શાસ્ત્રના કહેલા ક્રિયા. ૨ ઇચ્છા.

* foul magnetic aura ૩ દેહનો અંત, કાયાનો નાશ, મોત

‡ "આ બે પગનો, નુકસાન કારક, પાપી, પ્રાણ ઘાતક સાપ જીવતાં જીવત પ્રાણીને બગાડે છે. જીવતાં જીવત આગને બુઝાવી નાખે છે, જીવતાં જીવત ઢોરને ખોટે રસ્તે પાડે છે. જીવતાં જીવત પવિત્ર જનને એવો ઘા મારે છે કે તેથી તેની બુદ્ધિ બગડી જાય છે, અને જીવ દુઃખ પામે છે"—વંદીદાદ-૫

છે. માટે સુજ્ઞ જને નસીહત એ ધરવી કે જેમ બને તેમ જીવતાં દુષ્ટ માણસો જોડે થોડોજ સંબંધ રાખવો, † તેમની સાથે વિશેષ વહેવાર ન રાખવો; ને તેઓ કદી કલ્યાણ પણ કરતાં હોય તોય, તે સેવટ ખોટું સમજી તેમને મનથી ધિક્કારી, તેમનો સમાગમ વિશેષ ન રાખવો.

આ પ્રકરણની શરૂઆતમાં ૯૬માં પાને કહ્યું છે કે આત્માનું સ્વરૂપ અતિ ઝીણી નજરે સમાધિ અવસ્થામાં યોગેશ્વર જુએ છે તો તે રૂપે વિજળી જેવો "તેજસ ૧ પદાર્થ" જણાય છે ‡ જ્યારે આપણે એક મોટા કદાવર હાથીની, અને ચોપડીના કાગળનો મહોરો ખાવાને તેની અંદર ફરતા માંકડી જેવા શૂક્ષ્મ ૨ જંતુની, કે બહુ દિવસનાં વાસી પાણીમાં અથવા તો ખમીર કે લગુસાઇ આવેલાં શાકમાં દોડાદોડી કરતાં અતિ બારીક પોરાંની, આકૃતિ, એકી નજરે આપણી નજર આગળ બન્નેને રાખી, જોઈએ છીએ ત્યારે આત્માની શૂક્ષ્મતા વિષે કંઈક ખ્યાલ આવે છે અને ઇશ્વરનાં પ્રૌઢ ૩ ડહાપણનાં વખાણ કરીએ છીએ. આ એટલા ઝીણા જંતુમાં પ્રાણ કેમ ચાલતો હશે, કયાં મગજ, કયાં આંખ, કયાં આંખની નસોની જાગા, ને ક્યાં આત્મા તેના કિરતારે સમાવી રાખ્યો હશે! અજબ થવાનું કંઈ નથી. આપણની જરૂરિયાત પ્રમાણે ઇશ્વરે આપણી આંખ એવી બનાવી છે કે તે વડે અતિ મોટું પણ

---

† "તે (ચંડાળ)ના નાશ કરવા લાયક શરીરને લીધે, તે દેહપાત કરવાનું પોતે ઇચ્છયા ન છતાં સો માણસોનો દેહ–પાત કરે છે, અને વળી તેથી પણ વધારે કરે છે. બુદ્ધિ પુર્વક ન છતાં, તે ઘોર પાપ કરે છે". વંદીદાદ—૪

‡ આત્મા એ કંઇ વસ્તુ નથી, પણ જીવ (spirit) એ અગ્નિ છે. આત્માની બહાર રહેતા જીવને રંગ, રૂપ, ને સ્વર હોય છે. આત્મા તથા જીવ જ્યારે એકતા પામે છે ત્યારે એ હોતું નથી. બનાવ તથા સ્થિતિ પ્રમાણે, તે ગમે તે આકાર ધારણ કરી શકે છે. વનસ્પતિ તથા પ્રાણીઓના આત્માનો કોઇ મુકરર કે કાયમ આકાર હોતો નથી. કેટલાંક મનુષ્યનું પણ એમજ છે. દુટી આગળ નાભિ–કમળમાં આત્માનું મધ્યબિંદુ છે. તેનો એક છેડો મગજે પુગે છે ને બીજો છેડો ઉપસ્થમાં છે.

સંપૂર્ણ પુણ્યવંત આત્માની આ હાલત છે. તેની અપૂર્ણ હાલતમાં (પાપે) આત્મા શરીરનાં દરેક રજકણમાં વળગી રહે છે અને તેમાંથી, મોતપર, છુટો પડી નિકળી જતો નથી" Temple of Rosy cross p119

૧ તેજ વાળો. ૨ ઝીણું ૩ મોટું.

દેખાઇ શકે, તેમજ અતિ ઝીણું પણ ન જણાઈ શકે માટે સમજવું જોઇએ કે તે જંતુ સર્વ વાતે આપણા જેવાજ સંપૂર્ણ છે; પણ મનુષ્યની ખુલ્લી આંખ કોઈ યંત્રની મદદ વગર તે જોવાને શક્તિ ધરાવી શકતી નથી.

જ્યારે મહા પ્રાચીન કાળના ઈરાન દેશસ્થ આર્ય વિદ્વાનોનો એવો મત ચાલે છે કે દરેક વસ્તુમાં અગ્નિ છે, અને હિંદુ યોગીઓએ કહ્યું છે કે મહા માયાની શક્તિ વડે સઘળી સૃષ્ટિ પેદા થઈ છે ત્યારે અર્વાચીન વિદ્યા એવું શિખવે છે કે સૃષ્ટિમાં કોઈ વસ્તુ એવી નથી કે જેમા વિજળીનો ગુપ્ત અગ્નિ ન રહેતો હોય. માટે જ્યારે એક વસ્તુ બીજી વસ્તુ જોડે ઘસાય છે ત્યારે તે અગ્નિ પ્રગટી નિકળે છે.§ ગાડીની ધરી તથા પૈડાંની અંદરની ગોળ ચક્કી એ બન્ને ઘસાયાથી આગગાડીમાં આગ લાગે છે. ધરા સાથે ગાડાંની વાટ ઘસાયા કીધાથી તે ગુપ્ત અગ્નિ તપી આવે છે અને તે વાટ ફુલી જઇને બહાર નિકળી પડે છે. તે જ પ્રમાણે શરીરમાં લોહી દોડા દોડ કરે છે તેથી ગરમી પેદા થાય છે ને તેનીજ સાથે, જેમ વિદ્યુત૧ જનક યંત્ર માંથી વિજળીના આંચકા પ્રવાહ રૂપે આવ્યા કરે તેમ, વિજળી પેદા થતી જાય છે, અને તેનો નરમ પ્રવાહ ચાલુ રહે છે. એ વિજળીનો પ્રવાહ બરાબર પેદા થતો હોય છે તોજ માણસની સુખાકારી સચવાય છે: હાથ, પગમાં ચાલાકી ચેતના ને જોબન રહે છે; માંસના રેષા પૂર્ણ શક્તિવંત રહે છે, મગજે તેજી રહે

૧ વિજળી પેદા કરનાર યંત્ર electric battery

§ "વસ્તુમાં અગ્નિનો અંશ હોય છે તે તેમાં ગુપ્ત રહે છે. પણ જ્યારે તે વસ્તુને કોઇ સાથે ઘસે છે ત્યારે તે સચેત થાય છે ને સઘળી ધાટ વાળી વસ્તુનાં કણેકણ છુટાં પાડી દેછે. જ્યારે એ અગ્નિ ધીમે ધીમે ચેતે છે ત્યારે તે વસ્તુને સુધારે છે અને તેની વૃદ્ધિ ચલાવે છે. આ ગુપ્ત અગ્નિને જીવ (spirit) કહે છે. આ જીવના છુટાં ફરવાને જીંદગી કહે છે. દરેક વસ્તુમાંથી, જેવી તેની સ્થિતિ હોય તે પ્રમાણે, બારીક કણોના ગોટા (aura) નિકળે છે, તે વસ્તુમાં ગતિ ચાલવાથી આ ગોટા નિકળે છે; જીવ હમેશ સચેત રહે છે તેથી કરી સઘળાં રજકણો ગતિમાન રહે છે. આ રજકણોના ગોટાને જીવ કહું છું. ને એ તે ગુપ્ત અગ્નિની ક્રિયાનું ફળ છે "Temple of ROSY cross p 41

છે ને શરીરમાં મંદી ૧ રહેવા પામતી નથી. એ કાયિકર વિજળી, મદ ચાલથી અને તેના પ્રવાહનો પ્રસાર ૩ બરાબર ન રહેવાથી શરીરમાં ઘણાક વિકાર ઉત્પન્ન થાયછે. માટે હગામણુ,તાવ,સંધિવા, પક્ષવાયુ, તંતુ તથા લોહીની વ્યાધિઓ મટાડવા સારૂ વૈદ શાસ્ત્રીઓ વિજળીને કામમાં લે છે.

હવે ૧) લાં પ્રકરણમા સમજાવ્યું છે તેમ ખોરાકમાંથી જુદા જુદા શરીર–રસ વાળું મલિન૪ લોહી બને છે. એ નકામા રસ બહાર કાઢી નાખવાને, ઈશ્વરે શરીરમાં જુદા જુદા ભાગ પેદા કીધા છે. એ ભાગો તરફ જ્યારે તે મલિન લોહી જાય છે ત્યારે તે ભાગ ને લોહી માંથી નઠારા રસને બહાર કાઢે છે. આંતરડાં નકામો કચરો કાઢે છે, મૂત્ર–પિંડ ૫ મૂત્ર કાઢે છે; કલેજું પિત્ત કાઢે છે. એમ શરીરનો દરેક ભાગ, મલિન લોહી જે પોતાની તરફ આવે છે તેમાંથી કેટલુંક પોતામાં લઇને, પોતાને સોંપેલું કામ બજાવે છે. એજ પ્રમાણે પુરૂષની ગોળી માંહેની ધોરી નસની બારીક જાળમાં જ્યારે તે લોહી ફરતું ફરતું આવે છે, ત્યારે તે લોહીમાંથી "ધાતુ તથા ૬ વીર્ય" પેદા થાય છે. ગોળીમાં આસરે આઠસો પાતળી તથા બારીક નળીઓનું ગુંચળું છે. દરેક નળી ૧ ફુટથી ૩।। ફુટ સુધીની લાંબી હોય છે. એવી બે બે ત્રણ ત્રણ નળી એકઠી થઇ, દોરીનાં જેવાં, પણ પડાના આકારનાં, આસરે ત્રણસો ગુંચળાં બને છે. એ ગુંચળાં પર નસોની જાળ પથરાયલી હોય છે, ને તે નસોનાં લોહીમાંથી ધાત તથા વીર્ય થાય છે. હવે એ ગુંચળાંના છેડા, એક બીજા સાથે પાછા વળીને વીશેક મોટી નળીઓ બને છે. એ મોટી નળીઓ ગોળીનાં પડમાંથી બહાર નિકળતાં એકઠી મળી જોડાઈ જાય છે અને એકજ મોટી નળી(spermatic cord થઇ જાય છે. અને સફરા તથા પેસાબના ફુકા વચ્ચે બે નાની કોથળીઓ, ધાતુ એકઠી થવા માટે, હોય છે તે કોઠળીઓ સાથે આખરે જોડાઈ જાય છે.

આ રચના ધ્યાન પર રાખતાં જણાશે કે કેટલી કેટલી નળીઓમાં લોહી દાખલ થાય છે ત્યારે તે લોહીમાંથી તેઓ વીર્ય ઉત્પન્ન કરે છે

૪ સુસ્ત ૨ શરીરની ૩ ફેલાવો.
ગંદું. ૫ ફુકશે. ૬ લોહીમાં રહેતા લોહીના જીવના રાતા દાણા પેઠાનું રૂપ બદલી વીર્યનું રૂપ ધરે છે એમ ધારણું.

લોહી તથા નસ સાથેના ઘસારાથી જેમ વિજળી પેદા ‡ થાય છેઃ તેમ બારી ક નળીઓ વાટે ધાતુનો પ્રસાર થતાં ધાતુ તથા તે નળીઓના ઘસારા-થા ※ વિજળી પેદા થતી હોવી જોઇએ, ને તે વિજળી વીર્યમાં દાખલ થવા-થી વીર્ય ગતિમાન × રહેતું હોય. ખલિત ૧ થએલું વીર્ય સુક્ષ્મદર્શક યંત્ર વડે તપાસેછે તો તેમાં "જીવ" § એટલે હાલવા ચાલવાની ચેતન શક્તિ ૨ હેલી જણાય છે. જેમ અનાજનું બીજ યોગ્ય ખાતરમાં રોપ્યાથી તે ફાટીને અંકુર નિકળે છે, તેમ પ્રાણીનું વીર્ય પોતાનીજ કે પોતાની જાતિની † ઉપજાતિનાં પ્રાણી (જેવાંકે કુતરાં, શિયાળ, ને વરૂ; કે ઘોડા, ટટ્ટુ, ને §§ ગધડોં) ની માદાનાં ગર્ભસ્થાન એટલે તે જીવન શક્તિને પોષણ કરી ઉધારનારી જગ્યા) માં પેવસ થયાં પછી દિન પ્રતિદિન ર કદમાં વધતું જાય છે. અને જયારે તેની આકૃતિ સંપૂર્ણ થઇ રહે છે ત્યારે તે ગર્ભ સ્થાનમાંથી બહાર નિકળે છે. મનુષ્ય જાતિમાં તેનો ગર્ભ સ્ત્રિનાં ગર્ભસ્થાનમાં ઉધરે છે તે દર્મ્યાનમાં તે હલકાં પ્રાણીનાં રૂપ ધારણ કરતો કહેવાય છે. જેમ કે પહેલાં પરવાળાં જેવાં પ્રાણી(zoo-phyte) નું રૂપ, પછી ગોકળ ગાય જેવાં વગર હાડકાંનાં પોચાં માંસનાં

---

૧ નિકળી પડેલું ૨ દહાડે દહાડે.

※ સરાણ પર છરી ઘસવાથી જેમ અગ્નિનાં છમકલાં નિકળે છે તેમ એ પણ થાય છે, તેને આપણે ચોંક કે નસનું ફડકવું કહીએ છી-એ. ઘણાકની આંખ કે આંગળી ફડકે છે તે એજ કારણે.

‡ Chambers' Electricity pp 103

§ અગાડી કહ્યું તેમ વીર્ય એ લોહીના રાતા દાણાનું સુધરેલું રૂપ હોય એમ દિસે છે. દારૂ, ભાંગ, ગાંજો પીનારમાં ધાતુનો ક્ષય, થાય છે તે લોહીના આ દાણા બળવાને લીધે થાય છે. એ દાણામાં જીવ છે. જ્યા-રે દુષ્ટ ખોરાકે તેઓનો બહુ નાશ થાય છે ત્યારે સ્વપ્નમાં બહુ લોક મરતાં કે મરેલાં જણાય છે. "બીજી જીવતી વસ્તુઓની માફક લોહીના દાણા પણ કોહે છે તથા મરે છે" —Huxley's Physiology

† જેવી રીતે જાતિ કે ઉપજાતિનાં પ્રાણીઓમાં એક બીજાનું વી-ર્ય જીવી શકે છે, તેવીજ રીતે એકનું બીજા—ગધેડાનું ઘોડાં—માં લોહી મરવા તોલ થાય તેટલે સુધી (તેનું લોહી નિકળી ગયા પછી) સમાવ્યું હોય (transfuse) તો તે મરતું પ્રાણી પાછું સજીવ થઇ જીવતું રહેછે, એટલે કે તેમાં લોહીના દાણા મરી જતા નથી.—*Huxley*

× જુવો Medical *A*dviser pp 53

§§ આવી ઉપજાતિનું પ્રાણી ખચ્ચર થાયછે. પ્રાચીન હિંદુઓનો મત એવો હતો કે ગધેડાનું વીર્ય બે જાતનું થાય છે. એ વીર્ય ઘોડીમાં ખચ્ચર અને ગધેડીમાં ગધેડું ઉત્પન્ન કરે છે—જુઓ અતરેય બ્રાહ્મણ—૨૭૩

પ્રાણી (mollusk)નું રૂપ પછી કીડાનું, પછી માછલીનું પછી સર્પનું; એમ એક પછી એક ચઢતા વર્ગનાં પ્રાણીનું રૂપ ધારણ કરી રહ્યા પછી તે ગર્ભ છેવટે મનુષ્યની આકૃતિનું રૂપ ધારણ કરેછે. આવાં રૂપનો ફકત ભાસ નજરે જણાયછે, તે પરથી વિદ્વજનો એવો તર્ક કરેછે કે અલ્પ પ્રાણીઓની યોનિયો, એજ પ્રમાણે, સંવૃદ્ધિ× પામી પામીને વાનર થઇ, અને વાનરની સંવૃદ્ધિ થતાં આખર ઉંચું મોટા કદનું* મનુષ્ય થયું. આ પરથી જણાશે કે અવતારના મતનું બંધારણ ક્યાં છે, અને એ મતની ફિલસુફી યોગીજન રેશમનો કીડો પતંગ્યું બને છે તેનો દાખલો આપી સમજાવે છે††

વીર્યની ઉત્પત્તિ ધ્યાનમાં લેતાં જણાયછે કે પ્રાણી પોતાનાં લોહીમાંથી બીજાં પ્રાણીને પેદા કરે છે અને પોતાની ચેતન શક્તિમાંથી બીજી ચેતન શક્તિ પોતાનાં વીર્યમાં પ્રવેશ કરી શકે છે. કુદરત પોતાના નિમિત માર્ગ પર રહી આ સઘળું પોતાની ક્રિયાવડે કર્યા કરે છે. એક

†† "પતગ્યાંના ઇડામાંથી પતગ્યું પેદા થતું નથી, પણ કરચલ્યાળા એળ (*Maggot*) પેદા થાય છે. થોડુંક સુધી એ વનસ્પતિ ખાઇને જીવે છે, અને સાપની કાચળીની માફક પોતાની ચામડી કાઢ્યા કરે છે. ત્યાર પછી તે મોટી થઇ ટુંકો, કઠણ સુવર્ણ કીડો (=Chrysalis) થાય છે. આ હાલતમાં થોડોક વખત સુધી મુડદાળ થઈ સ્તબ્ધ પડી રહે છે. પછી તેમાંથી ફાટીને પતંગ્યું નિકળી આવે છે. એ પતંગ્યાંની પાંખો પ્રથમ તો નરમ તથા ટુંકી હોય છે ને પછી તે મોટી થાય છે. આથી કરી અસલ યુનાનીઓ એને આત્માની નિશાની તરીકે સમજતા".—Chambers.

"એળની અંદર ત્રણ જંતુ એકી વખતે એકેકની અંદર રહે છે. સઘળાંની પાચન ક્રિયા એકજ હોય છે ને લોહીનું ફરવું પણ એકજ રહે છે. એની પાંખો, સુંડ સૌ એ એળ તથા કીડાની પહેલી બે કળચળીમાં વિંટળાઇ રહી સંકોચાઇને રહે છે. એળ વાળું ચામડું મરીજઇ ખરી પડે છે, કે તે જંતુ કીડાના ઘાટે માલમ પડે છે, એ કીડાનું ચામડું મરી ગયું કે પતંગની પાંખો તથા સુંડ છુટી પડે છે ને પતંગ્યું થઇ નિકળે છે."—Paley કામળીઆમાંથી મગતરાંની ઉત્પત્તિ આવીજ રીતની છે.

એ પ્રાણીનાં શરીરનો ઘાટ બદલાયછે પણ જીવ તો એકનો એક ને તેનો તેજ રહેછે

* પ્રથમ મનુષ્યનાં કદ વિષે આ જુઓ—લંકામાં રહુન (Pico de Adam) પહાડ પર એક પગલું છે તે આદમનું છે એમ કહેવાયછે. એ પગલું બે વેંટ ઉપરનું લાંબું છે." Knox's Account of Ceylon.

× ઉંટની ખૂંધ વિષે પણ એમ કહેવાયછે કે તેની ખૂંધ આગળ ભાર લાદવાથી તેને આંટણ પડયાં. એવાં આંટણ વંશ વધતાં વધતાં સખત માંસના ગાંઠ થતાં ગયાં ને છેક આખરે આવી ખૂંધનો આકાર ધર્યો.—Paley.

નાડીમાં અનેક જીવ રહે છે અને તેઓ ઠાવાંશમ આપણાં શરીરમાં રહે છે. એ શરીર તેઓની મોટી દુનિયા છે, અને એ દુનિયાનો સૃષ્ટિ-ક્રમ સાધિક થવાથી તેનું જીવતું રક્ષણ કરવું એ ઉત્તમ સમજ શક્તિ પર આધાર રાખે છે.

સૂર્ય નારાયણના અખૂટ ભંડારમાંથી તેનાં કિરણ દ્વારે[૧] આપણાં બ્રહ્માંડમાં[૨] બધી તરફ વિજળી પ્રસરે છે. આપણી પૃથ્વિના ગોળાની આસપાસ તેમજ અનંત આકાશમાં પણ એનો પ્રસાર છે, તે એ અને, એના જેવા બીજા સૂર્યો વડે છે. તે સર્વ અનંત†અવકાશ(etherial sky) ને વેદાંતીઓ "ઈશ્વર" કહે છે, એટલાજ માટે સર્વ વ્યાપક,[૩] સર્વજ્ઞ, સર્વત્ર, સર્વ કર્તા, સર્વ દૃષ્ટા,[૪] સર્વ શક્તિમાન, સર્વાત્મા, સ્વપ્રકાશી અને એવા એવા અનુમાન વડે અનુક્રમે નિકળતા, બીજા ગુણો ઇશ્વરને પ્રાચીન આર્યોએ લગાડયા છે.

આપણે આર્ય લોક સૂર્ય-ભક્ત બની આપણાં સૂર્ય-મંડળ વાળા સૂર્યની ભક્તિ કરીએ છીએ તથા તેને આરાધીએ છીએ તે ઉપર વર્ણવેલાં ઉંડાં ડહાપણથી તેમ કરીએ છીએ.

આ સઘળાં સવિસ્તર[૫] વર્ણન પરથી આત્મા એ શી વસ્તુ છે, અને તેની ઉત્પત્તિ ક્રમ તથા ક્યાંથી થાય છે, તે સુજ્ઞ જન વિવેક વડે સમજી શકશે. માંસની જીવન-શક્તિ, જે લોહી તે જ્યારે મારામારી, વાઢકાપ, કે ક્રમોતની ઈજાએ જીગર-બંધમાંથી કે મગજમાંથી નાડી ફાટીને નિકળી જાય છે, ત્યારે કાયિક વિજળી તથા લોહી વચ્ચેનો સંબંધ તુટી જવાથી જીવ બહાર નિકળી પડે છે* શરીરમાંથી જીવ નિકળે છે ખરો પણ ક્રમો-

---

૧ મારફતે. ૨ સૃષ્ટિ. ૩ બધે પથરાયલો. ૪ સઘળું જોનાર. ૫ વિગતવાર.

† કારણકે ઇશ્વર એ એક ફક્ત અનાદિ તથા અનંત પ્રકાશ છે ને એ સર્વ પ્રકાશ તે અવકાશમાં સમાયલોછે. તે પ્રકાશથી સૂર્યનો પ્રકાશ ઉત્પન્ન થયો છે. "તેની હજુરમાં સૂર્ય પ્રકાશતો નથી, નહિં ચંદ્ર કે નહિં તારા; વિજળી પોતે જણાતી નથી; ત્યારે અગ્નિ છે શું !"—વેદ.

* કાયિક વિજળી લોહી સાથે ફરતી ફરેછે તેથી. જ્યારે લોહી સાથે કાયિક વિજળીનો પ્રવાહ નિકળી જાય ત્યારે તેની સાથે આત્મા પણ નિકળી જાય. "એવું છતાં કરચલાંનાં શરીરમાંથી તેનું હૃદય કાઢી લેછે તોયતે છુટું પડેલું હૃદય ઘણા દિવસ સુધી જીવતું રહે છે અને લોહી બંધાઇ જતું નથી."—Hxxley

તે, આપઘાતે, કે મારફાડે એકદમ મરનારનો જીવ માંસમાંથી તદ્દન નિકળી શક્તો નથી, કંઇક લાશમાં રહી† જાય છે. એ જીવ ગંદાં પાણીની વરાંળની માફક ડોળાયલો અને બીનાસ વાળો રહે છે. તેનું આકર્ષણ તથા વળણ પોતાની કે કોઇની લાશ× તરફજ રહે છે તેથી તે આ પૃથ્વિ પર ભમતો રહે છે. માણુસ જેમ કુમાર્ગી તેમ આ વળણ વધારે, ને જેમ નૈષ્ટિક ને સદાચારી તેમ તે વળણ ઓછું રહે છે. મરતી વખતની વાસના તેમાં કંઇક વધ ઘટ કરી શકે છે. એથી યોગી જેવા કજાએ મરનારનો જીવ વિશેષ પીડાતો નથી. પાકી વયે સ્વભાવિક મોતે મરનારનો જીવ પોતાની મેળે તદ્દન નિકળી શકે છે. એટલા માટે સમજુ માણસોએ આત્મઘાત તથા કમોત ધિક્કારી અંત-સુખ હમેશ ધ્યાનમાં રાખવું જોઈએ.

જેમ એક ખુબ સુરત સુલક્ષણી,૧ લાડકવાયું બાળક માબાપ સિવાય કોઇ બીજાના હાથમાં હોય, કે બીજાનાં ઘર કે બીજાં શહેરે લઇ જવાયું હોય, ત્યારે તે પોતાનાં માબાપ પાસે જવા તથા તેમના પેટમાં ભરાવા માટે ટળવળે છે, ને આખર ત્યાં જાય છે ત્યારે ખુશી ને સંતોષ માની ચુપ થઈ શાંત બેસેછે: તેમ આત્મા જ્યાંથી મૂળ આવ્યો ત્યાં ને ત્યાં પાછો જવા ઇંતેજારી રાખે છે, અને અગ્નિ શુ અગ્નિ મળે છે તેમ પોતાના જાતી સંબંધ વડે પરમાત્મામાં એકતા પામવા માગે છે, પણ દુષ્ટ આચારી૨ જીવ વચ્ચે આડ્યા કરે છે.

હવે "જીવ" એ શું છે તે જાણવું જોઈએ. જીવ એ આત્મા વડે ચાલતી ક્રિયાનું પરિણામ છે. પ્રાણ અને તેના જેવી શરીરમાં ચાલતી બીજી ક્રિયાંઓ વડે જીવ શરીરમાં ફરતો રહે છે. પ્રાણીનાં પેટની હાલચા-

---

†*Magus* Book2, p·20 ૧ સારાં લક્ષણવાળું. ૨ ખરાબ ચાલનું.

× વીર સાધુ વીર સાધવા માણુસનાં માથાંની ખોપરી કાળી ચૌદસને દિવસે શોધે છે. ખોપરીમાં છેવટ સુધી જીવ ભરાઇ રહી આખરે નિકળેછે તેથી દુષ્ટ આત્માને તે વધારે ગમે છે. એથી ઉતરતી વસ્તુ લોહી છે (Cabala. p.102) દુષ્ટ આત્માને તુષ્ટ કરવા એટલા માટે ભુવા બકરાં મરઘાંનો ભોગ આપે છે. ઉતારમાં પણ એવી દુષ્ટ વસ્તુઓ મુકાવે છે તે તેને લલચાવી બહાર કાઢવા માટે મુકાવે છે. એવા દુષ્ટ આત્માને પોતાનાં હાડકાં અને પોતાની સ્વધામની જગા પર વધારે પ્યાર રહે છે; માટે સ્મશાન કે કબરસ્તાનમાં નાદાની કદી પણ કરવી નહી.

સ પરથી આપણે સાધારણ રીતે જાણીએ છીએ કે તેમાં જીવ છે. શરીરમાં લોહી હોવા મુજબ જીવની શક્તિ વધતી ઓછી રહે છે. કેટલીક વારતો જીવના ગુણ જે જીવન શક્તિ, તેજ કે ચેતન શક્તિ, તેને જીવ કહેછે. જેમકે 'જીવતું†' લોહી, 'જીવતું' પાણી, જીવતા અંગારા. જીવ મનુષ્યમાં તેના જન્મથી કાયા જોડે વળગેલો રહે છે, અને તેના મુઆ પછી તેના આત્મા જોડે ભળી જાય છે. આત્મા તથા જીવ§ જોડા જોડ રહે છે તેથી તેમને યહુદી તથા ઇસલામી સાલેક "રૂહ તથા નફસ" કહેછે, પારસી "રવાન તથા ફરોહર" અને ખ્રિસ્તિ (Soul&Spirit)કહેછે. સમાધિ વખતે સમાધિ ચઢાવનારમાં જીવ જણાતો નથી, પણ આત્મા જણાય છે. જીવનો સંબંધ ફક્ત લોહીની ગતિ કે નસની સાથે લોહીનાં ધસારાથી, કે પાચન ક્રિયાથી, કે શ્વાસોશ્વાસથી, કે શરીરનાં અંગોના હાલવા ચાલવાથી પેદા થતી કાયિક વિજળીકે સાથે રહેલો છે. આત્મા નિર્ગુણ છે, ને જીવ સગુણ છે. જીવ એ કાયિક વિજળી વડે ઉત્પન્ન થાય છે ને એનાથી શરીરની ક્રિયાઓ ચાલે છે તથા ઇંદ્રિ-જ્ઞાન થાય છે. જીવ વડે માણસને વિકાર ઉત્પન્ન થાયછે અને તેથી તે ઝટ કુમાર્ગ પર ઉતરે છે. આત્મા એ સર્વેથી અલગ છે.૧ શુક્રના તારાની માફક, તે મગજે ઝળકતો રહે છે. તેને ભલાં ભુંડાં સાથે કંઈ દરકાર નથી. જેમ હીરાના જાતિ ગુણ ઝળકાટ તથા કઠણાઇછે: તેમ આત્માના જાતિ ગુણ—"સત્ય, પ્રકાશ, આનંદ, અને અમરતા"છે, પણ જીવ તો* ઇંદ્રિઓ વડે જાણનારો અને કર્તા તથા ભોક્તા૨ છે. જેમ નદીનાં મોજા વાળાં પાણીમાં ચંદ્રમાની પ્રતિમા૩ રોળાતી દેખાયા કરે છે. તે-

૧ જુદો, દુર. ૨ ભોગવનારો. ૩ પડછાયો.

* જીવને આત્મા જાણી ચાવાક માર્ગ વાળા છેતરાતા દિસે છે.

† અંગ્રેજીમાં પણ એજ રૂઢિ દિસે છે, જેમકે living gold,living fires,vital blood.

§ શરીરમાં ચાલતી રસાયણી તેમજ યાંત્રિક ક્રિયાઓથી કાયિક વિજળી પેદા થાય છે, અને એ વિજળીને લીધે કાયિક ચમક—આકર્ષણ શક્તિ (*Animal Magnetism*) પેદા થાય છે, એમ ધારૂંછું. પૃથ્વિ પર પણ આ શક્તિ છે તે પણ તે પર આવતી સૂર્ય-પ્રકાશની વિજળીને લીધેછે(જુઓ Ganot's Electricityp516)સૂર્ય-પ્રકાશ એ પણ આકર્ષક તથા નિરાકર્ષક વિજળીઓના સંયોગની ક્રિયાનું ફળ સમજુંછું. વિદ્યુત જનક યંત્રના બંધો પાસાંના તારને પાસો પાસ પણ શહેજ અલગ રાખી બન્ને વિજળીનો સંયોગ જોતાં તે સફેદ, સૂર્ય-પ્રકાશ જેવોજ પ્રકાશ દેખાયછે "સજીવી વસ્તુની આસપાસ તેમને વિંટળાઇ રહેલો ગોળો માલૂમ પડે છે... આ બાફને હું જીવ(spirit)કહુંછું"—Temple of Rosy Cross

એક ચંદ્રમાના અનેક ચંદ્રમા દેખાય છે; તેમ શરીરના વ્યાપારમાં જીવ ડોળતો રહે છે, અને ડોળાતાં ડોળાતાં અનેક રૂપે દેખાય છે. જેમ પહાડનાં શિખરે, અડી રહેલો જણાતો, તેજસ્વી તારો વાદળાંના બાદના ગોટે ગોટા વચ્ચે આવવાથી આપણને દેખાતો નથી, પણ વાદળાં ખસ્યાં કે તે તારો આપણાપર સરસ પ્રકાશ નાખે છે: તેમ વિકારના વિચાર તથા તેમની ક્રિયાઓને લીધે, આત્માનો પ્રકાશ ઝગજે વ્યાપતો[2] નથી, જ્યારે વિકારો મંદ થઈ જઈ દબાઈ જાય છે ત્યારે, જાતી તેજવાળા નક્ષત્રની પેઠે આત્મા પોતાની મેળે ઝળકી નિકળી મુક્તિને તેજસ્વી કરી મુકે છે; એથી ઉલટું, જીવ તો સુમાર્ગે ચઢવાના રસ્તા પર આડે આવી મનુષ્યને ત્યાંથી પાછું હઠાવે છે. જેમ પ્રકાશ માટે એક દીવાને બીજો દીવો જોઈતો નથી, તેમ આત્માને કોઈ બીજો પ્રકાશ જોઈતો નથી ને પોતાના જ્યોતિ તેજ વડે પ્રકાશે છે. જીવ તો સઘળી વેળા આંધળો રહે છે. અને સઘળી તરફનું ઈંદ્રિ-જ્ઞાન પુરૂં ધરાવે છે.

માટે કુમાર્ગે દોરવનાર જીવ છે. તેની લગામ આપણા હાથમાં રાખીને તેના પર આપણાથી બનતી સઘળી સત્તા આપણે ચલાવવી જોઈએ. જો તેમ થાયછે તો આપણને સુકૃત ને સારૂં માઠું સુઝે છે, કે જેથી ફરી પાપની વાટે પગલું મુકતાં આપણે ડરીએ છીએ અને અકૃત કરતાં પાછા હઠવાનું મન કરીએ છીએ. બહુ વેળા લોહી તથા મનવડે ઉત્પન્ન થતી ભાવનાને જીવ કહેછે. ભાવના પર ડહાપણની આંખે અમલ તથા સત્તા ચલાવવી એ વિવેકી મનુષ્યનું પહેલું કામ છે. કુદરતનો પ્રથમ નિયમ એ છે કે જેમ બને તેમ જેવા આપણે મા પેટે નિર્દોષ જન્મ્યા તેવાજ નિર્દોષ મરતાં સુધી રહેવું, અને કુદરતનાં શુભ વળણ વડે મળતા માત્ર સારા ગુણો ગ્રહણ[3] કરવા; એ ગુણો વડેજ આપણને સર્વોત્તમ, ખરૂં સુખ મળે છે. એ વિષે મહા પ્રાચીન કાળના મૂળ આર્યભૂમિના અગ્નિ-હોત્રી કહેછે કે "શુદ્ધ નિયમ[4] શ્રેષ્ટ છે. ધન્ય છે, ધન્ય એને! એ કે જે પરમ-પવિત્રતા માટે નિયમ!"

હવે હિંદુ યોગીના મત પ્રમાણે "પ્રાણ" શું છે, તે વિષે પણ થોડુંક

---

૧ ક્રિયા. ૨ ફાવી રહેતો. ૩ પકડવા. ૪ પવિત્ર રહેવું, સંતોષ, તપ, સ્વાધ્યાય ઈશ્વરને કર્મઅર્પણ કરવાં એ ક્રિયાનું એકત્ર નામ તે નિયમ. નિયમ એ યોગનું બીજું સાધન છે.

સમજવું જોઈએ. તે ફકત ચાલતા શ્વાસની ક્રિયા છે. તે કેમ પેદા થાય છે તે પહેલાં પ્રકરણમાં પ્રાણાયમના વિષયમાં પુરતી રીતે સમજાવ્યું છે. એ પ્રાણને મુસલમાન સાલેક 'નફસ' એટલે દમ કહે છે. યોગીઓ કહે છે કે જીવન શક્તિ એ પંચ પ્રાણનું માત્ર પરિણામ છે, અને "પ્રાણ" એ પંચ–પ્રાણ માંનો એક પ્રકારનો વાયુ છે. મહા પ્રાણની જુદાં જુદાં ઠેકાણે ચાલતી પાંચ જુદી જુદી ક્રિયાને પંચ પ્રાણ કહે છે: પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, તથા સમાન એ પાંચો પ્રાણ છે. તેમની દરેકની રહેવાની જગા, હૃદયસ્થાન, ગુદસ્થાન, આખું શરીર, કંઠસ્થાન, અને નાભિસ્થાન (=અંતઃકરણ, આંતરડાં, આખુંશરીર, ગળું, અને ડૂટી) છે

એ સઘળાં પાંચે નામો સં.–અન્= શ્વાસ લેવો, એ ધાતુ પરથી છે, "પ્રાણ" (=પ્ર–અન્–અ) એ વાયુની ક્રિયાએ ભુખ તરસ લાગે છે અને તેનું ઠામ અંતઃકરણ છે. "અપાન" (=અપ–અન્–અ) એ વાયુ નિચલાં આંતરડાંમાં રહે છે ને તેની ક્રિયાથી મળમૂત્ર નિચે પડે છે. "વ્યાન" (=વિ–આ–અન્–અ)એ વાયુ આખા શરીરમાં રહે છે અને તેની ક્રિયા વડે શરીરમાંથી મેલ નિકળે છે. "ઉદાન" (=ઉત્–આ–અન્–અ) એનું ઠેકાણું કંઠમાં છે ને એ વાયુવડે શ્વાસક્રિયા ચાલે છે. એ વાયુ નાડીઓમ થોડો ઘણો રહે છે. "સમાન" (=સં–અન્–અ) એ વાયુનું સ્થાન ડૂટી આગળ છે; તે ખાધેલાં–પીધેલાં સાથે હોજરીમાં મળી જઇ તે સર્વને પાચન થવા લાયક બરાબર કરી મુકે છે ને તેથી ખોરાક પાચન થાય છે. §

ખરૂં જોતાં શ્વાસમાં લીધેલી હવા શરીરમાં જુદા જુદા ભાગો તરફ જવાથી તે દરેક ઠેકાણે જુદીજુદી ક્રિયા ચાલે છે તેથી, તથા ખોરાકનાં તત્વો રસાયણી ક્રિયાએ છુટાં પડવાથી તેના સંબંધે રહેલા વાયુ છુટા પડયાથી તે વાયુ જુદાં જુદાં રૂપ ધારણ કરે છે, એમ આપણે હાલની વિદ્યાએ ધારી શકીએ. પ્રાણ કેમ ચાલે છે તથા ટકે છે તે વિષે હિંદુ યોગીનો આવો મત છે, અને સાલેકનો મત વળી જુદોજ છે. ખોરાક ખાધા પછી શી ક્રિયા ચાલે છે કે જેથી મનુષ્ય જીવે છે, તથા તેના શરીરમાં લોહી કે વીર્ય થાય છે તે વિષે તેનો મત એ છે કે શરીરમાં આઠ જાતનાં કવત (Powers)છે તેઓ વડે સઘળી ક્રિયા ચાલે છે.

આ પાંચોમાં શ્વાસ ક્રિયા ચલાવનાર પ્રાણ, અગત્યનો છે. જ્યાં સુ

§ જુઓ વિચાર-સાગર.

ધી મનુષ્યને નિર્મળ, સ્વચ્છ હવા મળે છે ત્યાં સુધી તેને કશો વ્યાધિ થતો નથી. રોગનાં મુખ્ય બી ખરાબ પાણી ને ખરાબ હવા છે; જ્યાં એ હરદો ૧ નિર્મળ રહે ત્યાં રોગ વ્યાપી શકતો નથી. એ બધેને નિર્મળ રાખવા તથા સ્વચ્છ કરવા સારૂ, શાસ્ત્ર-વિધિઓ છે. પ્રાણ શુધ્ધ અને શક્તિવંત હોય તોજ ઈચ્છાના પ્રવાહ જોરમાં ચાલે; પ્રાણ છે તોજ ફેફસામાંનું લોહી નિર્મળ બની રક્ત ૨ થાય છે. એ પ્રાણની ક્રિયામાં વિચાર અને સ્વપ્ન થાય છે. શુધ્ધ પ્રાણ વડે યોગીને અગમ નિગમનુ ૩ જ્ઞાન રહે છે, એટલુંજ નહિં પણ સાચા આદમીમાં ઉત્પન્ન થતા વિચાર તે વડે તે સમજી લેછે. યોગીઓ મનસોચ્ચારણ ૪ કરે છે તે એટલાજ હેતુથી કે તેમ કરતાં કરતાં ઇશ્વર-વિચારમાં મન જવાથી પ્રાણની ગતિ સરખી અથવા તો મુસલમાન સાલેક કહે છે તેમ "દમ એકસાન" થાય છે; ને જ્યાં દમ એકસાન થયો ત્યાં વૃદ્ધ તો શું પણ ઉછરતાં છોકરાંને પણ અગમનિગમનું જ્ઞાન થાય છે §

હવે પ્રાણાયમ વિષે કંઈક જાણવું ઠીક પડશે, કારણકે તે તો યોગીનું મુખ્ય સાધન છે સ્વરોદય શાસ્ત્ર પ્રમાણે હિંદુયોગીનો એવો મત છે કે બરડાના કાંઠાનાં હાડકાંનો નિચલો ભાગ, જે કોયલની ચાંચ જેવો હોય છે અને જેને ધુઘરાનું હાડકું કહે છે, તેમાંથી ત્રણ મોટી નાડીઓ નિકળી માથાં સુધી જાય છે. પહેલી જે નાડી જમણી બાજુથી નિકળે છે તેને "ઇડા" કહે છે, બીજી ડાબી તરફથી નિકળે છે તેને "પિંગળા' કહે છે, અને ત્રીજી એ બન્ને વચ્ચેથી જાય છે તેને "સુષુમ્ના" કહેછે, એ ત્રણે નાડીઓ વાયુથી ભરેલી રહે છે. ઇડા નાડી જો જોરથી ચાલતી હોય છે તો નાભિ-ચક્ર (ડુંટી) આગળથી ઉત્પન્ન થનો શ્વાસ જમણાં નસકોરાં માંથી

---

૧ બન્ને.

૨ લાલ લોહી. ૩ ભૂત-ભવિષ્ય. ૪ મનની બંદગી; ૫ શુદ્ધ અંતઃકરણે રામ નાંમ ભજવું તે.

§ ઈરાનના પાદશાહ ગુસ્તાસ્પના પૌત્ર, બહમનમાં મનસોચ્ચારણથી, આ શક્તિ આવી હતી. "(ઝાલ અકસર ઓકાત મીફરમૂદ કે ઈ પિસર ફિરસ્તા અસ્ત, ચે ઇતિલાઅ બર ઝમાયર વ ખબર દાદન અઝ મુગીઆદ વ ઇખતઅલામ કરદન અઝ વકાઇએ મુસ્તકબિલ બર તનઝાએ નફસે નાતિકા ઓદાલ અસ્ત=)ઝાલ ઘણીક વેળા કહેતો કે આ છોકરો ફરેસ્તો છે. છુપા ભેદો વિષે કેટલી ખબર, અદ્દષ્ટ વાતો વિષે ખબર આપવી; ભવિષ્યના બનાવો વિષે જાણ કરવી; બોલતા દમની પવિત્રતાએ તે યોગેશ્વર છે.',—શારેસ્તાન

નિકળે છે: પિંગળા નાડી જોરથી ચાલતી હોય છે તો ડાબાં નસકોરાંમાંથી શ્વાસ નિકળે છે, અને સુષુમ્ના નાડી ચાલતી હોય છે તો બંધે નસકોરાંમાંથી શ્વાસ સરખી રીતે નિકળે છે. એમ નસકોરૂં દાબ્યાથી અને શ્વાસ અંદર ખેંચી દમ ઘુંટયા કીધાથી તે પ્રાણ, એટલે શ્વાસ, વચલી નાડીમાં અટકી રહે છે, શરીરના નિચલા ભાગમાં તે ઉતરવા પામતો નથી, અને બ્રહ્માંડમાં, એટલે તાળવે, રુંધાઇ રહે છે: પણ તેમ કીધા અગાઉ, પવિત્ર સ્વચ્છ જગાપર યોગી પોતાનું આસન સ્થિર કરી, ઘણું ઉંચું નહિં તેમ ઘણું નિચું નહિં એવાં સ્થાન પર બેસે છે; શરીર, માથું તથા ગરદન સમાન રાખી નિશ્ચળ ભાવે બંધ આંખે નાકની અણીપર અંદરખાનેથી નજર તાકી રાખે છે. આ ક્રિયા હઠ યોગ—અભ્યાસીનાં ષટ્ કર્મો પૈકી ત્રાટક કર્મ કહેવાય છે. એમ મનને એકાગ્ર[1] કીધા પછી પરમાત્મા સાથે જીવાત્મા[2]નો યોગ તે યોગીજન કરે છે. તે ક્રિયામાં યોગી જયાં નજર તથા ચિત્ત ચોંટાડે ત્યાં સ્થિર બળતો દીવો જુએ છે; અને તેજ તે આત્મા—દર્શન[3] સમજે છે. પણ એક મુનિ—શિખર[4] માત્ર સમજી શકશે કે તે દીવો ખુદ આત્માનો પ્રકાશ નથી. આત્મ—પ્રકાશ જેને સાલેક "નૂરે રૂહ" કહેછે તે ઓર તરેહનો તથા જુદીજ રીતે પેદા થાયછે. તે ૧લાં પ્રકરણમાં ૭-૧૧માં પાનાંમાં વર્ણવેલી સ્વપ્નાની લીલા ધ્યાનથી વાંચતાં સમજાશે. માણસ દીવાના સન્મુખ સુએ છે, ત્યારે તેના કિરણો તેની આંખોપર સીધાં આવે છે. એ કિરણો તેની આંખોનાં પોપચાંપર બહુ વાર સુધી પડયાથી તેઓ ડોળા પર એવો આભાસ ‡ ઉત્પન્ન કરે છે કે તેથી જેમ ઉંઘમાં એવું જણાય કે લાહ લાગી, અગ્નિ ઉઠી, ભડકો થયો. આથી તે ચોંકી ઉઠીને જુએ છે તો તેમાંનું કશું જણાતું નથી. તેમ શિખાઉ યોગી જે સ્થળે નજર જડ જેવી કરી ચોંટાડી મુકે છે ત્યાં, હું જો ભુલતાનો ન હોઉં તો, કાયિક વિજળીનો અટકી રહીને એકઠો થયલે

---

૧ એક ચિત્ત. ૨ જીવવાળો આત્મા. ૩ આત્માનું દેખાવું—દેખાવ. ૪ મુનિઓમાં વડો, યોગેશ્વર.

‡ વગડાઉ જડી બુટ્ટી વેચનાર ગામડી વૈદ આપણી હથેલી પર અમુક જાતનું પાતળું હલકું તેલ મુકે છે તો ને તેલ જરાક વારમાં હથેલીની નિચે ઉતરી તેની બીજી બાજુએ દેખાય છે, કારણ કે હાથનાં ચામડાં તથા માંસનાં છિદ્રમાં થઇને તે તેલ નિચે ફુટી નિકળે છે: તો પછી આ કિરણો પોપચાંની પાતળી ચામડી વાટે ડોળાની સપાટી પર આભાસ ઉત્પન્ન કરે તેમાં શી નવાઇ!

પ્રવાહ જ્યોત જેવો દેખાય છે આંખની અંદરની બાજુએ નજર તણા-યાથી ડોળાની નસો લોહીએ ભરાઇ ગયાથી ડોળાની પછાડી રહેલા-દૃષ્ટિ-તંતુ પર દબાણ લાગ્યા ને લીધે, કે અટકી રહેલો કાયિક વિજળીનો પ્રવાહ પોતાનું જોર પાછું મારતો હોય તેને લીધે, તેનો આભાસ પ્રકા-શ રૂપે દેખાતો હોય, ¶ તેથી તે યોગીની આગળ કોડિયાં કે ટમ્બલરમાં જેવો દીવો બળતો હોય તેવોજ, કોડિયાં કે ગલાસમાં બળ-તો દીવો જણાયા કરે છે; જો તે સિંહાસને બેઠો હોય છે તો તે સબળ તાથી જણાય છે. જેમ બહારની પવિત્રાઇએ હવા તથા શરીર સાફ ર-હે છે, તેમ મનસોચ્ચારણે[1] મનની સફાઇથી મન સ્વચ્છ સફેદ ઝ-ળકારે દીપે છે. એ ઝળકાટ આરસીના પારાના આબ જેવો હોય છે તેમાં સર્વ ચિતાર નજર આવે છે. મનની સફાઇનાં પ્રમાણમાં તે ઝળ કાટ વાળો પ્રકાશ પહેલાં નાની જ્યોત જેટલો, પછી દીવા જેટલો, પછી તારા જેટલો, એમ વધતો જાય છે. તેની સાથે મગજે ખુશબો આવે છે ને કાને મધુર રાગો સંભળાય છે. દમ ઘુંટતાં કાનના તંતુઓ તથા હાડકાં † પર થતા ઝણઝણાટને લીધે તે મધુ સ્વરને કંઇક મળતો ઝાંખો અવાજ સંભળાય છે. સત્વ ગુણ ગ્રહણ કરી પ્રાણાયમ કરતાં તેનાં પરિણામ તરીકે આ સઘળું યોગીને દેખાય છે. હવે એવો જે મ-નની સફાઇ વડે સ્વભાવિકપણે પૂર્ણિમાના § જેવો દેખાતો ઝળકાટ, તે જ આત્મા-દર્શન સમજવું. દુષ્ટ ખોરાક તથા દુરાચરણને લીધે લોહીમાં-

---

૧ ઇશ્વરનું કાંઇ નામ રટયા કરવું તે.

¶ વિજળીનો આંચકો આંખમાં જાય છે ત્યારે તે રોશનીનાં ઝળાંનો દેખાવ ઉત્પન્ન કરે છે, અને આંખનાં જાળીવાળાં છેલ્લાં પડ (Retina) પરનું દબાણ પ્રકાશિત આકૃતિ ઉત્પન્ન કરે છે. જ્યાં સુધી તે દબાણ રહે ત્યા સુધી તે આકૃત દેખાયા કરે છે—*Huxley*

§ "તારા, તથા સૂર્ય, તથા ચંદ્રની આકૃતિઓ સાલેકના જોવામ આવે છે તે કદાચિત તેનો પોતાનોજ પડછાયો હોય છે":—જામે કેખુશરો.

† હાડકાંના ઘણઘણાટે અવાજ ઉત્પન્ન થાય છે, હવાના મોજાના પ્રવાહ ચલાવવામાં તે મુખ્ય સાધન છે—*Huxley* જ્યારે પ્રકૃતિ બગડે છે ત્યારે આડી ક્રિયાએ કાનમાં કસારી બોલતાં જણાય છે તે પણ આવાજ ઘણઘણાટ.

રહેલી તેની દુષ્ટ અસર ‡ જ્યારે મનુષ્યનાં શરીરમાંથી નિકળી ગઇ હોય છે, ને તે લોહી નિર્મળ (મેલ વગરનું) થયું હોય છે ત્યારે આત્મા પોતાનો જ્યોતિ પ્રકાશ, લોહી જોડે ફરતી ક્ષણિક વિજળીની મારફતે હ્રદય પર નાખે છે તેના પ્રતિબિંબનું એકત્ર રૂપ તે આ ઝળકાટ ભાસે છે; ને એ ઝળકાટ તેજ આત્માનું પ્રતિરૂપ; અથવા મુસલમાન તથા પારસી આલેક કહે છે તેમ "બાતિન૧ની સફાઇ, દિલનું નૂર" સમજવું. એ ઝળકાટ ફક્ત તીવ્ર યોગીને દેખાય છે. અતિ ધર્મિષ્ઠ જન જેઓ શાસ્ત્ર-વિધિ પુરેપુરી પાળે છે તેઓ આ ઝળકાટનો કંઈક આભાસ કોઈક વેળા જોઇ શકે છે.

જેમ આપણાં વિશ્વ વાળું બ્રહ્માંડ સૂર્ય તથા તેની વિદ્યુત વાળી આકર્ષણ શક્તિ વડે ચાલે છે, તેમ આપણાં શરીર વાળું બ્રહ્માંડ આપણા આત્મા તથા તેની શક્તિ વડે ચાલે છે. માટે યોગી કહે છે કે ઇશ્વરે પંડ૨માં પણ બ્રહ્માંડ૩ રચ્યું છે.

જેમ આપણી પૃથ્વિપર સપ્ત દ્વિપ છે; તેમ આપણાં શરીરના— ૧ માથું, ૧ ગરદન; ૨ હાથ, ૧ પેટ, અને ૨ પગ મળી–સાત અંગ છે. જેમ પૃથ્વિપર પહાડો છે, તેમ શરીરમાં હાડકાં છે. જેમ પૃથ્વિપર ઝાડ તથા વેલા છે, તેમ પ્રાણીનું શરીર તથા તેના વાળ છે. જેમ પૃથ્વિપર નદી, નાળાં, ઝરા કે જળાશય છે તેમ શરીરમાં ધોરી નસો] નાડીઓ, મોં, તથા ફુકકો છે. જેવો ધરતીકંપ છે, તેવી છીંક છે. જેવાં ખારાં, મિઠાં કે કડવાં ઝરણ હોય છે, તેવાં આંખનાં આંસુ; મોઢાંમાંની થુંક, ને નાકની નીટ છે. જેમ બહારનાં બ્રહ્માંડમાં બાર રાશી છે, તેમ પંડનાં બ્રહ્માંડમાં પણ—૨) આંખ, ૨) કાન, ૨) નસકોરાં, ૧) મોઢું, ૨) આંચળ, ૧) ડુંટી, ગૂદસ્થાન, ૧મૂત્રસ્થાન મળી–બાર માર્ગ છે.

જેમ બાહ્ય જગત સૂર્ય વડે ચાલેછે, તેમ અંતર્જગત આત્મા વડે ચાલે છે.

---

૧ અંતર ૨ પોતામાં. ૩ જગત.

‡ જે ગાયે નસો ખાધેલો હોય તેનું દુધ વરસ દહાડો સુધી પવિત્ર ક્રિયાનાં કામમાં લેવાની મના જરથુસ્તે (વંદીદાદ- ૭માં) કીધી છે તે પરથી જણાય છે કે મુએલાં માણુસ કે પ્રાણીનું માંસ જો ગાયના ખાવામાં આવે છે તો તે દુષ્ટ ખોરાકની અસર તે પ્રાણીનાં લોહીમાં એક વરસ સુધી રહે છે તો આવા દુષ્ટ ખોરાકની અસર આપણાં લોહીમાં કેમ ન રહે!

જેમ તડકાની વિજળી પૂર્વ-પશ્ચિમ ફરતી રહેવાથી જીવંત વસ્તુઓની હૈયાતી ટકી રહે છે, તેમ શરીરમાં કાયિક વિજળી ફરતી રહેવાથી શરીર નિભે છે. જેમ કકડતા તાપ તડકાએ બાહ્ય જગતમાં વિજળી વધી પડવાથી તેમાં ફરતાં માણસને લૂ લાગે છે, તેમ શરીરમાં વિજળીનો વિશેષ પ્રસાર ચલાવવાથી પણ લૂ લાગે છે.§

જેમ હિંદુ યોગી આ બે બ્રહ્માંડને "અંતર્જગત" અને "બાહ્યજગત" કહે છે, તેમ ઇસલામી તથા પારસી સાલેક તેમને "બાતિની આલમ" તથા "ઝાહેરી આલમ," કે‡ "આફાકે‡ કુચક3"તથા "આફાકે4 બુઝર્ગ" કહે છે; અને યહુદી તથા અંગ્રેજ કબલા પંથી *(cabalist) તેને Microcosm તથા Macrocosm કહે છે.



## પ્રકરણ ૬ ઠું.

## ધર્મ, આસ્થા, ક્રિયા.

આત્મા, જીવ, તથા પ્રાણ એ શી વસ્તુઓ છે, ને તેઓ કયાં રહે છે, તેમનો ઉપલક દેખાવ જોયા પછી, ધર્મ કે જેને માટે ઘણી વેળા માણસ પોતાનો જીવ આપવા તૈયાર થાય છે તે શું છે તે જાણવા માટે સુજ્ઞ જનને ઉત્કંઠા1 થયા વિના રહેશે નહીં.

મારી અલ્પ બુદ્ધિ મને ભુલાવામાં ન નાખતી હોય અને મનપર ખોટો આભાસ ન પાડતી હોય તો, જીવ અને આત્માની શુદ્ધતા તથા દેહનો સજાપો જાળવી રાખવા માટે કુદરતનાં સારાં વળણને જાળવી રાખવાના, તેમની નિશ્ચય પૂર્વક વૃદ્ધિ કરવાના, તથા તેમનો સારો, ઘટતો, જોઈતો, તથા ઉત્તમ ઉપયોગ કરવાના નિયમો, કે જે દરેક માણસે ધારણ કરવાના કિંવા ધારણ કરેલા હોવા જોઇએ, તે નિયમોનો જે સમુદાય,2 તેનું નામ ધર્મ. એને પારસી તથા મુસલમાન "દીન" કહે

---

૧ હોંસ. ૨ સંગ્રહ. ૩ નાની. ૪ જહાન, દુનિયા.

§ જુઓ Thermo Electricity by Ganot. p.494

‡ એનેજ કેટલેક ઠેકાણે પારસી ધર્મમાં "હાડમંદ દુનિયા"(Bony worlb) કહી હોય એમ ધારૂં છું. ઝંદમાં "અસ્તવધ તિનાંમ ગએથા"=હાડકાંઓની દુનિયા, હાડકાંઓનો વાડો, હાડકાંઓનું પ્રાણી, અર્થ થાય છે.

* જુઓ Magus p.3 by F Barrett

છે. એ "દીન" શબ્દ ફારસી છે, તેની ઉત્પત્તિ ઝંદ ભાષા, જે સંસ્કૃતની વડી બહેન છે તેના ઝ. "દએના" શબ્દ પરથી છે. એ દીન શબ્દની ખરેખરી ખુબી મુસલમાન, કે પારસી સાલેક માત્ર સમજે છે; કારણ કે મનુષ્યને યોગ એટલે 'સલુક' ના રસ્તા પર ચઢાવવા સારૂ જેજે નિયમો યોગીની નજરે સર્વોત્તમ દેખાયલા તેમની સમજુત § તે આપે છે. ધર્મ ચલાવનારા યોગીજન હતા ને તેઓ ગુફામાં રહી યોગની તીવ્રતા મેળવતા—જરથુસ્ત ઉશીદરેન પહાડમાં, મુસા સીને પહાડમાં, મહમદ હુરપહાડમાં, વેદના રૂષિઓ હીમાલય પર્વતમાં, શાક્યમુનિ રાજગૃહનાપહાડમાં—એમ દરેક જણ એકાંત વાસ પ્રસંગ કરતા.

ત્યારે ધર્મ એ મનુષ્યની કલ્પના શક્તિનું પરિણામ નથી; પણ યોગેશ્વરનું હૈયું ખુલી તેના મન પર થયલી† જી

§ જુદા જુદા ધર્મની આજ્ઞાઓમાં વખતે કંઇક ફેર જણાય છે તે એટલાજ માટે, કે તે ધર્મના ચલાવનારા યોગની પાળ પર રહી, કે અર્ધ રસ્તે જઇ આવી, કે તે આખો પંથ ફરતાં જે જે અંતર-દૃષ્ટિએ દેખાયલું તે વર્ણવે છે. મહમદ પેગમબરે "સલુક"ના રસ્તે પડયા પછી શરૂઆતમાં જે દેખાવો દેખાય છે તે વર્ણવ્યા છે, ઇસુ ખ્રિસ્તે સિદ્ધ પુરૂષ તરીકે જે જોયલું તથા કીધેલું તે વર્ણવ્યું છે, જરથુસ્તે યસ્તોમાં મહમદ પેગમબર માફક વર્ણવ્યું છે, પણ વંદીદાદમાં તીવ્ર યોગીની નજરના દેખાવ બારીકીથી દેખાડયા છે.

† "આત્માને અદૃષ્ટ કરનાર પડદા, જેને સાલેક "ગેબતે રૂહ" કહે છે તેમનો પ્રકાશ સૂર્યના ઝળકાટથી પણ વધારે હોય છે; અને તે ઘણાખરા પીઠ પાછળથી દેખાય છે, અને કોઈ વખત શુક્રના તારા માફક કે તેથી પણ સારૂ સાલેકની આંખમાં જઇ તેનાં સઘળાં શરીરમાં પેવસ થઈ તેને આ દુનિયાથી બેહોશ કરેછે. જ્યારે સાલેક પાછો શુદ્ધિમાં આવે છે ત્યારે ઘણીક વિદ્યા તથા વિદ્વત્તા જે કદી તેના દીઠામા કે સાંભળ્યામાં પણ ન આવી હોય તે પોતાનાં મનમાં આવી ગયલી જાણેછે." જામે કેખુશરૈ.

ખરી પ્રેરણાનું[1] ફળ છે એમ સમજવું. અગાડી વર્ણવેલી સઘળી બાબતને એકંદર ચિતાર વિવેકી જન નજરમાં રાખશે તો જણાશે કે પ્રાણી એ ઇશ્વરનાં પ્રૌઢ[1] ડહાપણની અજબ તરેહની બનાવટ છે, ને તેમાં મનુષ્યની બનાવટ, તેની ઉત્તમ બુદ્ધિ વડે, સર્વોત્કૃષ્ટ[2] છે. તેના વિકાશ તથા મનની ક્રિયાનો વ્યાપાર જોતાં, જેમ લોહીની પૂરાત તથા જાળવણી માટે માણસને ખોરાક આવશ્યક જોઇએ છે, તેમ શરીરની તથા આત્માની સલામતી માટે તેમજ તેના જાતી સ્વભાવની દુષ્ટ ચાલ છોડાવીને તેને સુમાર્ગ પર ધરી રાખવાને માટે ધર્મ મનુષ્યને આવશ્યક જોઇએ છે. કોઇ ઉત્તમ બુદ્ધિવાળો જ્ઞાનીજન લોકાચારને લીધે કદી સદ્‌ગુણ ધારી શકશે, પણ તેથી ધર્મ વિના તેના આત્માને, કંઇ ફાયદો થવાનો નથી. આત્માનું બળ વધારવા માટે ધર્મ છે. અજ્ઞાન માણસ ફાનસનો કાચ સાફ કર્યા કરે છે કે દીવાનો ઝળકાટ ખુલ્લો પડે, પણ મલિન તેલે ઝાંખા બળાતા દીવાને વિશેષ પ્રકાશ આપે તેવો કરવાને તે મથન કરતો નથી. જો દીવો સ્વચ્છ પ્રકાશ વાળો હોયતો કાચની મલિનતા ઘણો અંતર પાડી શકતી નથી. તેમ ધારણ-કરેલો સદગુણ બહાર શોભશે, પણ તે આત્માના પ્રકાશને સુધારવાનો નથી. ધર્મ અનુસરણે સ્ત્રી પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે કુમાર્ગ પર ઉતરી પડતાં અટકી જાય છે, અને તેથી સંસાર સંબંધનું સુખ સચવાઇ રહે છે. સ્ત્રીના ચિત્તવૃતિ તથા પ્રકૃતિ જોતાં ધર્મ-બંધનની તેણીને ખરી જરૂર જણાય છે ને એજ બંધન તેણીને આભૂષણ થઇ પડે છે. ઇશ્વરે નારીને ખુબસુરત કાંતિની તથા ડગમગતી મતિ વાળી, ચંચળ મનની બનાવી છે-ચંચળ મન બનાવવામાં ઇશ્વરનો હેતુ એ છે કે તે પુરૂષ, એટલે નરની ઇચ્છાને હમેશ તાબે રહે, તેના કહ્યાસર ચાલે, અને તેને ગમતી રીતે ખુશ

---

૧ મોટું ૨ સર્વથી સરસ—

†† શાસ્ત્ર-વિધિઓ પાળી મન.કર્મ, તથા વાણી સદાચાર પર રાખી મનસોચ્ચારણ કીધા પછી આ પ્રેરણા કેવી રીતે થાય છે તે શિખાઉ યોગી સમજી શકે છે. તેનાં હેવાંમાં રહીને "કોઇ" ખરેખરી હકીકત કહેતું હોય તેમ તેના મનમાંથી સર્વે વાત નિકળી આવે છે, ને તે તેને અજબ લાગે છે કે આ હું ક્યાંથી કહું છું, જાણે ઈશ્વર તેના અંતઃકરણમાં રહી સર્વે બોલાવતો હોય તેમ લાગે છે. ત્યારે તીવ્ર યોગીઓના ચલાવેલા ધર્મ ઇશ્વર-કૃત, કે ખોદાઇ કલામ કહેવાય તેમાં શી નવાઇ! (પારસી વાંચનારે "અહુ" ની ટીકા જોવી.)

રાખી પરસ્પર હેત પ્રિત આચવી રાખે. આ ચંચળ મન વાળો જાતિ સ્વભાવ સ્ત્રી જાતિમાં તેના નાજુક તંતુને લીધે રહે છે. પણ તેથી ઉલટું, સ્ત્રી જો દ્રઢને નિશ્ચળ મનની હોત તો પુરૂષનું કહ્યું ન માનત, તેની આમા થવામાં પાછી ન હઠત, તેની જે જે ઈચ્છા થાત તેની દરકાર ન રાખત। સંસારી વ્યહવાર બહુ મહેનતે ચાલત, પુરૂષ જેટલીજ સ્વતંત્ર રહેત, પુરૂષને હર તરેહથી મથાવત, તેની જીંદગીને જેજે સુખો હાલ મળે છે તે ન મળત. ઘણા કાળે પરસ્પર પ્યાર બાઝત, ને તે જો તુટત તો પાછો સાંધનાં અતિ મુસીબત પડત; કારણ કે બંધે નર નારી પોતાનાં કઠોર મનને લીધે એક બીજાની પરવા ન રાખત હવે સ્ત્રી તેની ડગમગતી મતિએ ઘડીમાં હસે છે, ને ઘડીમાં રડે છે; ઘડીમાં લઢે છે, ને ઘડીમાં પાછી બોલાવતી આવે છે; ઘડીમાં સામું બોલી ગાળ દે છે, ને ઘડીમાં પસ્તાઇ પાછી કરગરે છે. ઘડીમાં છોકરાંને મારી દૂર રાખે છે, ઘડીમાં પેટમાં ચાંપે છે. આ સઘળા ગુણ તેની ડગમગતી મતિને લીધે તેમાં ઉત્પન્ન થાય છે. હવે એ ચંચળ મનનો ખોટો ઉપયોગ પણ કરવાને તે ઝટ ઉતરી પડે છે; તે અટકાવવાને ધર્મ સરસ પ્રતિબંધ[1] થઈ પડેછે. હવે પુરૂષ છુટો રહેવાથી યોગનો અભ્યાસ કરી પરમાત્મા સાથે જીવાત્માનો યોગ કરી શકે, પણ બાયડી પોતનાં છોકરાં છૈયાં ને ઘરકામ સાથે તે ક્યારે, ને કેમ કરે? પુરૂષને તો હર વાતે તાબેદારીનો ભાવ તેણીએ બતાવવાનો છે, ત્યારે તે પોતાના આત્માની સલામતી શી તરેહ જાળવે? ધર્મ-બંધનમાં રહેવાથી તથા શાસ્ત્ર-વિધિ પાળવાથી સ્ત્રી આ અડચણ ટાળી, પોતાના આત્માને પણ અનંત સુખની મઝા દેખાડી શકે છે. ત્યારે ધર્મતો સ્ત્રી જાતિ માટે આવશ્યક છે. કુદરતનાં સારાં વળણને વળગી રહે, ઇશ્વર પર આસ્થા * રાખે, શાસ્ત્ર-વિધિને અનુસરે, મોંએ પ્રાર્થના કરે, સદાચાર ધરી રાખે અને સંતતિ[2] ને પણ તે માર્ગે ચલાવે તો સ્ત્રી પણ યોગની પાળ પર રહી શકે.

જેમ સ્ત્રી જાતિને ધર્મની જરૂર છે, તેમ સાધારણ સંસાર-વ્યહવારી માણસને પણ તેની બહુ જરૂર છે. ધર્મ વડે ઈશ્વર પર આસ્થા[3] રહે છે,

---

[1] અટકાવ [2] પ્રજા. [3] એકીન, ભાવ.

* દેવ દેવીની આશા, માનતા, કે મન એ એનું બીજું રૂપ છે.

એક બીજા પર વિશ્વાસ રહે છે, લેણુ દેણુનો ઈતબાર રખાય છે, સુખ દુઃખમાં ધીરજ તથા સંતોષ રહે છે, નીતિ સચવાય છે, જીવને આશા રહે છે, અને સાચવટ પર ચિત્ત રહે છે. આરોગ[1] તથા આત્માની આખર સલામતી સારૂ સુલક્ષણ ધારણ કરવાં પડે છે; ઈશ્વરનો ડર તથ આત્માને મુઆ પછી વેઠવાનાં કષ્ટની[2] ફિકર રહે છે. ધર્મ નિયમે ધીમે ધીમે અનુસરતાં, મનુષ્ય યોગની પાળ પર આવે છે, અને સંસારી વ્યવહારમાં રહ્યા છતાં શાસ્ત્ર–વિધિ પાળતાં દેહ શુદ્ધ રહેવાથી ઘણું ખરૂં આત્મ–સુખ મેળવી શકે છે. માટે સાધારણ સ્ત્રી પુરૂષે બને ત્યાં સુધી તો ધર્મની આજ્ઞા પુરેપુરી પાળવી; તેનાં સૂત્રો[3] શીખવાં દર્શિત[4] સુમાર્ગ ધરી રાખવો; સઘળી અવસ્થામાં પ્રભુ પર નિશ્ચળ ભાવ રાખી, બનતી પ્રાર્થનાઓ કરવી, આપણું સર્વસ્વ ઇશ્વરને અર્પણ કરી મનમાં શાંતિ રાખવી અને સર્વનું કલ્યાણ ઇચ્છી નવરાસનો વખત રામ નામ રટી "ઓં સત્યં શિવં સુંદર" ની હૃદયમાં ચિંતા કરવામાં કાઢવો.

જો ધર્મનું જ્ઞાન મનુષ્યમાં ન હોત તો, હલકી જાતનાં પ્રાણીની માફક તે રઝળત; સ્ત્રી પુરૂષને કે પુરૂષ સ્ત્રીને, ઈચ્છા પ્રમાણે વગર ડરે. હરી લઇ જાત; બળવાન માણસ નિર્બળનું લુંટી લઇ જાત; જાન માલ રવડી જાત; વિશ્વાસ એકેક પર ન રહેત; ઇશ્વરની દરકાર કોઇ પણ ન રાખત; પેટપુર[5] જેમ તેમ કુટી કાઢવું એજ ફિકર રહેત; મનોવિકાર યથેચ્છ[6] ઉલટયા કરત; જીવ માર્યો માર્યો ફરતો રહેત; સંસાર સીધો ન ચાલત; જુવાનિયાં દેવાનિયાં ફરત; ઘરડાં ખોખાં રવડી જાત; કોઇને પણ સુમાર્ગ ન સુઝત. અને માણસ આડું આડું મરતાં સુધી ચાલત. છેવટે પરિણામ એ નિકળત કે, વાઘ, વરૂ, શિયાળની પેઠે મનુષ્ય રવડી રઝળી, લુટ ફાટ કરી, પોતાની જીંદગી પૂરી કરત; અને આ પૃથ્વિ પરજ પોતાનો આત્મા રખડાવી મારત, ને અંનત અવકાશનાં પરમ સુખવાળાં સ્વધામની મઝા કદી પણ ન જાણત.

માટે મનુષ્યનો અસલ સ્વભાવ જોતાં, ધર્મ તેને માટે આવશ્યક છે અને તે વડેજ તેને સુખ છે. ધર્મ વડે ઉત્તમ સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય છે; ને સઘળી હાલતમાં, ઇશ્વર પર આસ્થા રહે છે; એ ધર્મનો બહારનો ગુણ છે. માણસને સીધું સીધું દોરવી, તેના આત્માની અસલ સ્વચ્છતા જાળવી રાખવી તથા આત્મ–પ્રકાશની તેજી વધારવી, એ ધર્મનો અંતર

---

૧ તન દરૂસ્તી. ૨ સૂચિત, દુઃખ. ૪ દેખાડેલો. ૫, પેટ જેટલું, પેટ ભરાય તેટલું, ૬ ઇચ્છા પ્રમાણે ૩ (Aphorism) શિક્ષામાળા

ગુણ છે. ધર્મના બંધનોની પરિક્ષા કરવામાં એ બન્ને ગુણ શોધવા ને જ્યારે એ હર એક ગુણ પરિક્ષામાં પોતાનો સરસ દેખાવ દેખાડે ત્યારે તે બંધન ઉત્તમ જ્ઞાનવાળાં સમજવાં. સુજ્ઞ, વિવેકી જન જ્યારે એ ધોરણે સઘળા ધર્મ એકી નજરે જોશે ત્યારે તેની નજરમાં પુરાતમ હિંદુ તથા પારસી ધર્મ તેમજ માત્ર ઇમાનના વાટ પર દોરવી આખર સીધે રસ્તે પાડનાર ઈસલામી દીન શુક્રના તારા સમાન, અંધારૂં હોય કે ઉજરડું હોય તોય દીપ્યા કરશે, અને ઇસાઇ ધર્મ કુદરતના સાદા પણ સંસારી અને સવળ પડતા માર્ગ પર દોરવનાર જણાશે.

ધર્મ-જ્ઞાન હોય તોજ સુખ શાંતિ ને મોક્ષ[1] મળે એમ કહેવું એ વૈદક-જ્ઞાન† શિખે તોજ માણસને તનદરૂસ્તી ને સુખ મળે એમ કહેવા-ની બરાબર છે. માણસ કુદરતના શુભ વળણ પર આલમ કરે તો બહુ કરી સુખજ મળે છે. હલકી જાતનાં પ્રાણી સ્વભાવિક સાદા ખો-રાક પર રહે છે તો તેઓમાં કયારે કોગળિયું, તાવ, ને દુષ્ટ રોગ દેખીએ છીએ? તેમ અજ્ઞાન આદમી સીધું ચાલે ને આસ્થા* રાખે તો એ

---

૧ આત્માનો છુટકો, મુક્તિ.

† બલકે એ જ્ઞાન જ્ઞાનીને પીડવે છે. દુઃખ દરદનો પ્રકાર તથા ખોરાકમાં આવતી વસ્તુઓના ગુણ અવગુણ જાણ્યાથી મન પર દુઃખની અસર વહેલી થાય છે અને પ્રકૃતિ બગડી જાય છે. અજ્ઞાનતા એજ સુખ છે(Ignorance is bliss) ઉંડી નજરે જોતાં જણાશે કે મનુષ્ય અનાજ, ફળ, ફુલ, પાતરાં (=ભાજી), રસ ખાય છે તે વનસ્પતિનાં સુકાં હાડકાં, કોહેલું કે કહોતું માંસ, ગર્ભ, વાળ, તથા લોહી ખાય છે. આવો સાદો ને સર્વોત્તમ જણાતો ખોરાક પણ આખર ઉંડી નજરે માંસ-હાડકાં જેવોજ દુષ્ટ ખોરાક દિસે છે. આ પરથી અનુમાન એવું કાઢી શકાય છે કે મનુષ્ય તેના ખોરાક સંબંધી થોડું ઘણું "બેદરકાર" તથા અજ્ઞાન રહે એવી ઇશ્વરની ધારણા છે. કારણ કે એમ હોય તોજ સજાપો સચવાઇ રહે છે.

* ઘાંચી, મોચી કણબી, તંબુરો, ઢોલક, ભુંગળ, ઈ૦ સાથે ભજનિયાં ગાય છે, કે કથા કરાવે છે ને તેમાં પુણ્ય સમજે છે તેમાં પણ છેવટ આ ફાયદો મળે છે– "ઇમાન વગરનાં અપૂર્ણ જ્ઞાન કરતાં, જ્ઞાન વગરનું ઇમાન બલકે વધારે ઉપયોગી થઇ પડે. મુસ્તકીમ ઈમાન બલકે તે ભુલ ભરેલા વિચાર પર પણ રહેતું હોય તોય જોઈતાં પરિણામ ઉપ-જાવવામાં ઘણી સરસ રીતે અસર ઉપજાવી શકે"—White and Black. Magic.

બન્ને ગુણુ સચવાઇ રહે છે. જ્ઞાનીને મળે છે તેટલું આત્મ–સુખ તેને મળતું નથી, તોય હાલ ઘટતું તથા જોઇતું સુખ તો તેને મળે છે. એમ જો ન હોત તો બુબક માણસો, ઘરણુ ઘેલાં, મુંગાં, મૂર્ખ, ટુંકી અક્કલનાં મનુષ્ય, નાદાન છોકરાં, કે બાળકને સુખ કેમ મળત, ને તેમના આત્માનો ઉદ્ધાર[1] શી રીતે થાત ! પ્રાર્થના વડેજ સ્વર્ગ મળતું હોત તો હમેશનાં દરદી લોક, મનર[2]—પિડિત જનો, તથા જંગલી અસુધરેલ લોકનું શું થાત§! ફિટર જેવા ધંધાદારીઓ સવાર તથા સાંજ કયાં અને કેમ થાય છે તે જાણવા પામતા નથી, તો એમનું શું થાત ! †સંસાર ખટપટમાં રહેનાર દરેક જણને પ્રાર્થના આવશ્યકતો છેજ, કે તેથી

---

1. છુટકો, મુક્ત. ૨ મનના રોગી.

§ આ અપવાદ જેવા ભાસતા દાખલાઓ પરથી કોઇ ધંધાદારી કે વિદ્યાર્થીએ એવું અનુમાન નહીં કાઢવું કે પ્રાર્થના ન થાય તો તેમાં ખોટું થતું નથી. માણસ સંસારી ખટપટમાં રાત દિવસ રહેવાથી ગમે તેવું તે પવિત્ર રહેવા માગે તોય કોઈનાં ભલાં ભુંડાં વિષે ન ઇચ્છે તોપણ પોતાનાં હિત માટે કે પોતાનાં સંબંધીનાં હિત માટે કિંચિત પણ આડા અવળા વિચાર તેનાથી થયા વગર રહેતા નથી, અને તેથી મનનું સ્વભાવિક સારૂં વળણુ પલટેલું રહે છે. આ પલટાયલાં વળણુને સીધું કરી પાછા નિમિત માર્ગ પર લાવવાનું કામ પ્રાર્થના કરે છે. એટલા માટે પારસી તથા મુસલમ.ની ધર્મમાં રાત દહાડો મળી પાંચ વાર બંદગી તથા હિંદુ ધર્મમાં ત્રણુ વાર સંધ્યા, કરવાને આજ્ઞા આપેલી છે. પ્રાર્થના વડે સારા ગુણો સચવાઈ રહે છે તથા તેમની વૃદ્ધિ થતી જાય છે. પારસી લોકમાં તેમની જાતનું કોઇ પણ માણસ તેના મુઆ પછી ભૂત, પ્રેત, વંતરી, ડાકણુ થતું નથી કે કદી થયલુ સંભળાયું નથી તે તેમની ચઢતા દરજ્જાની પ્રાર્થના તથા બારીક ક્રિયાને લીધે તેમની ફ્રવશિ રખડવા પામતી નથી તેને લીધે હોય.

એ સર્વમાં પ્રાતઃકાળની સંધ્યા વધારે અસરકારક રહે છે, કારણ કે તે વખત મન શાંતિમાં હોય છે, ને મનની ક્રિયા જાગૃત અવસ્થાની શરૂઆતમાં જેવી સીધી ચાલે છે તેવી દિવસની ખટપટમાં ચાલી શકતી નથી, ને તેને લીધે ઇચ્છાનો પ્રવાહ સબળિષ્ટ નિકળવા પામતો નથી. હિંદુ અગ્નિહોત્રિની પ્રાતર્–અનુવાકની માફક (ઐતરેય બ્રાહ્મણું–પાનું ૧૦૪) પારસીમાં તો એને માટે એક જુદીજ બંદગી (હુશ્ બામ્) છે ને તે બાગ દાદમાં પઢવાને દરેક આદમીની ફરજ ગણાય છે.

† એટલા માટે યોગીઓ આપણી સાધારણુ પ્રાર્થના કરતા નથી પણ મનસોચ્ચારણુ ફક્ત કરે છે.

ફરી મન સ્વચ્છ રહે, અને તેની ક્રિયા સીધી ચાલે અને આત્મા સબળ થાય. એટલાજ માટે ઘણી અસર કારક પ્રાર્થના, તથા મંત્ર બહુકરી ઘણાં ટુંકાં ટુકાં હોયછે;—પણ જો પ્રાર્થના ન થઈ શકતી હોય તો કુદરતનાં શુભ વળણને વળગી રહી ઇશ્વર પર અચળ ભાવ ગણજો, એ તેથી ઉતરતી ફરજ છે. ખેડુતી, અર્ધ સુ[illegible]રેલ, કે પ[illegible] કૃત્યની સાદાઇ તથા સાચવટ [illegible] રહેછે, તેથી [illegible] બગડતું નથી. એઓમાં આસ્થાએ મોટું ઝવેર રહ[illegible] છે [illegible], રાં, મૂર્ત્તિ, અગ્નિ, પાણી, વાયુ, સૂર્ય, ચંદ્ર ગમે તની તે પુજા માં ચઢવા માટે પ્રથમ પગલું આસ્થાનું હોય છે ગમે તેમ અને ત્યાં જમીન ખોદે પણ ખોદનારને પાણી મળવાની આશા હોય છે.. સેવટે તેને તે મળેછેજ, પછી ખારૂં મોળું કે મીઠું પાણી, તની શોધક બુદ્ધિ પ્રમાણે, મળે છે. આવી બાબતોમાં ઋષિઓ કે પેગમબરો આત્મા તથા ઇશ્વરની ખુબી સમજાવી સુમાર્ગની સીધી વાટ બતાવે છે. એ વાટે ચાલનારાં જીવતાં, તેમજ મુઆ પછી, સુખ પામે છે. એ વાટથી આડે જનારાં સઘળાં મનુષ્યને, કોઈ વિશેષ પ્રસંગ વિના તેમના વડે કંઇ ઉદ્ધાર[2] મળતો નથી, ને એવોજ હેતુ ઇશ્વરનો હોત તો બાપડા નિચ મૂર્ત્તિ પૂજક લોક જે હજી છે, ને જે રૂમી તથા યુનાની જેવા લોક થઇ ગયા તેમનો ઉદ્ધાર કોણ કરવા આવે ! ને કોણે કીધો હોય ! એમાં ઇશ્વરનો વાંક નિકળત; તે જુલમગાર, દયાહિણ, ને પક્ષપાતી ગણાત. પણ સારૂં છે કે ઇશ્વરનો હેતુ એવો નથી. માણસે કેમ ચાલવું તે વિષે પુણ્યાત્માઓ પાસે ઇશ્વર કહેવાડતો રહેત તો એમ થવાનો સંભવ ન રહેત. એમાં અફસોસ કરવા જેવું નથી. કિટાતાં શોભિત યંત્રને રોજ સાફ કરી સ્વચ્છ રાખેતો ઝળકાટ મારતું રહે,ને રોજ રોજ તેના ઝળકાટમાં વધારો થતો રહે. પણ જો તેને કિટાવા દે તો તે [illegible] ને ખઇ જાય. મનુષ્યના આત્માની સ્થિતિ પણ એવાજ છે; સૂર્યનો ઝળકાટ મનુષ્યથી જોવાઇ શકતો નથી તોય શહેજ ઘડી [illegible] જોઇ શકે. તેજ પ્રમાણે જો તે સીધું ચાલે તો આત્માનો પ્રકાશ પણ તે [illegible] જેમ આંધળો કોઇ વસ્તુના રંગ ઓળખી શકતો નથી પણ તેના [illegible]કાર તથા ગુણ અને તેની કિંમત પિછાની શકે છે; તેમ સા[illegible] અસલ ઇશ્વરના સંબંધમાં તેવુંજ છે.

---

[2] આ ભૂમિ પર જન્મેલા ઇશ્વર-દૂત- ૨ મુસ[illegible]

જેઓ એવું ધારેછે કે, ગાય, ભેંસની માફક, સ્ત્રિજાતિ વંશ-વૃદ્ધિ માટેજ છે, તેઓ આ પરથી સમજશે કે તેણીએ પણ આત્માના સંબંધમાં કેવાં કેવાં કૃત્ય કરવાનાં છે.

હવે જ્યારે ધર્મની જોડે જોડે ક્રિયા-માર્ગ રહે છે, ત્યારે ક્રિયા વિષે શહેજ કહેવું અઘટિત ગણાશે નહીં.

જેમ નબળી આંખ વાળાને ચશ્મા પહેરવા પડે છે, કે તેને તે ઉપલોચનની[1] મદદ વડે સર્વ વસ્તુ ખુલી જણાય ને દૃષ્ટિ-જ્ઞાન[2]માં વધારો થતો રહે: તેમ શ્રદ્ધા[3], આસ્થા, ને ભક્તિ-ભાવ અચળ[4] રહે, આરોગ્યતા[5] સચવાય, અને બહારની તેમજ અંતરની હવા સ્વચ્છ રહે તેને માટે કર્મ-ઉપાસનાની જરૂર ચંચળ[6] મનનાં મનુષ્યને છે. પાણી વગર નાજુક છોડ મરી જાય છે, તેમ કર્મ-ઉપાસના વગર ધર્મ-ધ્યાન રહેતુ નથી. ક્રિયા તથા કર્મ-[7]ઉપાસના વડે અંતર તેમજ બાહ્ય જગતમાં ચાલતો સ્વભાવિક નિયમ સચવાઇ રહે છે, અને તે વડે પ્રાર્થના કરનારનું મન દૃઢ તથા નિશ્ચળ બને છે, માટે સાધારણ મનુષ્યને તેની જરૂર છે.

હવે અગાડી સમજાવવામાં આવ્યું છે તેમ, ક્રિયાનો બાહ્ય દેખાવ જોતાં જણાય છે કે તે વડે સ્વચ્છતા મળે છે. જ્યાં સ્વચ્છ હવા, અને સ્વચ્છ પાણી, ત્યાં મિતાહારી,[8] સાદો ખોરાક ખાનારૂં માણસ રોગ કે વ્યાધિથી મુક્ત * રહે છે. માટે ધર્મ-ક્રિયા પંચતત્વ-પૃથ્વિ, અપ,[9] તેજ, વાયુ, અને આકાશ—ને શુદ્ધ રાખવા, તેમના સંબંધમાં રહેતાં પ્રાણીની સુખાકારી બગડે એવા ઉલટા ચાલતા સ્વભાવિક સંયોગોને અટકાવવા, અને તે તત્વો પર ઉલટી ચાલતી ક્રિયાઓને કુદરતનું શુભ વલણ આપવાને માટે છે. હવા બગડી જઇ § દુષ્ટ રોગ ચાલેછે ત્યારે

---

૧ આંખના જેવી નકલી આંખ, ચશ્મા. ૨ નજરે જોવાથી મળતું જ્ઞાન. ૩ આકીન. ૪ ખસે નહીં તેવો. ૫ તન દરૂસ્તી. ૬ ડગડગતાં. ૭ ક્રિયા સાથેની પ્રાર્થના. ૮ મધ્યમ ખાનાર. ૯ પાણી.

* એ સબબે પેટના રોગ શહેરમાં હોય છે પણ પરાંમાં હોતા નથી.

§ " કેટલાંક બહુ બારીક ઝેર, જેમાંનાં કેટલાંક નિર્જીવ પદાર્થોમાંથી નિકળે છે. કેટલાંક પ્રાણી તથા વનસ્પતિના કહોવાટે પેદા થાય છે, અને કેટલાંક દરદે પિડાતા જીવંત પદાર્થોમાંથી નિકળે છે તે હવામાં ટિંગાઇ રહે છે. જ્યારે તે એકત્ર મળી જાય છે ત્યારે મોત ઉપજાવે છે કે દુ:ખ દરદો ઉત્પન્ન કરે છે. પણ જો તેઓ શહેજ હોય છે તો તેઓ શરીરને દુબળું કરી તન દરૂસ્તી બગાડેછે"—*Hooper's* Vade Mecum.

લોક હોમ, હવન કરે છે: તેથી પણ આવાં સારાં પરિણામ નિપજે છે. દરેક ઋતુ બદલાતાં અને બીજી બેસતાં હવા ફેરફારo†† થવાને લીધે જે જે શાસ્ત્ર વિધિ પ્રમાણે ક્રિયાઓ કરવામાં આવે છે તેથી પણ આવા ફાયદા મળે છે. પોતાથી તે ક્રિયાઓ ન બની શકેતો કોઇ બીજું માણસ ક્રિયા કરતું હોય તેમાં સામેલ રહેવામાં પણ તે પુણ્ય સમજે છે, કારણ કે તેમ કરતાં તે મનુષ્યની આરોગ્યતા[1] સચવાઇ રહે છે. મુસલમાન કબર પર ફુલોમાં રેહાન[2] ચઢાવે છે; હિંદુ વિષ્ણુને તુલસીપત્ર તથા મહાદેવની મૂર્તિને બીલીપત્ર, ધંતુરો તથા કરણનાં ફુલ ચઢાવે છે, અને પારસી લોક ગુલાબ તથા મોગરાના ફુલો ધર્મ—ક્રિયા માં વાપરે છે. એ સઘળું દેવ કે પિતૃ લોકને ખુશબો તથા સુગંધની ભેટથી જેટલું ખુશ કરવાને ખાતર છે તેટલુંજ "રૂસ્તમપૂર—આખ્યાનમાં" મેં કહ્યું છે મ, એ ફુલો અમુક જગાએ અમુક ચાલતી દુર્ગંધને મટાડી પોતાની સુગંધ પ્રસારવા માટે છે.

કોઇ ધર્મની તપાસ કરતાં ક્રિયા—માર્ગ પર વિશેષ ધ્યાન આપવું જોઈએ; કારણ કે તે પરથી મનુષ્યના સંબંધમાં આવતી વસ્તુઓ વિષેનું ગૂઢ[3] તત્વજ્ઞાન* મળી આવે છે. એવી નજરે જોતાં. આપણાં સાધારણ ધર્મોની પંક્તિ બહોળા દેખાવે નિચે પ્રમાણે દેખાય છે, જરથુસ્તી[4] ધર્મ, હિંદુધર્મ, ખ્રિસ્તિ ધર્મ† ને ઈસલામી દીન. સુધારકો પોતાના અસલ ધર્મથી ઘણે ભાગે બે-સમજ અને અજ્ઞાન રહી ફ્રીમેસનનો પંથ

---

૧ તનદરૂસ્તી. ૨ દમરો ૩ ભેદ ભરેલું. ૪ પારસી.

† રોમન કેથલિક પંથની ક્રિયા બૌધ્ધ ધર્મની ક્રિયા જોડે બહુ ભાગે મળતી છે. ખ્રિસ્તિ ધર્મના સઘળા પંથમાં એ પંથ યોગની નજરે સરસ લાગે છે.

* જેમ ક્રિયામાં વિશેષ ગુંચવણ તેમ તેમાં વિશેષ સત્વ હોય છે. સ્વચ્છતા માટેની ક્રિયા દેશ તથા હવાની સ્થિતિ પર આધાર રાખે છે. જેમ દેશ ગરમ તેમ શરીરની સ્વચ્છતા વધારે રાખવી પડે છે ઠંડા દેશમાં એવી ક્રિયા ઠંડી હવાને લીધે બહુજ થોડી હોય છે. ઈસુ ખ્રિસ્ત સિદ્ધ પુરૂષ છતાં બહારની સ્વચ્છતા વધારે પસંદ કરતો. "ઇશ્વરની આજ્ઞા એક કોરે મુકી. વાસણ તથા પ્યાલાં ધોવાની લોકની દંત-કથા ધારણ કરો છો, અને તેના જેવી બીજી બાબતો કરો છો "—લ્યુક ૯—૩

†† હવાની વિજળીમાં ફેરફાર થતાંજ થોડી પર અસર થઇ માથું દુ:ખે છે તે નાજુક માણસ સમજી શકશે.

પાળે છે તે પણ તેને ઝીણી નજરે તપાસતાં, પુરાતન ધરાની ફિલસુફીની* વિદ્વત્તાનું ફળ હોય એમ આપણને જણાય છે.

આત્મ—સુખ નહીં પણ દેહ—સુખ તરફ જોઇ બોલતાં, ધર્મ—ક્રિયા પાળવીજ જોઇએ એમ કંઇ નથી. જે પાળવાની છે તે જીવની સુખાકારી માટે છે. જાન જતો હોય ને ધર્મિષ્ટ જન કહે "હું કોઇના હાથનું ઓષધ ન ખાઉં," કે મરજાદી[1] વૈષ્ણવ કહે "હું તો કોઇના હાથનું પાણી પીતો નથી," તો તે સાધારણ નિયમથી ઉલટું જણાય છે. ક્રિયા એ સજાપો[2] જાળવવા માટે છે, બગાડવા માટે નથી.

હવે આત્મ-સુખ નજરમાં રાખી કહેતાં, જેટલા યુગ સુધી પર લોકમાં આત્માને તેની સારી માઠી કૃતિ પ્રમાણે, પરમ સુખ કે પરમ દુઃખ ભોગવવાનું છે તે યુગના પ્રમાણમાં આ લોકમાં જે આ ભવનું દેહ-સુખ ભોગવવાનું છે તે એક માત્ર પરમાણું જેટલું છે. તેટલાંનું ખાતર યોગી કે અતિ પવિત્રાઈ પાળનાર માણસો અતિ મહેનત તથા સખ્ત દેહ-કષ્ટે મેળવેલી આત્મ-શુદ્ધિ બગાડે તેવી† વસ્તુ, કે બહુ કાળની જાળવી રાખેલી દેહ-શુદ્ધતા થોડી ઘણી તોડી શકે એવાં, બેદરકારી અણવાકેફગાર અન્ય લોકના હાથે બનેલાં, ખાન પાન પોતાનાં

---

૧ તેમનો માર્ગ એવો છે કે પોતે જાતે રાંધે તેજ ખાવું, અથવા બીજો મરજાદી પકાવે તે ખાવું. પોતાનાં ઘરમાં બીજા મા બાપનં હાથનું ખાય પણ તે મરજાદી બધાથી અલગ રહે છે. ઘણાક વિષ્ણુમાર્ગી ભાટીઆ તથા વાણીઆ આ પંથ પાળે છે.

૨ તનદરૂસ્તી.

* FreeMason "મેસન" શબ્દ ફા.મગી= L. Magus=Gr. Magos=તત્વજ્ઞાની મોબેદ=પરથીજ નિકળેલો છે. જુઓ Mackey's *Dictionary of Free-masonry*.

† દોહદ ઝાલોદમાં સરહદ પર રહેનારા જડી બુટ્ટી પારખનારા ભીલો જ્યારે કોઈ ગધેડું મરી જાય છે ત્યારે તેની જીભ કાપી લાવી સુકવી રાખે છે, અને જ્યારે કોઇને કાગળિયું કે મોરખી થાય છે ત્યારે તેને પાણીમાં શહેજ ઘસીને તેનાં પકવાળું પાણી પાયછે કે ઝટ તે રોગ મટી જાય છે. હવે આ ઇલાજ પવિત્ર જનને ગમશે!

કામમાં લેતા નથી; અને મરતી વેળા આત્મ-શુદ્ધિ§ સચવાઇ રહે તેવી વસ્તુ ખાય છે.

પારસી લોકની પાઝંદ ભાષામાં રચાયલી પતેત નામની પ્રાયશ્ચિત-પાર્થનામાં† કહ્યું છે કે "જો કદી એ (સુધર્મ) ને ખાતર આવી પડે કે આ કાયા આત્માને આપવી પડે તો આપું."

સ્વર્ગમાં મળવાનાં પરમ સુખનો કેટલો ઉંડો વિચાર આ પ્રાર્થના રચનારનાં ધ્યાનમાં હશે કે તે આ ક્ષણ-ભંગુર દેહની દરકાર તળમાત્ર પણ રાખતો નથી અને બીજા પાસે રખાવતોએ નથી!

હવે કેટલીક ક્રિયા પિતૃ[1] લોક†† કે તુરતનાં મરીગયલાં મનુષ્ય જોડે સંબંધ રાખે છે. તે તેમના આત્માને સબળતા કરી આપવા,§§ તેમને ખુશ રાખવા, તેમની આશિષ લેવા, સંકટ તથા આપત્તિમાં સહાય માગવા, અને તેઓ તરફ આપણી ફરજ બજાવવા માટે હોય છે. હાલ સમય આ વિકટ બાબતમાં ઉંડો ઉતરવા માગતો નથી; પણ એ વિષય સ્વર્ગ, નર્ક, દેવલોક, આત્મ-ગમન, અવતાર અને એવી મૃત્યુ પછીની સ્થિતિના વિષય જોડે વર્ણવવાને રાખી મુકવું ઠીક ધારૂંછું.

કાયિક સુખ તરફ જોઇ કહેતાં, જેમ પ્રાર્થના વડે ચિત્ત દૃઢ થઇ ઈચ્છાનો પ્રવાહ સબળ નિકળે છે, અને મન શુદ્ધ થઇ વિકારો દબેલા રહે છેઃ તેમ ક્રિયા વડે બહારથી શરીરને અને અંદરથી આત્માને સફાઇ અને સ્વચ્છતા મળે છે. પ્રાર્થના કરનાર સાધારણ માણસ શરીરની સ્વચ્છતા જો વધારે રાખશે તો તેને બહારની અકળામણ થશે નહિં

---

૧ મરી ગયલા સગા વહાલા

§ પારસીઓમાં મરતાં માણસને હોમસળી (સોમવલ્લી ને મળતી વનસ્પતિ) નું પાણી પાય છે તે આટલાંજ કારણસર પાય છે. હિંદુમાં તુલસી પત્ર તથા દહી ખવાડે છે તે પણ એજ કારણે. મુસલમાન શાકર કે મધનું પાણી પાયછે. દહી તથા આ મધનાં પાણીએ આત્માને બહાર નિકળવું સવળ પડે છે.

† "અગરતશ અઝાં રસદ કે ઈ તન રૂઆં રા બઆવાયદ દાદન, બ દહમ"—પતેત રૂઆનની.

§§ મુઆ પછીના પહેલા ત્રણ દિવસની ક્રિયા એટલાજ માટે પારસીમાં હોય.

†† હરેક જ્ઞાતિનાં લોક તેઓ માટે વરસમાં એકવાર અમુક દિવસે ક્રિયા કરે છેઃ હિંદુમાં શ્રાદ્ધ, પારસીમાં ફરવરદેગાન, મુસલમાનમાં શબે બરાત ને ખ્રિસ્તિમાં All Saints' *Day* છે.

શરીરની બહારની સ્વચ્છતા માટે મુખ્ય ચીજ પાણી‡‡ જોઇએ છે, અને શરીરના સાંચાની અંતર-ક્રિયાઓ—શ્વાસોશ્વાસ, લોહીનાં ફરી ફરવા-માટે શુદ્ધ હવા જોઇએ. પણ હવાની સ્વચ્છતા નિયમિત ને અખંડ રહે તે સારૂ અગ્નિની જરૂર છે; અને તેની ગરજ સૂર્ય તથા દેવતા સારે છે. હવે જ્યાં પવિત્ર ઠામ કરવું હોય ત્યાં સ્વચ્છ તથા ચોખ્ખી કરેલી સુકીને સાફ ભૂમિ જોઇએ, અને તે કામ સૂર્ય કે દેવતા અને પાણી સારે છે. માટે પવિત્રતા મેળવવા માટે પાંચે તત્વો—તેજ, આકાશ, વાયુ, અપ્,[2] અને પૃથ્વિ—વિશેષ ઉપયોગ ને જરૂરનાં સાધન છે તેથી ધર્મિષ્ઠ આર્ય જનો તેમને મોટાં ગણીને નમે છે. પણ એ સઘળાં તત્વ સૂર્ય વડે સમાન ક્રિયા ચલાવે છે, એથી કરી, જેટલે દરજ્જે પવિત્રાઇ ચાહીએ તેટલે દરજ્જે, આપણને મળી શકે છે. એટલા માટે દિવસે સૂર્યને અને રાત્રે, તેની ગરજ સારનાર, અગ્નિને દેવતા[1] તરીકે આપણ ભરતખંડના તથા ઇરાનદેશસ્થ આર્ય લોક ઈશ્વરનું સ્તવન કરતાં માન આપીએ છીએ તથા ઉંડા વિચારથી નમીએ છીએ. જેમ વૃદ્ધ પિતા, કે પિતામહ,[3] કે આપણું ભવિષ્ય સુધારનાર સદ્ગુરૂને ઉંડા અર્થે માન આપી નમીએ છીએ કે પગે લાગીએ છીએ અને તેથી તેમના તથા આપણા કિરતારને અપમાન આપતા નથી કે તેનો અનાદર કરતા નથી, પણ ઓર તેને ખુશ કરીએ છીએ: તેમ આ અત્યંત ભલુ

---

૧ દેવ. ૨ પાણી. ૩ દાદો.

‡‡ ધર્મિષ્ઠ પારસીને હાજતે જઈ આવ્યા પછી પાણી મળતું ન હોય તો હાથે મટોડું મસળે છે, અને તેજ પ્રમાણે દીન સુસ્ત મુસલમાનને મુસાફરીમાં, ઝાડેફરી આવ્યા પછી, પાણી મળતું ન હોય તો, હાથે તથા મોંએ રેતી મસળવાનું ફરમાન છે (જુઓ કુરાન—સુરો ૫ મો). આથીકરી દુર્ગંધ નાશ પામે છે, ને શરીરનાં ખુલ્લા ભાગપર તે વળગી રહેતી નથી.

† જમીન પર સૂર્યનાં કિરણ પડે છે તે પાછાં આકાશ તરફ પાછાં મારેછે ત્યાંથી તે વળી પાછાં જમીન ભણી વળે છે. એ વળતાં કિરણે ઘરમાં કે ખુણાંમાં અજવાળું પડેછે તેથી ત્યાંનો ભીનાસ સુકાઇ જાય છે, કહોતી વસ્તુઓની દુર્ગંધ નાશ પામે છે, અને હવા સ્વચ્છ રહે છે. પાછાં મરાતાં કિરણનું અજવાળું જોવા માટે ઘરના વાડામાં દવના જેવો ધુમાડો કરવો ને સવાર કે સાંજના કિરણ તે ઉંચે ચઢતા ધુમાડાને આડાં અથડશે તેથી તેની સામે તથા પછાડીની જગામાં અજવાળું અજવાળું થઇ રહેશે, ને તે દેખાવ રમણિક લાગશે.

કરનારાં પંચ તત્વો અને તેમનો વડીલ સૂર્ય નારાયણ, કે જેના હિરણ્ય[1] ગર્ભમાં * આ ભવ પુરો કરી પાછા ભરાવા સારૂ તથા પ્રલયકાળ થતાં સુધી આત્માને સહ્રાઇ આપવા તથા તેને સબળ કરવા માટે સુકૃતો કરીએ છીએ ને દેહ કષ્ટ વેઠીએ છીએ, તેમને (પ્રત્યેક તત્વ કે ફક્ત સૂર્ય નારાયણને) નમન કીધાથી આપણા કિરતારને આપણે અપમાન આપતા નથી. જે કંઇ કરીએ છીએ તે તેનાજ માનને માટે કરીએ છિયે. ઇશ્વર સિવાય કોઇને નમવાનું નથી, તોય ધર્મ-ગુરૂને જ્ઞાનના ઉંડા વિચારથી તથા માનથી ખુશી સાથે "હે ભગવંત!" ના નામે બોલાવી-નમન કરીએ છીએ. જે વિચારથી સદ્‌ગુરૂને નમીએ છીએ તેજ વિચારથી આ તત્વોને નમીએ છીએ. એ તત્વો વડે આપણું કેટલું ભલું થાય છે તેનો ખ્યાલ ઉંડા વિચારે કરતાં આપણાં મનમાં તેમને માન આપવાની વૃત્તિ પેદા થાય છે; ને એ વૃત્તિ માત્ર ખુશીમાંથી ઉત્પન્ન થાય† છે. જેવી રીતે આપણે તત્વોને સંભાળીએ, તેવી રીતનો ફાયદો આપણાં શરીરની સુખાકારી માટે છે. જ્ઞાની તેનાં જ્ઞાનના પ્રતાપે નમે-છે, અને અજ્ઞાની એ તત્વો તરફ માન દર્શાવવાની વૃત્તિ મનમાં પેદા થવાથી, તેમના શુભ સંયોગ વડે મળતું સુખ મેળવવાને નમે છે. હરદો[2] જનની નેમ કાયિક[3] સુખ જાળવવાને માટે હોય છે. આખર, ત્યારે, ક્રિયા એ ઉત્તમ કૃત્ય[4] છે, અને તત્વ–નમન એ ઉંડા વિચાર વાળાં આપણાં પોતાનાં સુખને માટે છે.

કોઈ સમજુ વિદ્યાર્થી એમ ધારે કે આ પંચ–તત્વ કંઇ તત્વ નથી, અને એ દરેક નો બીજાં સંયુક્ત સૂક્ષ્મ તત્વોનો સમુદાય છે, ને એમને શા માટે નમવું? તેણે જાણવું જોઇએ કે એક તીવ્ર યોગી તત્વને ઓળખે છે, અને ઉપતત્વને પણ ઓળખે છે. તેની અંતર–દૃષ્ટિ આગળ આજની દુર્બીન કે સૂક્ષ્મદર્શક યંત્ર એક કોડીની કિમતનાં નથી. એક સાધારણ અક્કલનું મનુષ્ય સહેલાઇથી તથા ટુંક સમજે ઉંડી વાતો

---

૧ સોનેરી મધ્યભાગ, સૂર્ય પ્રકાશનું અંતર સત્વ (=ખુરશેદ પાયા બહેશ્ત) ૨ બન્ને. ૩ શરીરનું. ૪ કામ.

* "કોણ હમને પાછા મહાન અદિતિને હવાલે કરશે, કે હુ પિતા માતને જોઉં"–વેદ

† જમીન પર સર્યનાં કિરણ પડેછે તે પાછાં આકાશ તરફ પાછાં મારેછે. ત્યાંથી તે વળી પાછાં જમીન ભણી વળેછે. એ વળતાં કિરણે ઘરમા કે ખુણામાં અજવાળુ પડેછે તેથી ત્યાંનો ભિનાસ સુકાઇ જાયછે, કહોતી વસ્તુઓની દુર્ગંધ નાશ પામેછે, અને હવા સ્વચ્છ રહે છે.

સંતોષકારક રીતે સમજી શકે અને પોતાની આસ્થા સ્વધર્મ તથા ઈશ્વર પર દૃઢ રાખવાનું શિખે, એટલા માટે આ નજર પડતાં સાધારણ પંચ-ભુતને તત્વને નામે સમજાવ્યાં છે.

કેમ ગામડાંના ભીલ કોળી કે ડુબળા આગળ ડોસી વાણિયો "... ર" નો ભાવ કરે તો તે બિચારા તે વાણિયાનું મોં જોયા કરે છે; ... ગજ કે, તો પણ સહેલો, હાથનો ભાવ કરે તો તરત સમજે છે. હવે આવા અભણ તથા થોડી બુદ્ધિવાળા લોકને પ્રાણ વાયુ (Oxygen), ઉદકજનક-વાયુ (Hydrogen), કોયલાનું તત્વ(carbon)વિષે સમજ આપતાં તે સમજી શકે? અને એવી સમજ આપતાં પહેલાં પરમાણું મત (Atomic theory) કેશાકર્ષણ, ગુરૂત્વાકર્ષણ શકિતઓ વિષે કેવી કેવી તરેહથી સમજાવી ઉંડું જ્ઞાન દેખાડવું પડે? અને આ ગુંચવાડો તેનાં મગજમાં કેમ ઉતરે! આજે એક તત્વ વધ્યું ને વળી બીજી શોધે તે ઘટયું, તો પછી તે પર તેની શ્રધ્ધા કેમ કરી રહે? ઈશ્વર પર અચળ ભાવ રહેવાને બદલે તેની મતિ ડગમગતી થઇ જાય.

આ સઘળી અગવડ ટાળવાને ખાતર, ધર્મ-શાસ્ત્રોમાં આ રોજ નજર પડતી વસ્તુઓને મૂળ તત્વ તરીકે વર્ણવીછે. જેમ આપણા ગામઠી વૈદો જડી બુટ્ટીના ફકત ગુણ તથા ખવાસ જાણ્યાથી ઉત્તમ ગુણકારી દવાઓ તથા રામબાણ ઔષધો બનાવેછે, અને તેવા ગુણ તથા ખવાસ તે જડીબુટ્ટીમાં શા કારણે છે તેની દરકાર રાખતા નથી: તેમ આ સાદી સમજે સાધારણ માણસોને આપણાં ધર્મ-શાસ્ત્રો ઉત્તમ તથા ઉંડું જ્ઞાન આપે છે અને તેમનાં મન પર સર્વોત્તમ અસર ઉપજાવેછે, કે જે વડે તેમની આસ્થા વધેછે અને ઇશ્વર પરનો ભાવ દૃઢ થાયછે.

હવે આ પરથી આપણને જણાશે કે, એકંદરે જોતાં, તત્વ-નમન[1] એ મનુષ્યની ઉત્કૃષ્ટર[2] બુદ્ધિને કંઇ અણઘટતી વાત નથી. યોગેશ્વર એ ક્રિયાની મૂળ નેમ સમજે છે. તે નેમ સંસારીલોક માટે એ છે કે મદ અને બીજા વિકાર પર ઘટતું દબાણ રાખવું કે જેથી તેઓ દબેલા ને નરમ રહે, અને એ તત્વ-નમનની ક્રિયાના અભ્યાસથી નિવડતાં પરીણામ તરીકે નમ્રતા પ્રાપ્ત[3] થાય; અને તેથી સુકૃત કરવાનો અવકાશ મળે, સલાહ સંપ સચવાઈ રહે, અને તન તથા મનનું સુખ જળવાઈ રહે. હવે એ ક્રિયા સંસારી સાધારણ મનુષ્ય અચળ[4] ભાવે કરતું રહે, તે માટે ધર્મ શાસ્ત્રમાં એ દરેક તત્વને દેવની રક્ષા[5] તળે રાખ્યુંછે, જેમકે "અગ્નિ, દ્યોસ,[6] વસુ,[7] વરૂણ, વાયુ" એ નિયમ જેવો હિંદુ શાસ્ત્રમાં છે, તેવો બીજ

---

૧ તત્વને નમવું તે. ૨ સહુથી સારૂં. ૩ મળે. ૪ દૃઢ. ૫ રખેવાળી. ૬ Jnpiter Zens ૭ પૃથ્વિ,

શાસ્ત્રમાં પણ છે. પારસી લોકના પુરાતમ ધર્મમાં એ તત્વોનાં રક્ષક દેવના "અષા વહિસ્તા[1]" (=અગ્નિ), "આર્મઇતિ[2]" (પૃથ્વિ, વસુદેવ), "અર્દૂ"[3] (=વરૂણ), "(ગો-)વાદ" (=વાયુ) છે. એજ પ્રમાણે યહુધી, ખ્રિસ્તિ, તથા મુસલમાની ધર્મમાં "ઇઝરાઇલ, જીબરાઇલ, મીકાઈલ, તથા ઇશરાફીલ" છે.

આ રક્ષક દેવોની સમજ વડે મનુષ્ય શ્રદ્ધા રાખી પોતાનાં કર્તવ્ય[4] કર્મો કર્યું જાયછે, ને તેથી છેવટ ઉપર વર્ણવેલાં, કુદરતે નિમેલાં ઉત્તમ સુખની પ્રાપ્તિ થાયછે. એજ નિયમ જાળવી રાખવાને સલામ, નમસ્કાર, પ્રણામ, જુહાર, દંડવત કરવાની શ્રેષ્ટ રીતિ લોકમાં ચાલેછે. એથી મદ વિકાર દબાતો રહેછે, અને મનમાં માન આપવાની વૃત્તિ ઉત્પન્ન થતી રહે છે.

મહા પ્રાચીન કાળના આર્ય લોક તથા તેમના પડોસમાં રહેતા તેમના બંધુઓને મદ વિકાર કેટલો દુષ્ટ દેખાયો હશે કે યાહુધી, ખ્રિસ્તિ, મુસલમાન લોકના ધર્મ શાસ્ત્રમાં એવું વર્ણવ્યું છે કે ઇશ્વરે પ્રથમ આદમનું પુતળું બનાવ્યું અને તેને નમન કરવા શેતાનને કહ્યું; પણ શેતાને કહ્યું, કે હું તો અગ્નિ-તત્વવાળો અને માટી-તત્વવાળાં પુતળાંને નમું? એમ, ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ન ચાલી, શેતાન તેની સામો થતો રહ્યો.

આ સઘળાં વર્ણન પરથી સુજ્ઞ જન સમજી શકશે કે ક્રિયાની અંતર તથા બાહ્ય નેમ કેવી ઉત્કૃષ્ટ[5] છે, અને તેમાં કેવા ઉંડા વિચાર સમાઈ રહ્યાછે!



## પ્રકરણ ૭ મું

## પુણ્ય તથા પાપ.

આગલાં પ્રકરણમાં કાયિક સુખના સંબંધે ક્રિયાની બાહ્ય નેમ વિષે પુરતી સમજ આપ્યા કેડે, હવે એજ કાયિક સુખના સંબંધે પુણ્ય પાપ શું છે એ જણાવવું જોઇએ. જે ક્રિયા વડે સૃષ્ટિનો શુભ ક્રમ સચવાઇ રહે, અથવા તેમાં વધારો થાય, તેનું નામ પુણ્ય છે. અને સૃષ્ટિ-ક્રમના નિમિત[6] માર્ગથી, આડા વળી, બહાર પડવું તેનું નામ પાપ છે પુણ્યના કામ વડે, કુદરતની ચાલતી ક્રિયાનાં શુભ વળણને મનુષ્ય મદદ કરી તેની વૃદ્ધિ કરે છે. (હિંદુઓમાં બલિ, હોળી, હોમ, હવન, યજ્ઞ એ [illegible] નિયમ પર, એક તરફથી જોતાં વાયુની શુદ્ધતા માટે હોય છે.

૧ અરદીબહેશ્ત. ૨ સ્પનદારમદ. ૩ અરદુઈશુર. ૪ કરવા યોગ્ય. ૫ ઉત્તમ. શ્રેષ્ટ. ૬ નિમેલો.

કાયિક સુખ વિચારતાં, આ ક્રિયા બાહ્ય તેમજ અંતર હોય છે. બહારની ક્રિયાઈ§ વડે હવા, ભૂમિ, તથા પાણી સ્વચ્છ રહે છે, અને તેથી આરોગ્યતા[1] સચવાય છે. અંતરની† ક્રિયા વડે, શરીર તથા મનનો સાંચો નિયમસર સીધો ચાલે છે, અને તેથી મનની સાદાઇ ટકી રહે છે. એ સાદાઇને લીધે મનની સફાઈ રહે છે. એ સફાઇને જાળવવાથી તેના અંતરગુણ—સચ્ચાઇ, સુમન, દયા, હેત, નરમાસ, સુબુદ્ધિ—અંતરમાં વ્યાપી રહે છે. આ ક્રિયા ચાલતી રહેવાથી મનુષ્યની નીતિ ઉત્તમ પ્રકારની થાય છે, અને તેમાં ઐશ્વરી જ્ઞાનનો અંશ ધીમે ધીમે આવતો જાય છે.

કુદરતની ક્રિયાના સારા નિયમ ને વળગી રહેવાથી ઇશ્વરે નિર્માણ કરેલાં સુખનાં સર્વે ફળ આપણે ચાખીએ છીએ; પણ તેથી આડા ફાટા કે સારૂં ઈચ્છિત ફળ મળવાને બદલે નઠારૂં પરિણામ નિપજે છે. વયમાં આવેલાં જુવાન છોકરાં કુદરતનાં શુભ નિયમને અનુસરી, કામદેવને ઘટિત પ્રસાદ ધરાવે છે તો લોહી ાવકારના કેટલાક, ઓધે ઉતરેલા કે નાનપણમાં થયલા, જુના રોગ તથા દેહ-પીડા† મટી જઇ સુખ મળે છે; પણ જો તેઓ કુદરતનો શુભ નિયમ તોડી આડાં ફાટે છે તો તેનું છેવટ પરિણામ એ નિપજે છે કે તેમના ગુડા રહી જાય છે, ખઈ કે સંધિવા થાય છે, કે અંધાપો* આવે છે. મારી ટુંક ઉમ્મરનાં અલ્પ બુદ્ધિવાળાં અવલોકનમાં, આ છેલો રોગ અનિવાર્ય[2] બદલા તરીકે વિષયી પુરૂષોને થતો અને થયલો દેખુંછું, માટે દરેક સુજ્ઞ જને ભુલવું ન જોઇએ કે "બની શકે ત્યાં સુધી કુદરતનો નિમિત માર્ગ કદી છોડવો નહીં. આડું જતાં શહેજ વાર સારૂં લાગશે, પણ પછાડી માઠાં ફળ મળે છે" અને આખરે ઉપર કહેલી ગતિ થાય છે.

આ પરથી સમજી રાખવું કે કુદરતની ક્રિયાથી આડાં ફાટતાં આડાં ફળ મળેછે. માટે જેટલું સુખ બાહ્ય ક્રિયાની જાળવણીથી મળેછે તેટલું સુખ અંતર ક્રિયા સંભાળ્યાથી મળેછે. કુદરતનો આવો સુખ-દુઃખ-યુક્ત નિયમ જોઇ, કોઇ એમ ધારશે કે, ત્યારે ખરૂં સુખીતો મૂગુ-

---

§ જેવી કે બળિદાન, હોમ, સુગંધ બાળવી, ફુલ પાન ચઢાવવાં, કુવે ટાંકે દીવો બાળવો, સંધ્યા કરી જળાશયમાં ચંદન નાખવું કે કુવામાં દુધ-પાણી નાખવું, ભોંય વાળવી તથા લીપવી.

† હિંદુમાં આચમન કરવું; મૌન રાખવું; જાત્રા; તીર્થમાં સ્નાન; બાધા; નીમ. પારસીમાં બરસ્નુમ, નહાન, પાદયાબ, હોમનું પાણી પીવું, અષોઇ, પરહેજી છે

† *Medical Adviser*.p. 32 ૧ તનદરૂસ્તી ૨ ન મટે તેવું

* જેઓ અસ્વભાવિક રીતે કામને ઉશકેરી વીર્ય ખળિત કરેછે તેઓને પ્રસાદમાં કામદેવ આ ફળ આપેછે.

મનુષ્ય કે અવાચક પ્રાણી, હોવું જોઇએ, કેમકે તેનાથી ઉલટી ક્રિયા જુઠાણું, દાવ પેચ કે કાવા દાવાની બાજી, જુક્તિ ચલાવાતી નથી. પણ સુજ્ઞજને એમાં સુખ સમજવું ન જોઇએ. પહેલાં પ્રકરણમાં ૨)જા પાનાંમાં સમજાવ્યું છે તેમ, વિચાર તથા વાણી એ બન્નેમાં બહુ કરી નિકટ સંબંધ રહે છે, અને, ખરૂં જોતાં, તેમાં ફેર પણ નથી. વિચાર શક્તિ દરેક પ્રાણી, પછી તે વાચાળું હોય કે અવાચક હોય તોય તેમાં, વ્યાપી રહી હોય છે. તે વડે સારો માઠો વિચાર જીવ સાથે તે કર્યાં કરે છે. હવે અવાચક પ્રાણી કે મૂગાં મનુષ્યની જીભની રચના, વાચાવાળાં મનુષ્યની જીભની રચના જેવી, નહીં હોવાથી, તેઓ પોતાના વિચાર બહાર પ્રગટ કરી શકતાં નથી; અને વાચાવાળાં મનુષ્ય પોતાની જીભ, દાંત, તથા શ્વાસને અમુક ગતિમાં રાખી મનના વિચારને પ્રગટ કરી શકે છે. એ બન્ને વચ્ચે માત્ર એટલોજ ફેર છે: પણ વિચારની ક્રિયામાં ફેર પડતો નથી. માટે અવાચક મનુષ્ય કે પ્રાણીને સુખ છે એમ સમજવું નહીં. જુઠું માત્ર "ન બોલવાથી" જો સદ્‌ગતિ મળતી હોય તો ગાય, ઢોર, બકરાં, ઘેટાં જેવાં અસીલ તથા ગરીબડું પ્રાણીને તે પ્રથમ મળવી જોઇએ. પણ ઉપર દર્શાવેલાં કારણે એવું થતું નથી. મનની ક્રિયા—વિચાર—નો પ્રવાહ સીધો ને સરળ જોઇએ. કેવળ જંગલી લોક ધર્મનાં નામનાએ અ-

---

§ અમુક જાતનાં પાણીના આત્મા પણ સ્વર્ગ-સુખ ભોગવતા હોય એવું શાસ્ત્રો કહે છે. પારસીઓની બુનદેહશ્ને નામની કિતાબમાં કહ્યું છે કે દુનિયાની શરૂઆતમાં પેદા કીધેલી મૂળ ગાય (ગાવીઓક દાદ ગાય) જ્યારે મરણ પામી ત્યારે તેનો આત્મા સૂર્ય—લોક (=ખોરશેદ પાયા બહેશ્ત)માં ગયો હતો. વળી વંદીદાદની ૧૩)મી પરગરદની છેવટે એવું ફરમાવ્યું કે જળ-બિલાડી (=દરીઆઇ કુતરા)ને મારી નાખનાર માણસે તે પ્રાણીના પવિત્ર આત્મા (=અષો રવાન)ની શાંતિ સારૂ ત્રણ દિવસ સુધી અમુક ક્રિયા કરવી. ૧૯)મી પરગરદમાં સાલેકની ચોકી કરનાર કુતરો પણ બહેસ્તમાં દાખલ થતો કહ્યો છે. મુસલમાનની કુરાનના ૧૮)માં સુરામાં વર્ણવેલા "અસ્‌હાબે કહફ"(=ગુફાના ધણી)ની ચોકી કરનાર કુતરાના આત્મા વિષે પણ એમજ છે, ધર્મ—શત્રુઓના જુલમથી સાત ખ્રિસ્તિઓ નાસી ને એફિસસ(Ephesus) શહેરમાં એક ગુફામાં ભરાયા ત્યાં (ઇ.) સ. ૨૫૩—૪૮૦સુધી ઇશ્વરી ચમત્કારે સુઇ રહ્યા. એ માણસોની ચોકી તે કુતરાએ કીધી ને તેમને બચાવ્યા હતા.

હિંદુની "મહ ભાગવત" માં કહ્યું છે કે "જે પશુને તેં નાહક મારી નાખ્યાં છે તે તારી વાટ જુએછે, અને તારાં કીધેલાં કુકર્મને યાદ કરી ક્રોધ લાવી તું મરશે ત્યારે પોતાનાં લોઢાં સરખાં સિંગડાંએ પરલોકમાં તને છુંદી નાખશે,,

જ્ઞાન છતાં આ માત્ર સદગુણે સ્વર્ગ–સુખ પ્રાપ્ત કરી શકે છે‡

આ પ્રમાણે, પુણ્ય જેવી રીતે બહુ કરી દેહ–સુખ માટે કરવામ આવે છે, તેવી રીતે સંસાર–સુખ સારૂ નીતિને માટે પણ કરવામાં આવે છે. હવે ત્રીજા પ્રકારનું પુણ્ય મૈયત પછાડી કરવામાં આવે છે. એ પણ જ્યાં મનુષ્ય મરી ગયું હોય ત્યાંજ ક્રિયા કરાતી હોય તો દેહ–સુખ તથા નીતિનો પાડોસ રાખે છે. મૈયતના પ્રથમના§ દિવસમાં જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તે એક તરફથી જેતાં મરનારના આત્માની શાંતિ માટેછે, ને બીજી તરફથી મરનારની પૃથ્વિ પર રહી ગયલી વાસના ને લીધે, તથા તેનાં નાશ પામતા રોગિષ્ટ શરીરના કહોવાટે બગડેલી ઘરની ભોંય-હવા, કપડાં, બહુ ખડખચડી સપાટીવાળી વસ્તુઓ, નબળી પ્રકૃતિનાં મનુષ્યે, વિગેરેને તેમની પોતાની અસલની સારી સ્થિતિમાં લાવવા ખાતર હોય એમ દિસે છે.

આત્મ-શુધ્ધિ તરફ જેતાં, પુણ્યનો વળી ચોથો પ્રકાર જણાયછે. તેની ક્રિયાનું† ફળ દેહ છોડયા પછી આત્માને ખપ આવે છે, આ માર્મિક વિષયનું બારીક જ્ઞાન યોગની તીવ્રતા વગર મળતું નથી, તોય દેવઅંશી સૂક્ષ્મ જીવ જેને પારસીઓ ફ્રોહર કહે છે, તે વિષેનાં પુરતાં જ્ઞાન. વડે

‡ પારસીઓએ અર્દા વીરાફ નામું એ વિષે ધ્યાનથી વાંચવું યોગી જનને જે માણસો સંસારના સીધા કહેવાતા માર્ગે ચાલેલા અને સંસાર ખટપટમાં વિશેષ રહી પેટયું કુટી કાઢવામાં જેઓએ ભવ પુરે કરેલો તેમના આત્મા આ પૃથ્વિ પર ભમતા અને વળખાં મારતા જ ણાયછે. (પારસીઓએ એવા દાખલા જમશેદ તથા કેરશાસ્પના બુનદેહ શ્નેમાં જેવા) હવે એવાંજ માણસો પણ ભોળાં, સાફ દિલનાં, આસ્થ વાળાં તેમના આત્માની એવી ગતિ જણાતી નથી! એમ ન હોતતે યોગિની સિવાયની સદાચારી સ્ત્રીનું શું થાત?

† પારસીઓ "ગએતી ખરીદ" "ઝીન્દેહ રવાં" તથા "સિઆવ" ની ક્રિયા કરેછે તે આ પાયા પર.

§ પારસીઓમાં પ્રથમના દિવસો પર થતી ક્રિયા જાણવાથી વહેલી સમજ પડશે. હિંદુઓમાં એવી ક્રિયા આ છે:–ગૌ મૂત્ર છાંટવું, જગા લીપવી, જળ તલ છાંટવા, દીવો બાળવો; સાતમાથી તુલસી પત્રનુ નૈવેદ ધરવું; બારમાને દિવસ અગ્નિકુંડ કરી ઘી હોમવુ, અગરબતી, લોબાન, કે ગુગળનો ધુપ કરવો.

કંઇક સમજ પડશે.

આ સઘળી પુણ્યની વાત થઇ હવે એથી ઉલટી ક્રિયા ચલાવવી તેનું નામ પાતક કે પાપ છે; એટલે કે કુદરતના સ્વભાવિક નિયમને તોડી અવળે રસ્તે ઉતરવું તે. એથી દેહની આરોગ્યતા સચવાતી નથી, અને નીતિનો ભંગ થાયછે. ધર્મમાં જેજે કર્મો પાપને નામે કહ્યાંછે તેતે કર્યાં કરતાં આપણે આપણાં પગમાં કહોવાડી મારીએ છીએ. તોય જેમ ઔષધથી દુઃખ દરદનું જોર નરમ પડેછે, તેમ આવાં અઘટિત કર્મ કીધા પછી શાસ્ત્ર-વિધિ વડે, કંઇક કે થોડી ઘણી સામી માઠી અસર અટકી ફાયદો થાયછે. દરેક શાસ્ત્ર-વિધિમાં એમ ગૂઢ[1] ગુણ હોયછે; ને તે ધર્મ-અજ્ઞાન માણુસ, ધર્મ પ્રતર્યા[2] પછી જુગ વહી જવાથી, સમજી શકતું નથી.

આ સાથે એટલું પણ યાદ રાખવું કે પુણ્ય કે શાસ્ત્ર-વિધિ મોટે ભાગે આરોગ્યતા સાચવી રાખવા માટેછે, કંઇ જીવને અત્યંત દુઃખી કરવા કે આખર જીવ ખોવા માટે નથી. હરિજન એકાદશી[3] વ્રત પાળી અપવાસ કરેછે. અપવાસનો મૂળ હેતુ એછેકે મળ સાફ કરવું તથા મન-સોચ્ચારણ[4] માટે કે પ્રાણાયમ[5] સારૂ સવળતા કરવી. આવાજ ઉમદા વિચારના પાયા પર દર અઠવાડીએ પારસી લોક હમકારો, હિંદુ સોમ પ્રદોષ, ઇસલામી જુમ્માનો રોજ (શુક્રવાર), અને વિશ્રામવાર તરીકે યહુદી શનિવાર, અને ખ્રિસ્તિ લોક રવિવાર પાળે છે. આ મોટી નેમ હરિજન ભુલી જઇ એકાદશી વ્રતમાં ભોંયશિંગ, કોપરૂં, ખજુર, મનમાં આવે તેટલું ખાઇ વિકાર ઉત્પન્ન કરેછે; અને બૌધ્ધ માર્ગી તથા જૈન લોક અન્ન-પાણી વિનાના મોટા મોટા અપવાસો કરેછે. અયોગ્ય ખાનપાને મનુષ્યના આત્માની શક્તિ તથા સ્વચ્છતા ઓછી થાયછે. તેથી એ માર્ગના લોક તદન ખાનપાન તજેછે કે તેથી કરી આત્મા પોતાની અસલ શુધ્ધિએ પહોંચે. પણ એમાં દેહ-કષ્ટ અત્યંત થઇ પડેછે. ધર્મ માટે મરવા કરતાં બની શકતું બનાવવું એ વધારે સારૂં છે*

અમુક ટેવ તથા રીત ભાતનાં લોક, અમુક સ્થળ તથા હવા પાણી, અમુક દેશની સ્થિતિ પ્રમાણે પ્રથમ ધર્મ[6]-પ્રવર્તકની નજરમાં ધર્મનાં બંધા

---

૧ છુપુ ૪ મનના જપ. ૫ શ્વાસો શ્વાસ બંધ કરવા તાળવે શ્વાસ ચઢાવવો તે. ૬ ધર્મ ફેલાવનાર ૨ ફેલાવું. ૩ અગ્યારસ. એ વ્રતનાં કારણબાબત ૯) માં પાનાંની "મનસોચ્ચારણ" ની ટીકા જુઓ.

* પારસી લોકમાં અભડાયલી સ્ત્રી સર્વ વસ્તુથી અલગ રહે છે. અને કશી ચીજને અડકી શકતી નથી. મોહું સમજનું છોકરૂં જો તેને અડકે તો તેને પવિત્ર કરવાને નહવાડવું પડેછે. પણ નાનાં બાળ કે પશુ પક્ષી તેને અડકે છે તો તેનું તે કંઇ કરી શકતી નથી, કારણ કે તેમ કીધા વિના ચાલે એમ નથી. એના જેવીજ છુટ વંદીદાદની ૫)મી ફરગર્દમાં છે

રણુ તથા પ્રતિબંધો હોયછે. આથી કરી જુદા જુદા લોકના જુદા જુદા ધર્મ- વિચાર હોય છે. એક કામને એક ઉપદેશક પુણ્ય ગણે છે, ત્યારે તેજ કાર્યને બીજો પાપ ગણેછે. એક વર્ણના લોક નુકસાનકારક કે નાશકારક પ્રાણીનો સંહાર કરવામાં પુણ્ય સમજેછે; તો બીજી વર્ણના લોક તેમને પકડી વેરાન જગામાં જીવતાંનેજીવતાં છોડી દેવામાં પુણ્ય સમજેછે, ને તેમની હિંસા કરવામાં મહા પાતક સમજે છે.

કાયિક સુખ તરફ જોઇ કહેતાં, પુણ્ય વડે પ્રથમ પોતાની આરોગ્યતા અને નીતિ સચવાયછે; પછી સુજનતા[૧] તથા સુમન[૨]ની પ્રાપ્તિ થયાથી દયા આગળ વધીને પરોપકારની વૃત્તિ પેદા કરેછે. એ વૃત્તિથી મનુષ્ય, પોતાનું હિત એક કોરે મુકી, પારકાનું હિત જાળવેછે; આથી પોતાની આરોગ્યતા તથા નીતિ સાથે પારકાની આરોગ્યતા તથા તેમની નીતિ તરફ પોતાની બુદ્ધિ જોડાઈ રહે છે.

બહુ વેળા દુષ્ટ જનો પાપ કરે છે, અને સુજન તેના ભોગ થઈ પડેછે. દુષ્ટ જન સૃષ્ટિનો શુભ ક્રમ સાચવી રાખતા નથી, તેથી કુદરતની માઠી અસર વાળી ક્રિયાઓ ચાલતી રહેછે, જેવીકે ગંદકી, બિનાસ, કહોવાટ, ઝેરી હવા. એને લીધે ઉડતાં કે ચેપી રોગ કોગળિયું, તાવ ઇત્યાદિનાં વિષમય બીજ નદી, કુવા, તળાવનાં પીવાનાં પાણીમાં પ્રવેશ થાય છે કે પવનમાં બળી જઇ, સૃષ્ટિ–ક્રમ પાળનારની અડો અડ પવનના ઝપાટે આવી, તેના નિરોગી શરીર પર હુમલા કરી તેને દુખી કરેછે. એમ દુષ્ટતા પ્રસારનાર કોઇ માણસ અને તેના ભોગ થઇ પડનાર બીજો જન હોયછે. માટે આવી બાબતમાં પુણ્યની વૃદ્ધિ કરવા જવા કરતાં પાપ થતું અટકાવવું વધારે સારૂંછે.

ઉંચ વર્ણના લોક ઢેડ, ચમાર, ભંગિયા, હલાલખોર જેવા લોકને પોતાના પડોસમાં રહેવા દેતા નથી; તેમજ જે કુવો પોતે વાપરે તે કુવો, તેમને વાપરવા દેતા નથી, તે આ ઉપલા નિયમને અનુસરીને તેઓ ચાલેછે. દુષ્ટ જન નદી નાળાં પર મોં હાથ ધોઇ દાંતણ કરી મોંમાં પાણી ભરી, તેજ પાણીમાં પાછી પિચકારી મારેછે, તેમાં થુંકેછે,* તેમાં મળ[૪] મૂત્ર કરેછે, વાળ ધુએછે, નાહીને ચામડીનો મેલ પાણીમાં ચોળેછે, પછી પ-

૧ ગૃહસ્થાઇ. ૨ સારૂં મન. ૪ ગૂ મુતર.

* "પાણીમાં ઓકારી ખાઇને થુકવું નહિં, મળ–મૂત્ર કરવાં નહિં તેમજ તેમાં લોહી, વાળ, નખ, હાડકાં, રાખ નાખવી નહિં."-યજુર્વેદ અગ્નિદા, કે જળદા, કરતાં આ આજ્ઞા દરેક જ્ઞાતિના હિંદુઓના ધ્યાનમાં રહેતો સર્વે લોકને કેટલો ફાયદો થાય!

વિત્ર થઇ બહાર નિકળી તેજ પાણી પોતે પીએછે. હવે બીજી તરફ-થી ઉંચ જ્ઞાતિનો કોઈ સુજ્ઞ જન તે ગંદકી, કચરો, અંદર કહોતી વસ્તુ અને તેટલી મહેનતને કાઢી નાખવામાં પુણ્ય સમજેછે, કે તેથી કોઇને નુકસાન થવાનો સંભવ ન રહે. એમ પુણ્ય પાપની ક્રિયા બુદ્ધિ-બળપર આધાર રાખેછે, ને એ બુદ્ધિ સુધારનાર તથા વધારનાર ધર્મ તથા શાસ્ત્ર-વિધિ છે. ધર્મ તથા શાસ્ત્ર-વિધિ પ્રમાણે ચાલવાથી આલોકમાં બાહ્ય સુખમાં નિરોગીપણું, અને અંતર સુખમાં આત્મ-શુદ્ધિ, શાંતિ, અને સદ્ગુણ મળે છે; તથા પરલોકમાં સદ્ગતિ થાય છે. માટે હમેશને માટે આ શિક્ષા તો કાળજે લખી રાખવીકે પુણ્ય પાપનો બદલો આ લોકમાં પ્રથમ મળેછે, ને પછી પરલોકમાં ઘટિત મળેછે. હ્યાં કાયાનું સુખ દુઃખ ને ત્યાં આત્માનું સુખ દુઃખ બદલામાં મળેછે. જેઓને આત્માનું દુઃખ સુખ માનવાની સમજ શકિત ન હોય તેમણે ફક્ત આટલો વિચાર કરવો જોઇએકે, જે ધણીએ દરેક પ્રકારની, ઝાડ પાનકે જીવ જંતની, પેદાયશમાં અત્યંત ઉંડું ડહાપણ વાપરી, દરેક બનાવટ એકમેકના સુખને ખાતર સરજી છે; ત્યારે શું તે ડહાપણ, મનુષ્ય જેવું પ્રાણી પોતાના સંસાર વ્યહવારમાં સીધું, કુદરતના નિયમને અનુસરતું, ચાલે તેને માટે તે ધણીએ ન વાપર્યું હોય?તેની કૃતિનો બદલો તેને મળે એટલી બુદ્ધિ તેનાં મહાજ્ઞાનમાં સમાઇ ન હોય? "કરે તેવું પામે"એ કુદરતના અનિવાર્ય[1] નિયમને તેણે છેક પ્રસાર્યો ન હોય? જ્યાં સુધી શરીરનો સાંચો ચાલે ત્યાં સુધી ફક્ત એ નિયમ અમલમાં રાખ્યો હોય, તો તેનું જ્ઞાન, મનુષ્ય માફક, "સમર્યાદિ[2]" નહોય? તેનું અનંત ને અપાર જ્ઞાન દેખવાને કયાં સંભવ રહેશે? તેની આ સંકોચિત ભાસતી[3]યુકિત એકત્ર[4] સૃષ્ટિ-નિયમને શોભશે? તેની ઐશ્વર્યતાને આ યુકિત ઘટિત લાગશે.?



૧ ફેરવતાં ન ફરે તેવુ. ૨ મર્યાદા-હદવાળું. ૩ સંકોચાયલી. ૪ સામટા. ૫ દેખાતી.

# ટીકા

પાનું ૩— યોગીએ બુરૂં ઇચ્છવું—યોગી બુરી ઇચ્છા ભાગ્યજ ક- રેછે, કારણકે તેમ કર્યાથી તેવી ટેવ પડી જાયછે. જો કોઈ શિખાઉ યોગી પોતાની સબળ ઇચ્છાનું જોર ખોટે રસ્તે વાપરેછે તો કોઈ પણ પ્રાણીને પીડવે કે મારી નાખેછે. આ ટેવથી પોતાનું બુરૂં કીધેલું પોતાથી પાછું વળતું નથી. (Aim of Life p. 7) માટે સર્વ ધર્મમાં મન, કર્મ, ને વાણી સીધાં ચલાવવાની આજ્ઞાછે કે તેથી કરી પોતાનું ફરોહર પવિત્ર રહે.

પાનું ૫— અવધાન શક્તિ—એ આઠથી શરૂ થાયછે. અષ્ટાવધાન= આઠ બાબત એકી વખતે યાદ રાખવી તે. ષોડશાવધાન (૧૬); સતા- વધાન (સો); કે સહસ્ત્રાવધાન (હઝાર), હોયછે. આ હઝારની શક્તિ પાંડવમાંના અર્જુનમાં હતી; તેમજ ઝં.મિથ્ર=સં.મિત્ર દેવ=મહેર યઝતમાંછે.

પાનું ૯ — પોતે ઉડવું – જ્યારે શરીરમાં વાયુનું જોર વધારે હો- યછે ત્યારે લોહી જોડે ફરતી કાયિક વિજળી વાયુવાળા ભાગમાં થઇ- ને જાયછે તેનો દેખાવ ઉડતા હોઇએ તેવો મગજે દેખાયછે. એમજ જ્યા- રે પેટમાં ગરમીનું જોર વધારે હોય, કે ગુસ્સે થયલા કે ભુખરાયલા સુ- તા હોઇએ, ત્યારે તે ગરમીમાં થઈને કાયિક વિજળી જાયછે તેથી ભડકાં આગ, કે આગમાં ઘેરાઇ ગયલા જણાઇએ છીએ. એમજ જ્યારે પેટમાં સરદી વધારે થાય ત્યારે તે સરદ ભાગોમાં થઇને જતી કાયિક વિજળી- થી આપણે તરતા દેખાઈએ છીએ. કદી ખાન પાનમાં માંસ તથા મદિરા હોયછે તો નર્કમાં ખરડાતા, કે નર્કનાં ગાડાં કે ટોપલા જોઇ, દુર્ગંધે આત્મા કમકમેછે. પણ જ્યારે શરીરમાં માફકસર ગરમી, સરદી, કે વાયુ હોય છે ત્યારે શરીરની અંદરના પડદા તથા નાડીઓની ચામડી સાથે લોહીના ઘસારાએ મોટી હવેલીઓ, શોભાયમાન દિવાનખાનાં, ને બાગ દેખાયછે. લોહીના ઘસારાએ એભાનીમાં આવા દેખાવ જણાયછે એટલુંજ નહિં પ- ણ જાગૃતિમાં કેટલાકને દેખાયછે. જેમણે Purkinjeની આકૃતિઓ જો- ઇ હશે તેઓ એ વાત સમજશે.

પાનું ૯ – મોતની ખબર –નૈષ્ઠિક હિંદુ, અષો પારસી, તથા દી- ન ચુસ્ત ઇસ્લામી, જ્યારે યોગની પાળ પર આવી રહ્યા હોયછે ત્યારે તે- નું ફરોહર પોતાના સ્નેહી કે વગર સ્નેહના પણ સીધે રસ્તે ચાલનાર ના મોતનો દેખાવ સ્વપ્નમાં જોયછે. કુમાર્ગી સ્નેહી, કે આપઘાતે, કે ક- મોતે મરનાર વિષે સ્વપ્નમાં આપણે જાણીએ છીએ કે એતો ગુજરી ગયોછે તોય તેને ભર જુવાનોનાં લોહીઆળ મોં વાળો ને વળખાં મારતો દેખીએ છીએ. હવે જો તે પુણ્યવંત હોયછે અને તે પારસી હોયતો મોબેદો, મુસલમાન હોયતો ઈમામ તથા મોલવી મુસલમાનો, અને હિંદુ હોયતો બ્રાહ્મણો, તે મરનારના આત્માને મળવા માટે ટોળાંબંધ આવતા

અને તેની જોઇતી ક્રિયા કરતા, ગંભીર દેખાવના તથા એક દીલના, નજર પડેછે. જાતિ પ્રમાણે લોક દેખાયછે એટલુંજ નહિં પણ ઘણાખરા સફેદ વસ્ત્રમાં તથા જુની રીતનાં જણાયછે. વંદીદાદની ૧૨ )મી પરગરદમાં દોઝખી કે બહેસ્તી માણસ પછાડી વધતી ઓછી બંદગી કરવાનું ફરમાન છે તેનો પાયો આવા દેખાવ પર રચાયલો દિસેછે.

આ સ્વપ્ન અગમચેતીનાં હોયછે, કારણકે આપણા સ્નેહીના મોત વિષે આપણે જાણતા ન હોઇએ તોય સ્વપ્નમાં તેના ઓટલે, ઉઠમણે, અને બીજી ક્રિયામાં આપણે ભળતાં દેખાઇએ છીએ.

પલટેલો દેખાવ–સાફ દિલના માણસોને સ્વપ્નમાં દાટેલાં ધન, ઘરમાં સાપ, નાગ, ચોર ઇત્યાદિ દેખાયછે ને ઉંઘમાંથી ઉઠી જોતાં ખરાં નજરે પડે છે. એક અપંગ પણ અપો મોબેદે ઘરનું બારણું વેચી ઘંબારની મેજ ઉજાવેલી તેનું સ્વપ્ન નોશીરવાન બાદશાહને આબેહુબ દેખાયું હતું તે એજ કારણે. જેવી મનની ક્રિયા તેવોજ સ્વપ્નમાં દેખાવ જણાય છે. (Cabala p. 72).

પાનું–૯—મનસોચ્ચારણ–(મન: + ઉચ્ચારણ) યોગીના પ્રણવ જપ-

"કહત કબીરા શુણ ભાઇ સાધુ, 'મનકી માલા જપતાહે';
જો ભાવ ભગતસેં ધ્યાન ધરત હે, ઉનકુ સાહેબ મિલતા હે".–કબીર કાવ્ય

ઈશ્વરનું ટુંકામાં ટુંકું નામ પળે પળ રટયા કરવું તે. પારસી ધર્મમાં અહુર મઝદ યસ્તમાં એવાં નામ ૭૨–૭૫ છે, તે પરથી યહુદીઓના કબલ પંથમાં પણ તેટલાંજ અનિશ્ચિત નામ રાખ્યાં છે. આથી એ યશ્ત મુસાએ વાંચેલી સંભવેછે. એક્ષોદસ (Exodus) નામની મુસાની ચોપડીના અમુક વાક્યના શબ્દોના અક્ષરો પરથી એ નામો નિકળ્યાં છે(Cabalâ p. 39) પારસી ધર્મનાં ૭૨ નામ અમષાસ્પંદોનાં નામ પરથી નિકળ્યાં છે. તેઓ "સ્પેન્ત્યીશ, મઝદાઓ વોહુ-ખ્ષથ્રા" (=અમષાસ્પંદો અષોઈના નેક ધણી–પાદશાહો ! ) એ વાક્યના પાયા પર દિસેછે. એ વાક્યમાં ત્રણ શબ્દ, ૯ સ્વર ને ૧૫ વ્યંજન મળી ૨૪ અક્ષર છે. આ ૭૨ નામોને તેમના શરૂઆતના અક્ષરના મેળે ગોઠવતાં નિચે મુજબ પ્રમાણ બંધાશે.:— (૩×૩) + (૩×૫) + (૩×૭) + (૩×૯) = ૭૨. વળી આ પ્રમાણ કેટલાક સાલેકે અધુરૂં સમજી તેમાં (૧×૩) શરૂઆતમાં વધારી ૭૫ નો મેળ મેળવ્યોછે. પણ એથી મૂળ હેતુ ઝંખવાયછે. કારણકે આ પ્રમાણમાં પહેલે તથા છેલ્લે ૯ છે તે જાનની અમરતા દેખાડવા માટેછે. નવને ગમે તે આંકડે ગુણીએ તોય ગુણાકારનો સર્વાળો ૯જ આવશે એટલે ૯ નો નાશ થતો નથી, પણ બીજાં રૂપે અમર રહેછે. એ અમરતા યાદ રાખવાને સાલેકનો સદરો ૯ સાંધાનો હોયછે, અને કસ્તી એ પ્રમાણના પાયાપર હજી ચાલેછે. સદરો કસ્તી એ સલુકના પંથની નિશાનીઓ છે. તેજ જાનની અમરતાનો મત કહી આપેછે. જે વસ્તુપર મનુષ્યનો પ્યાર હયા–

તીમાં રહેછે તે પર, મુઆ પછી પણ, તેના જાનનો ભાવ રહેછે. એટલા માટે પદાન સાથે સદરા કસ્તીનો શીઆવ કરવો પડેછે. બહેદીન કંઇ પદાન બાંધતા નથી તોય તેઓ સાલેકની રીતને વળગી રહ્યા છે. પદાની મતમાં પણ આત્મજ્ઞાનની બારીકી દેખાય છે.

ઉપલાં વાક્યમાં ત્રણ શબ્દ "સ્પેન્ત્યી, મઝ્દા, ને ખ્ષથ્ર" છે; યથામાં "રતુ, મઝ્દા, ને ખ્ષથ્ર" છે; હોરમઝદ યસ્તમાં "સ્પેન્તો તેમ, મઝ્દા, ને ખ્ષથ્ર" છે; અને વંદીદાદ-૧૯)માં "અમેષાસ્પેન્તા, હુ-દાઓ.હ ને હુ-ખ્ષથ્ર" છે. આથી જણાયછે કે અમેષાસ્પેન્તા=સ્પેન્ત્યી, સ્પેન્તો તેમ, રતુ છે. કસ્તીના ૭૨ તાર, ૩ નર, અને દરેક નરની ત્રણ ત્રણ નરી એ સઘળું એ પ્રમાણના પાયા પર છે. "સ્પેન્ત્યીશ્ " શબ્દમાં ૮ અક્ષર છે તેથી, કે ઉપલાં પ્રમાણના ૩+૫+૭+૯=૨૪ તે ૮×૩ નો બનેલો છે તેથી, આઠ આઠ તારવાળી સૌથી નાની નરી છે, અને એ પ્રમાણનાં બંધનના ચાર ગાંઠ પરથી ચાર ગાંઠ, ને દરેક ભાગ ત્રણે ગુણ્યો છે તે પરથી ૩ આંટા છે.

જેમ અમષાસ્પંદોનાં નામ પરથી આ ૭૨ નામ નિકળ્યાં છેઃ તેમ ત્રિમૂર્ત્તિ (=અગ્નિ, આદિત ને ઇંદ્ર) તથા ૩૩ દેવતાના પાયા પર હિંદુ યોગેશ્વરોએ [(૧×૩)+(૩×૩)+(૫×૩)+(૭×૩)+(૯×૩)+(૧૧×૩)] =૧૦૮ નામ ઉપજાવ્યાં છે. એટલા માટે યોગીની માળામાં ૧૦૮ મણકા રહેછે. જમશેદ બાદશાહે ચાલુ કરેલી (સદદર-૧૩) સાલેકની કસ્તીની રચના માફક, હિંદુ યોગેશ્વરોએ આ પ્રમાણને અનુસરી ઉપવીત (=જનોઇ) બનાવીછે. ૧૦૮ નામ માટે ૧૦૮ તાંતણા, અને તેના બંધનના ૬ ગાંઠ માટે ૬ તાર છે, એમ સમજાુંછું. આ વધતાં નામની શ્રેઢી પરથી અનુમાન કાઢી શકાય કે જનોઇની બનાવટ કસ્તીનું પ્રમાણ જોઇ ચાલુ થઇ હોય; તોય જનોઇની શરૂઆત અગ્નિ-હોત્રીઓએજ કાઢી હોય. કારણકે ઋગવેદમાં વર્ણવેલી આ પ્રથમ ત્રિમૂર્ત્તિ તેમનીજ દિસેછે. આ ત્રિમૂર્ત્તિમાં ૩ શબ્દ અને ૧૧ અક્ષર છે તે પરથી ઋગવેદના ૮ માં મંડળમાં કહેલા (૧૧×૩=)૩૩ દેવતાનાં નામ નિકળ્યાં છે. એમાં ૧૧ દેવતા આકાશમાં, ૧૧ દેવતા વાતાવરણમાં, અને ૧૧ દેવતા પૃથ્વિ પર છે. (જુઓ "વિશ્વ દેવાઃ નિવિદ"). એઓમાં ૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, ૧ પ્રજાપતિ, અને ૧ વશટ્કાર છે. એમ ત્રણે ભુવનમાં અગ્યાર અગ્યાર દેવતા છે તે માટે અગ્નિહોત્રી અગ્યારસનું વ્રતપાળેછે અને તેમ કીધાથી મોક્ષની આશા રાખેછે.

ઇરાનના પઓર્યો-દકએષી જોતીના સમાગમે આ ત્રિમૂર્ત્તિ હિંદુઓમાં ચાલી હોય, કારણકે દાદારના દરજ્જાવાળા ત્રણજોડિયા યઝત—દએ ૫ આદર (=અગ્નિ), દએ ૫ મહેર (=આદિત્ય), દએ ૫ દીન (=ઇંદ્ર) ને મળતી છે.

આ ઇરાની ત્રિમૂર્ત્તિનું પુરાતમપણું જે કુવામાં માણસ કે કોઇ

પ્રાણી પડીને મરી જાયછે તે કુવાનું પાણી ૧૩ મહીના અને ૧૩ દહાડા (=૪૦૮ દિવસ) ની મુદ્દત સુધી તાપે ઉડાવા દેવાની સરસ રીતિ આત્મજ્ઞાનના સંબંધે પારસીઓમાં ચાલે છે, અને જે મુદ્દત માટે હાલના વિદ્વાનોને આધાર મળતો નથી, તે પરથી ખુલ્લું જણાયછે. એ મુદ્દત આ ત્રણ દાદાર તથા સાત અમષાસ્પંદોના સંબંધે દશ ભાગે ગંઠાઈને થઇછે: (૧×૩) +(૭×૩) +(૯×૩) +(૧૧×૩) +(૧૩×૩) +(૧૫×૩) +(૧૭×૩) +(૧૯×૩) +(૨૧×૩) + (૨૩×૩) =૪૦૮. મનસોચ્ચારણની રીતિ ગાથાના દિવસોમાં યથા અહ્નેમ આખો દિવસ કે રાતે સુતાં સુધી ભણ્યા કરવાની ફરજ પરથી હજી ચાલેછે.

પાનુ ૧૦–ઉંઘમાં પોતાના વિચાર કાને સંભળાય છે–આપણા શ્વાસના પ્રવાહના મોજા હવામાં નિકળી કાનનાં ઢોલને તથા માથાંની સપાટીને લાગે છે તેથી મગજના તંતુ પર કોઇનું બોલેલું સાંભળતા હોઇએ તેમ લાગે છે. "એમ પણ હોય કે અવાજના આચકા ખોપરીની નક્કર બાંધણીમાં થઇને સાંભળવાની ઇંદ્રિ તરફ જતા હોય"—Huxley.

પાનું. ૧૬–કહોતું લોહી આવું—ઘણાક વિદ્વાનો માંસ ખાવાની સાબિતીમાં આત્મજ્ઞાનની ગેર સમજુતે નિચલા ફકરા બતાવે છે, પણ તેમાં ભુલવાય છે: "યસ્ચ[1] મેર[2] અએતહે[3] મરેઘહે[4] યદ્[5] પરો–દર્ષહે[6] તનુ-મઝો[7] ગેઉશ[8] દયદ[9]"—વંદીદાદ. ૧૮=

"પાક જાન[8] (=અષો મરદ) કે જેણે[1] મારાં[2] આ[3] પક્ષીનો[4] એટલે[5] કુલંગ–મરઘાનો[6] ઉજમ[7] (=તનની મોટાઇ, શુર)ને પેદા[9] કીધો;" અને બામદાદમાં ઉઠી, આતશ રોશન કરી, પાક જાનને પવિત્ર રાખવાની ફરજો જેણે બજાવી તેના પાક જાનને, તે માણસના મુઆ પછી, હોરમઝદ એક બોલ પુછતો નથી. હવે રોજ ઉંઘમાંથી વેળાસર ઉઠવા માટે કુલંગ મરઘો જો અષોદાતમાં કોઇ આપે તો તે એક મોટું સવાબ ગણાય.

હાલના વિદ્વાનો એ વાક્યનો ખોટો અર્થ ઉઠાડી આ આત્મજ્ઞાનની ખુબીને લજવે છે. "મરઘાનાં શરીર જેવડો ગોસ્તનો (?=કટકો) અષોદાતમાં આપે"!!!

વળી એવીજ સાબિતી વંદીદાદ ૪)માંથી આપે છે: "મા[1] ગેઉશ[2] મા[3] વસ્ત્રહે[4] હતો[5] અધાઇતીમ[6] વઓચોઈદ્[7]"= નહીં[1] રેવાનનો,[2] નહીં[3] શીઆવત્રો[4] ઇજનાર[5] એ–કામદે[6] બોલે.[7] તેઓ આનો અર્થ ઉઠાડે છે કે" ગોસ્ત તથા વસ્ત્રનો ઈચ્છનારો જુઠું ન બોલે!!! આમાંથી શીઆવ ઇજાવવાની ફરજની સાબેતી મળે છે.

સલુકના રસ્તે ન ચાલનાર બહેદીનો, સુવાવડી અશક્ત બાયડીઓ ગોસ્તનો ખોરાક લેતાં, એવું વંદીદાદ–૧૫માં જણાય છે: "પશુ કે મહોલ્લાની રખેવાળી કરનાર કુતરાને જે માણસ ન ચવાય એવાં હાડકાંઓનું (કંઇ) આપેતો તે પાપી થાય છે." ઉપર ટાંકેલાં વાક્યોમાં સમાયલી ખુ-

બી વિદ્વાનોને ખબર નહોવાથી તેમના ખોટા અર્થ પરથી દરેક ટીકાકાર તેમને હીણુતો આવ્યો છે.

પાનું ૨૬—નાકમાં આંગળી—શરીયત તથા સલુકના રસ્તા પર ચાલનાર દુર્વેશનો એ એક દાખલો છે. સાધારણુ બાંગી કંઈ એમ અજાંદેતા નથી.

પાનું" ૨૭—રાતના યોગ—અભ્યાસ— "તેને તું અથોરનાન કહેકે જે પવિત્રાઇ વાળી... સરસ બહેસ્ત મેળવનારી અકકલને આખી રાત પુછે"—વંદીદાદ—૧૮. યોગની રીતિ તેનાં હલકાં સાદાં રૂપે હજી ચાલે છે; તે એકે રાતે અષેમ ભણી, કે કસ્તી કરી, કે સરોષ યશ્ત રાતની વડી ભણીને સુવાની ફરજ છે. આવી સરોષ યસ્તનો પાયો બહુ પુરાતમ જણાય છે.

મહમદ પેગમબર પણ કહે છે કે— "અરધી રાત ભક્તિમાં કાઢો.. ..ભક્તિમાં અચળ રહેવા સારૂ રાતે ઉઠવું તે ખરે ગુણુકારી અને સાફ ઉચ્ચારણો માટે સુલભ્ય છે—"કુરાન—૭૩.

પાનું ૨૯—સિદ્ધિ—જેમ યોગી સિદ્ધિ ચલાવી સોનું, રૂપું, કે હરેક વસ્તુ તત્કાળ રજુ કરે છે (પારસી વાંચનારે અષિસંગ યસ્ત—૨ જોવી): તેમ મેલી વિધ્યાવાળો સર્વ વસ્તુ મેળવી આપે છે. જ્હેને ત્યાં તે વસ્તુ હોય ત્યાં કોઇ નિશાની પોતે મુકી આવે છે ને તેને આધારે તેના સાધેલા વીર લાવી આપે છે. આથી મેલી વિધ્યાવાળો સુખી રહેતો નથી. સિદ્ધ પુરૂષમાં આવી શકિત છતાં તે પૈસા ટકાને હરામ ગણે છે. ખેરાત કે દાનમાં તે ફકત અંગ—ઉપયોગી વસ્તુજ રાખે છે, તેથી ગાય ઢોરનું દાન તેને વધારે વસંદ રહે છે, (વંદીદાદ— ૨૨માં પારસીએ જોવું). વળી યોગીતો અમેતે વખતે "ભુ: ભવ: સ્વ:" (=દુનિયા, હમેશઆન, ને બહેશ્ત) એ ભેદ ભરેલા ત્રણે શબ્દો એકે ઝપાટે મોટેથી બોલી ઓંકાર કરતો સિદ્ધિ ચલાવી શકે છે, પણ મેલી વિધ્યાવાળો તો સાધેલી મુદત સુધીજ ચલાવી શકે છે.

સિદ્ધ પુરૂષે આપેલી વસ્તુનો ઉપયોગ જતા રહેલા ઋતુવાળી છિનાળ કે મની સુકાઇ ગયલો વ્યભિચારી પુરૂષ કરે છે તો સિદ્ધિની શક્તિ ઘટે છે (અષિ યસ્ત—૧૦)

પાનું " " સિદ્ધિ —વચન—યોગ અભ્યાસથી જ્યારે મન દૃઢ થાય છે અને કાયિક વિજળી શુદ્ધ હોય છે ત્યારે સિદ્ધ પુરૂષ પોતાની ઇચ્છાનો સબળ પ્રવાહ બહાર કાઢે છે તેથી તેની જોડે તેની ફ્રવષિ બહારની આકાશી ફ્રવષિ સાથે મળી જે વચન તેના મોંમાંથી નિકળ્યું તે બજાવે છે. એવો પુરૂષ શહેજ ભ્રમનામાં પડે ને તેનો જીવ કંઇ ચાહે પણ તે માટે તેનું મન ના કહેતું હોયતો તેનાથી ધારેલી વસ્તુ મેળવી શકાંતી નથી. સિદ્ધ પુરૂષ જે કામ કરે છે તે પોતાનાં નામથી નહિં પ-

ણુ રામ નામે કરે છે (જુઓ ભગવદ્ ગીતા–૨–.૯). એમજ મુસલમાન સાલેક એવું કામ કરતાં "બીસ્મલ્લા" (=અલ્લાના નામથી); યહુદી "બઆરી તઆલા" (=પરમેશ્વરથી): ખ્રિસ્તિ In the name of the Father, of the Son, and of the Holy Ghost (=પિતાના, પુત્રના, તથા પવિત્ર આત્માના નામે); અને પારસી "બ નામે યઝદ" (=ખોદાનાં નામે) બોલે છે. પારસીની દરેક બંદગીની શરૂઆતમાં એ શબ્દો આવે છે તે પરથી જણાય છે કે તેમના બતાવનાર સિદ્ધ પુરૂષ હતા.

પાનું–૩૬ હૃદયપર પ્રતિમા મરનાર જો પાપી હોયછે તો તેનો આત્મા અંદરખાને રૂધા કરે છે કે મારૂં હવે શું થશે. તેનાં માઠાં કામો વિષે અંતઃકરણજ કહેછે કે એતો માઠાં થયાં. એથી તે પરિતાપે બહુ બળે છે.

હવે જે માણસ કુદરતની સારી રીતિને વળગી રહી ચાલ્યું હોયછે તો તેનો આત્મા સ્વભાવિક સારી સ્થિતિમાં રહેછે, તેને ઉદ્વેગ થતો નથી, અને તેનું અંતર નિર્ભય રહેવાથી તેનો જીવ ખુશ ખુશ રહેછે; અને મોં હસમુખું દેખાયા કરેછે; આ અંતર ક્રિયાથી તેની કાયિક વિજળી જાણે સારસ ચાલતું હોય તેમ ચાલેછે. આ દેખાવ બહુ મનહર લાગેછે. પુણ્યવંત આત્માની સન્મુખ તેનાં કીધેલાં સારાં કામની યાદ આવેછે. તેનાં ત્રણ પાસાં એકી નજરે દેખાયછે. પોતાને કે લોકને સુખ મળ્યું હોય તેવાં કામના વિચાર (=નેક મનશ્ની). સત્ય વચન પછી તે સ્વહિત કે પરહિત માટે કહ્યાં હોય તે (=નેક ગવશ્ની), તથા પોતાનાં તેમજ પારકાનાં સુખને માટે કીધેલાં કામ (=નેક કુનશ્ની). એમ પ્રાણ તથા બુદ્ધિની ક્રિયા અને કાયિક વિજળીની નરમ ચાલને લીધે એ દેખાવ બહુજ ખુશનમા દેખાયછે. એવોજ દેખાવ યોગીને હલકા ખોરાકે, શાંત લોહી વડે, મનસોચ્ચારણ રાતે કરી રહીને સુતાં, જણાયછે. એવા ખોરાક માટે હિંદુ યોગી ભાજી પાલામાં સાટોડીની ભાજી પર વિશેષ પ્યાર રાખેછે. એ ભાજીનું શાક ખાધાથી પેટના નળ છુટા પડેછે. હઠ યોગના અભ્યાસીને તો બસ્તિ કર્મ શિખતાં એક અઠવાડયું સુધી લાગટ એ ભાજી ખાવી પડેછે.

મરનારને પોતાની ફ્રવષિ જોબનવંતી કુમારિકાના રૂપે દેખાય છે. જે જાતના આપણે હોઇએ, અથવા જે લોક જોડે આપણે વિશેષ સંબંધ રાખતા હોઇએ, તે જાત તથા તેવા પોશાકની તે કુમારિકા જણાય છે. તે શાંત સ્વભાવની, રૂડાં ડહાપણ વાળી, ને દિલાસો દેનારી પુણ્યવંતને દેખાય છે. "તે શોભિત ઘાટની બનાવેલી, જોરાવર, સારા કદની, ડાહી, ઢોંગી, યુક્તિ વાળી, ને સુમાર્ગ બતાવનારી આવે છે"- વંદીદાદ–૧૯. તે મધ્યમ કદની, રંગે ઘઉં વર્ણની, માફક સર તનદરૂસ્ત ચહેરાની દેખાય છે, અને કોઇ બહોળી વસ્તિ વાળાં શહેરમાં ગંજાવર હવેલીના છેક અંદરના ભાગમાંથી કોઇ પવિત્ર ક્રિયા કરવા કે પરોણાગત કરવા આવતી દેખાય છે.

પોતાની કૃતિની કુમારિકા વાળી જે આકૃતિ મરનારને દેખાયછે તે તેની કાયિક વિજળીની ચાલ, તેના પ્રકાર, તથા તેને રહેવાની આખર જગા પ્રમાણે દેખાય છે. મરતાં બચેલા પુણ્યશાળી માણુસો આ હકીકત સારી રીતે સમજી શકશે.

પુણ્યવંત સ્ત્રીને એથી ઉલટો, મરદીમાં આવેલા છોકરા જેવો, દેખાવ જણાવો જોઇએ, એમ ધારૂંછું.

મહમદ પેગમબરની અંતર દૃષ્ટિએ એ દેખાવ પડેલો તે કહે છે કે "બહેસ્તી માણુસો બહેસ્તમાં સુશે ત્યારે બહેસ્તની કુમારિકાઓ, તેમના જેટલી ઉમ્મરની અને પોતાના પતિ સિવાય બીજા કોઈ પર નજર નાખવાથી દુર રહેતી, ત્યાં તેઓ કને બેસશે"–સુરો. ૩૮ તથા ૫૬.

પાનું–૩૬ શ્રાપિત યોનિ= ઝં. દએવ, દ્રુજ (=સં. દ્રુહ=ફા. દરૂજ)= દેહને નુકસાન કરનાર, પછી તે મનોવિકાર હોય કે અવગત પામેલો દુષ્ટ આત્મા હોય. જે પશુ, પક્ષી, કે મનુષ્યમાં એ દુષ્ટ શક્તિ પ્રબળ રહે તેને પણ દરૂજ કહે છે.

પાનું ૪૨–સર્પ–ઝંદભાષામાં "મઇર્ય"=ફા. માર, અને "અઝ્િ"છે. અઝ્િ દહાક=ડંસેલ સાપ=ઝોહાક.

" " મુસાએ દૂરનો સાંભળેલો વિચાર–એ યહુદી લોકનો પેગમ્બર મીસર દેશમાં ઇ. સ. પૂ. ૨૪૩૩ માં જન્મેલો કહેવાય છે. એના વખતમાં ઇરાની આર્યોનું વિદ્યા–બળ ખાલ્ડીઆમાં વ્યાપેલું હતું. એ ખાલ્ડીઆ પ્રાંત જેની રાજધાની બાબીલન શહેર હતું તે આખો પ્રાંત એણે ફરીને જોયલો જણાય છે, એ પ્રાંત ઇરાનની પડોસમાં હોવાથી તથા તેમાં તુરાની (=તુર્કી.) લોકઈ આવી વસવાથી તેમનાં વિધ્યા હુન્નર યહુદી લોક

---

ઈ "જમશેદ બાદશાહ" જેવા સાલેકને બરફ પડવાની આફતની અગમચેતી થઈ હતી. એવીજ અગમચેતી યહુધીઓના નૂહ પેગમ્બરને રેલની થઇ હતી. ઝં. મ્રરસ્ ઝિમ=હાણી કારક હિમ, સમજવાને બદલે તેને હિબ્રુ "મલ્કુષ"=માવઠું ધારી, મુસા પેગમ્બર કહે છે કે લાગટ ૪૦ દિવસ સુધી વરસાદ પડયો. અકટોબર આખરથી તે માર્ચ સુધી તે વરસ્યો. એપ્રિલથી પાણી ઓસરતાં છેક સપટેંબરમાં તે ઓસરી રહ્યું. નૂહ સહકુટંબ એક નાવમાં રહ્યો. એ નાવ તણાતું તણાતું અરમાનિયા દેશના અરરત પહાડ પર લાગીને રહ્યું, ત્યાં તેઓ ઉતરીને વસ્યા. વર–જમ–કર્દ (=જમશેદે પહાડ પર બાંધેલી ગઢી કે યોગી–આશ્રમ) વિષેની વાત મુસાએ અરમાની લોકમાં સાંભળેલી કે વંદીદાદની બીજી ફરગર્દ વાંચેલી જણાય છે- મુસા ઝંદ "વર" =ગઢી, ગોફ્રા, ખાનગા, યોગી–આશ્રમ સમજવાને બદલે વર=Ark=ઝાઝ સમજયો હોય. જેઓએ દોહદની મોગલાઇ ગઢી તથા પાવાગઢ પર માંચી હવેલી, મકાઇ કોઠાર, તથા નવ લખા કોઠાર જોયા હશે તેઓ વર–

શિખેલા દિસેછે. આ વિંધ્યા ત્યાં જમશેદ બાદશાહના વખતથી પ્રસ-
રેલી જણાયછે બાઇબલના પાછલા ભાગમાં વર્ણવેલા યહુદીઓના ધર્મ-મ-
ત ઇરાનીઓના નિકટ સંબંધને લીધે તેમને મળેલા દિસેછે ( જુઓ બી-
નો ખંડ, ડાકટર વેસ્ટની ):-

બેરોસસ ( Berosus ) ના લખ્યા પ્રમાણે ઇરાનીઓ બલ્ખ શહે-
ર છોડી ધીમે ધીમે પશ્ચિમ ભણી વસતા ગયા. વસ્તિ વધતાં ત્યાં બી-

---

જમ-કર્દની રચના સમજી શકશે. ઝાઝના ત્રણ માળ અને ગઢીના (ઉપ-
લો, વચલો, ને નિચલો ) ત્રણ તબક્કા, અને ત દરેક પર બાંધેલી પોળ
(=ઝંદ " પેરેતુ "=પુલના ઘાટના મકાન ) ની બાંધણી; નાવની કોટડીઓ
અને ગઢીમાં સાલેક માટે બનાવેલા ગુફા; જમશેદ તથા નુહની વય; પ-
શુ પક્ષિ તથા સમૃદ્ધિ સારૂ જોઈતી વસ્તુ એ સર્વનું વર્ણન સરખું ને-
એકજ જણાય છે. વળી નુહની વય ૯૫૦ અને જમશેદની હઝારને આ-
સરે બુન દેહશ્નેમાં કહી છે તેપરથી જણાય છે કે મુસો પણ વંદીદાદમાં
વર્ણવેલો ભેદ ન સમજી શક્યો. જમશેદે સાલેકનો ડંડ લઇ યોગ-અભ્યા-
સ ચલાવવા માંડ્યો તેની સાથે ૩૦૦ માણુસો સલુકના પંથે ચાલ્યા
ત્યાર કેડે તેના શિષ્યો (followers) બમણા થયા, ને છેવટે ત્રમણા
(=૯૦૦) થયા. આ ચેલાને માટે ઝં· " ઝિમ " શબ્દ વપરાયો છે. તે-
થી હાલના પણ વિદ્વાનો છેતરાય છે, ઝ. ઝિમ=સં. હિમ= શિયાળો, એ
ઝં. ઝિ=સં. હિ=નાખવું, પરથી છે; અને ઝં. " ઝિમ " એ શબ્દતો ઝં
ઝા=સં.હા= છોડવું, એનું કર્મણિ રૂપ " ઝિ " તેને કર્મણિ કૃદંત પ્રત્યય
" મ " લાગ્યાથી " ઝિમ " ( માયાથી) છુટેલો, ત્યાગી, યોગી છે. તેઓ
પાસે કડી જડેલો ( ટટાર બેસવા માટે ખપ આવતો ) ડંડ હતો તે પ-
રથી તેઓમાં સમાધિનાં લક્ષણ જણાય છે. તેઓ ટોળાં બંધ હતા તે
પરથી જમશેદ (હુ-વાથ્વો=) નેક ટોળાંવાળો કહેવાતો. જમશેદના ગુફામાં ય-
ઝત્=સાલેક ૧૫૦ વરસ જીવતા તો જમશેદ હજાર વરસ કેમ જીવે ! કે-
ટલાક વિદ્વાનો એ વરસોને માહતાબી સાલ, રૂતુ, કે રૂમી લોક ગણતા
તેવું દશ મહીના વાળું વરસ ધારેછે. પણ આ નિચલું પ્રમાણ કહી
આપેછે કે જમશેદની અગાડી પણ હોષંગ બાદશાહ ૩૬૫ દિવસ વાળું
આફતાબી સાલ ગણતો, અને હાલના બાર મહીનાની ઉત્પત્તિ પણ તેણે-
જ કાઢી હતી. એ બારે માસમાં ફ, ખ, વ, સ, ત, હ, મ, તથા દ થી
શરૂ થતા અક્ષરનું એકેકું, અને અ તથા આ વાળાં બેબે, નામ છે તે
પરથી આ પ્રમાણ નિકળ્યું છે:

[ ૧+ ( ૧×૩ ) + ૧ ] + [ ( ૨×૨+૧ ) + ૨ ] =[ ફરવરદીન +
( ખષથ્ર વર્ઇર્યં+વોહુમનો+સ્પેંત આર્મ ઇતિ )+તીર ]+ (અર્દી બહેશ્ત +
અમરદાદ )+( આદર+આવાં )+હઓર્વતાદ +( મહેર +દએ)=(૨ યઝત

ડિયા પ્રાંત થયો. ત્યાં દસ્તુરાન દસ્તુર જેઓ ઝરથુસ્ત્ર તેમો અને રતુ-ખ્ષથ્ર (=યોગીરાય) કહેવાતા તેમનો અમલ ચાલતો. જ્યારે તેમનું બળ વધી ગયું ત્યારે તેમણે ઇ.સ. પૂ. ૨૪૫૮ માં બાબીલન શહેર જીતી લીધું. એ શહેરમાં તેમની હકુમત ૨૨૪ વર્ષ સુધી રહી. ત્યાંના લોકને નજુમ, ફાલ, જાદુકપટ તથા જ્યોતિષ વિષે પુરી માહેતી હતી. "ચંદ્રગ્રહણ ૧૮ વરસને ૨૧૫ દિવસે જેવું તે થાયછે એમ તેઓજ પ્રથમ વરતી શકયા હતા.' ( Lockyer ).આ સવા બસો વર્ષના ઇરાનીઓના પાડોસે તેઓ વિશેષ

+૩ અમષાસ્પંદ)+(૩ અમષાસ્પંદ+૪ યઝત)=૫+૭=૧૨ એક્કીના મેળે ગોઠવ્યા છે.

આ બારે નામો ૨૧ અક્ષર વડે ઉત્પન્ન થયાંછે અને તેમના બમણા પણુ તેના તેજ અક્ષરો પરથી એ નામોને ઉત્પન્ન કરનારનું નામ નિકળે છે; "સ્પેન્તાઓ ફ્રવષોઇશ્ હઓષ્યંહો તઓખ્મનો પરદાથહે"=પાક ફ્રોહરનો હોષંગ, પેશદાદના તોખમનો. આ પ્રમાણના પહેલા ભાગમાં (૨+૩=)૫ નામછે તેથી આ વાકયમાં ૫) શબ્દછે, અને બીજા ભાગમાં ૭ નામછે. તેમને પહેલા ભાગના વિભાગો [૭x(૩ x૨ ] એ ગુણી ૪૨ અક્ષરો મેળવ્યાછે. આ વાકયની ગણિતના મેળવાળી ઉત્તમ રચનાથી જણાઇ આવેછે કે ગયો-મરદના છોકરાના પૌત્રના વખતમાંએ આ કેવું ઉંચું આત્મજ્ઞાન, અક્ષરજ્ઞાન, બીજ ગણિત, તથા, ૩૦ રોજનું પ્રમાણ જોતાં, સૂર્યની ચાલની ગણત્રી સંબંધીનું બાર આફતાબી માહ વિષેનું જ્ઞાન હતું

પણ બેરોસસના લખ્યા પ્રમાણે કુર્દીસ્તાનમાં જુદી(=Gr. *G*ordyei) પહાડ આગળના લોક એ આરકાંનાં પાટિયાં છોલી તેની સળીઓનાં તાવીજ બનાવી રાખતા તે હકીકત પરથી મુસાનું લખાણ ખરે ખરૂં હોયતો આ હોય: વંદીદાદમાં ઇરાની આર્યોના પ્રવાસે વસેલાં શહેરોનું વર્ણનછે તેવું જેનેસિસમાં તુરાનના દેશાટની (મોગલ=*H*eb. Magog) લોકે વસાવેલાં શહેરની વાત આવેછે- અનુમાન એવું નિકળી શકે કે રેલની ધાસ્તી એ લેવાઇ શકે તેટલો ખોરાક તથા સંસાર સુખવાળા પશુ લઇ નૂહ પરિવાર સાથે એક સડ વગરનાં આરકામાં બેઠો. એ નૂહ આદમથી નવમી પેઢીનો હતો તેથી આદમનાં વતનનો રહીશ હોવો જોઈએ. આદમનું વતન પામિર(=Pamir)નાં મેદાનની ઉત્તરે આલ્ટાઇ પહાડની ખીણમાં (*H*istory( of )Chaldean Art by W. Armstrong Vol. *I* p.21) હતું એમ તુર્કી લોક માને છે. મુસાએ એ વતન અદનની વાડીમાં ફ્રારાત નદી પર બગદાદ ભણી દેખાડયું છે તે "અઇર્યનેમ્ વએજો" (=આર્યનોનું મૂળ મથક)=અઇર્યમન્ (=અર્યમ યઝત)= અરમાન દેશ સમજી, તથા જમશેદને અહુર મઝદનું ફરમાન "હથ્ર ( ત્યાં ) આપેમ્ (પાણીને) ફ્રાતદ્ (પહાડમાંથી) શ્રય ( એકઠું કર)" (વદીદાદ- ૨ ) માંના "ફ્રાત" = ફ્રા-

વિદ્યા તથા ધર્મ-તત્વ શિખ્યા. આવા બનાવને લીધે સૃષ્ટિની ઉત્પત્તિ, શૈતાન, ફરેસ્તા, દૈત ઇત્યાદિ વિષેનું સાધારણ જ્ઞાન તેઓમાં ચાલેલું જણાયછે. આવા સમયમાં મુસા પેગમ્બર હતા તેણે એ હકીકત પોતાની જેનેસીસ કે જે બાઇબલનો પહેલો ભાગ છે તેમાં વર્ણવેલી દિસે છે.

છેક ઝીણી નજરે જોતાં, પારસી ધર્મનાં ઉંડાં જ્ઞાનના પ્રતિશબ્દ હાલના ધર્મ-જ્ઞાન-અભિલાષી યુરોપ્યનોની માફક મુસાના કાને પડયા હોય, અને તે અરમાન દેશમાં તેમ થયું હોય, એમ "તુર્કી અર-

રાત નદી=*Eu*-phrates જે અર્માન દેશમાંથી નિકળેછે તે માની, અને ટમ ટમતી માછલીવાળી ફેરાત નદીને ઇરાન વેજ માંની સાપની વસ્તિવાળી દાઇતિ નદી (વંદીદાદ-૧) નો ફાંટો ધારી, એ પેગમ્બર છેતરાયલો દિસેછે. જો એમ પણ ન હોયતો, એ મેદાન ભણી જહુન નદી (Jaxartes) માં બરફ ઘસડાઇ આવી પૂર બહુ આવ્યું હોય, અને તે પૂર પોતાના ઘસારા સાથે એરલ સરોવર, કે જેમાં એ નદી પડેછે અને જેની હયાતી અવસ્તા પરથી જણાતી નથી અને તે મહા પ્રાચીન કાળમાં નહીં જ હતું ( જુઓ Library of Useful knowledge ), તે સરોવર પણ ઉભરાઇ ગયાથી એ આરકાંને કાસ્પ્યન સમુદ્રમાં ઘસડી લઇ ગયું હોય. ત્યાંથી તોફાની પવને ને પાછું અરાક્ષીસ ( Araxes ) નદીનાં બારામાં ધુસી પાણીના રોહ સાથે એ નદીના મુખ આગળ અરરત પહાડની તળેટીએ છેક દશ મહીને આવીને અટકયું હોય, ત્યાં નૂહ ઉતરી ખેડુત તરીકે વસ્યો. એના છોકરા ફેરાત નદીને કાંઠે થતા થતા છેક દક્ષિણ ભણી ગયા અને " શિનરની સપાટ ભૂમિ" (=Heb Chaldea) પર વસ્તિ ફેલાવી. મુસાના મોંમાંથી આખર નિકળી આવેછે કે " અને તે એવું બન્યું કે પૂર્વ તરફથી તેઓ મુસાફરી કરતા હતા તેથી શિનરના દેશ માં તેમને એક મેદાન જણાયું અને ત્યાં તેઓ રહ્યા"-જેનસિસ-૧૧. ત્યાં તેઓમાં તુરાની ભાષા ચાલતી. ત્યાં તેઓએ એક કિલ્લો બાંધ્યો અને બેબલ (Bebel=ઝ.બવરી=બેબીલન=આરબી. બાબ-અલ્લાહ=રામપુરી )શહેર વસાવ્યું.ત્યાં જુદા જુદા લોક વસવા આવ્યા અને તેથી ભાષા-મિશ્રિત થઇ.

એ નૂહ તુરાન દેશ ભણીનો હતો અને તે કદાચિત ઝોહાક હોય. પારસીઓ ધર્મ-ક્રિયા માટે વરષીઓ ( =સં-વૃષભ=ખસી કર્યા વગરનો સફેદ ગોધો) પાળેછે તેજ પ્રકારનો ગોધો અસલી મીસરી લોક ( મેમફિસમાં) પાળતા અને તેને "એપિસ"( Apis ) કહેતા. એ ક્રિયા તુરાની ઝોહાક જે ઈરાની ક્રિયા જાણતો હતો તે વિના બીજાથી એ લોકમાં ન પ્રસરી હોય. ઝોહાક નામ પરથી ખાલ્ડી લોક એને "ઝિસુથ્રસ=Xisuthrus કહેતા " એમ ધારૂંછું. નૂહ પરેઝગાર છતાં એની બાઇડી, વાઈલા, એતો ચળેલછે

બસ્તાન (=Turkish Arabia)" વાંચતાં કંઈ શહાયછે.

એજ પ્રમાણે કેખુશરૂ (Cyrus) બાદશાહે ઇ.સ.પૂ. ૫૩૮માં જ્યારે બાબીલન શહેર પાછું જીતી લીધું ત્યારે યહુદી લોક મહા સંકટમાં હતા. અને તેઓ અસ્સુર, મીડિયા, તથા બેબીલનની આસ પાસ વસતા હતા. આ હાલતમાં તેઓ પોણી સદી સુધી રહ્યા. આથી કરી તેઓમાં ઇરાનીઓનાં ધર્મતત્વ—કયામત, ફરેશ્તા (જુઓ મેથ્યુ ૧૮–૧૦), રસ્તાખેઝ (જુઓ જોબ-૧૯)—પાછાં વધારે પ્રસર્યાં.

---

એમ કહેતી (કુરાન–૬૬). આથી એનામાં અપલક્ષણ હતાં એવું જ ણાયછે. છાકટપણું, નગ્નતા, અને ખાર એનામાં માલમ પડયાં હતા (જેન ૯). એવાજ ગુણ ઝોહાકમાં હતા. એ ઝોહાક બાબીલન પ્રાંતમાં, અમાન દેશના જંગલમાં તથા ફોરાત નદીને કાંઠે હતો એમ અવસ્તામાં જડેછે:–

"ફરેદુનની બલ્ખ શહેરમાં આવવાની વાત સાંભળી ઝોહાક ઇરાન શહેરમાં થઇ ઝરેહ ફરાકર્દ (Caspian) દરીઆના કિનારા તરફ જઇને બેઠો"–બુનદહેશ્ને.

"અરદુઇશુરને ઝોહાકે બવરી (*Babylon*) ના મુલકમાં ઇજી અને મુરાદ માંગી કે હું સપ્ત દ્વીપના માણસો ખાલી કરૂં."—આવાં યશ્ત –૮. "ચંડાળ ઝોહાકે દુષ્ટ જંગલમાં ગેવાદ યઝતને ઇજ્યા...અને માગ્યું કે હે વાયુ! તું મને આ બખશ કે જેઓ હપ્ત કેશ્વરમાં રહેછે તે સઘળાને અમર કરૂં"–રામ યશ્ત–૫

આ પરથી તેના દેશાટન વિષેના ભાસ જણાયછે. પણ આ નિચલા ફકરા પરથી તેના વંશજોની બીના મળેછે:–

"ઝોહાકથી હબસી તથા કાળી ચામડીના લોક પેદા થયા"–બુનદહેશ્ને. "નુહના પૌત્ર કુશ (Cush) ના વંશથી ઉતરી આવેલા હબસી આરબો કંઇ આરબસ્તાનમાં વસતા નહતા પણ ઈરાની અખાત તથા ફોરાત નદીને કાંઠે રહેતા. ખુઝીસ્તાન (=સુજીસ્તાન=Gr. Susiana) કે જે તેમના બાપ દાદાનું અસલ વતન ત્યાંથી તેઓ ત્યાં આવ્યા હતા—Sale

આ સુજીસ્તાનને યહુદીઓ ઇલામ (Elam) કહેતા (History of Chaldean Art p.35), આ ઇલામને ઇરાન સમજી ઘણાક વિદ્વાનો છેતરાય છે. ત્યાંના પહેલા અને પરાક્રમી બાદશાહ ખેદર–લા–ઉમર (=Heb. Chedor-la-omar; Gen. 14) =મુસલમાનોના હમેશ હયાત પેગમબર "ખેદર" પરથી જણાશે કે ઇલામી લોક આર્યન તો નહતા.

ઝોહાક=ઝં·અઝિ'દહાક=ડંસેલ સાપ નામ તો ઇરાનીઓએ ધર્મ–ખિજ્રારે આપેલું જણાયછે. તેનું બીજું નામ બેવરઅસ્પ=વિવાહ તોડનાર,

પાનું ૪૪. સર્પને વાચા- કદી ધારીએ કે આદમ તથા હવા સાચાં ભોળાં તથા પવિત્ર હોવાથી સિદ્ધ આ પુરૂષ હતા તેથી પ્રાણીના વિચાર સમજી શકતાં; પણ તેઓમાં અગમ જ્ઞાન હતું તે વડે સાપની દગલબાજી કેમ ન જાણી લીધી? સાલેકે મુસાને એમ કહેલું દિસેછે કે ઇશ્વરે આદમને શિખામણ દીધી કે તું મોહ-જાળમાં પડીશ મા, પડીશ તો કાયા દુર્ભાગ થઇ વહેલો પડશે; જો બ્રહ્મચર્ય વ્રત પાળીશ ને સમાધિમાં રહીશ તો દીર્ઘ આયુષ્ય ભોગવીશ. પણ એ ભેદ મુસાને સમજ પડેલો દિસતો નથી.

પાનું ૪૭ સૂક્ષ્મરૂપ પ્રતિમા- બીનાં બીચમાં ઝીણા ફણગા કે પીલા જેવું જણાયછે તે એ બી જે તત્વ વાળી ભૂમિમાંથી પોતે ઉગી નિકળ્યું તેવાંજ તત્વની ભૂમિ, ભિનાસ, તથા રોશની તેને મળી કે તેમાં રહેલી તેની મંદ શક્તિ પાછી સચેત થાયછે. "રોપેલાં બીજનાં તત્વ છુટાં પડતાં વિજળીનો પ્રવાહ પેદા થાયછે કે જે તે બીજને ફુલવવામાં- જરૂરના ફેરફારો કરેછે. એવું માલમ પડયું છેકે જે જાતની કુદરતી વિજળી એ બીજમાં રહી શકે તેથી ઉલટી જાતની વિજળી એ બીમાં લાવવાથી તેનો ઉગવાનો વધારો અટકી પડેછે. એથી ઉલટું, જો રોપને વિજળી લગાડી તે તેમાં દાખલ કર્યા કીધી હોયછે તો તે વધારો ઝડપે વધેછે."—( Chambers ) "ફ્રવષિ રસદાર ઝાડોને સારાં ઉગાવેછે કે જે ઝાડો અગાડી લાંબા વખત સુધી તે જગામાં પેદા થઇ વગર ઉગવે રહ્યાં હતાં" —ફરવરદીન યશ્ત-૫૫.

આ ફ્રવષિની ચેતન શકિત ભિનાસમાં પોતાની ક્રિયા ચલાવી તે બીને ફુલવેછે, અને તેના જુદા જુદા સૂક્ષ્મ અવયવોને પુષ્ટિ આપી ધીમે ધીમે કદમાં વધારેછે. વધતાં તે છોડ થાયછે, પછી રોપ, પછી ઝાડ, ને પછી વૃક્ષ થાયછે. આ પરથી જણાશે કે બીચ એજ તે ઝાડનું સૂક્ષ્મ પ્રતિરૂપ છે. જેમ લોહીમાં ફ્રવષિ તથા લોહીના દાણાના આકારના જીવ રહેછે, તેમ ઝાડના રસમાં એ પ્રતિરૂપ રહેછે. તેથી મોધરા, ચંપેલી જેવા વેલાનાં ગુંચડાં કે ઝાડના સોટાની કલમ ભોંયમાં રોપતાં તેના સોટાનાં છિદ્ર વાટે એ રસ ભોંયમાં ઉતરી મૂળ બાઝેછે અને સજીવ

---

છિનાળવા છે. એને દમાવંદ પહાડ પર ફેદુને કેદ કીધાનું બાઇબલમાં મળતું નથી તે કદાચિત તેની બદી ન દેખાડી હોય, કે કેદખાનામાંથી નાસી દેશવટો લેવા જંગલમાં પેઠો હોય, અને તે દેશવટાની વાતનો ઇતિહાસ લખ્યો હોય. બુન દહેસ્નેમાં કહેછે કે ઝોહાક આદર-બાદગાન (Atro-patene) શહેરમાં સપેદ રોદ [L. Spaut!] અગાડીથી પકડાયો હતો. એ શહેર અર્માન દેશના અગ્નિ ખુણેછે તે પરથી ઝોહાકના દેશાટનનો રસ્તો જણાઇ આવેછે.

રહેછે. આવીજ રીતે સુરજમુખા પ્રાણીના તાંતણા તોડી કટકા કરી તેને પાછા પાણીમાં નાખ્યા હોયછે તો તે પણ આવી ક્રિયા વડે સજીવ રહેછે અને નવાં પ્રાણી થાયછે. જેમ ઝાડની ટીશીઓ ખરી પડી તે. માંથી ફુલ તથા ફળ થાયછે: તેમ એ પ્રાણીના તાંતણાને છેડે ટીશી જેવું માંસ ઉગી નિકળી તે ખરી પડેછે અને તેમાંથી નવા જીવ પેદા થાયછે. આ પરથી જણાશે કે ઝાડના ગર્ભ તથા પ્રાણીનાં લોહીમાં અતિ સુક્ષ્મ તેમનાં પ્રતિરૂપ રહેછે. એ પ્રતિરૂપની રચના સડી જવા આવેલા ઇંડાંને ફોડી જોતાં સરસ જણાયછે દાળ તથા સફેદી વચ્ચેની રાતી લીટીઓ તે બચ્ચાંનાં હાડકાં તથા અવયવો હોયછે, બે આંખ જેવા ડાઘ તે માથું તથા અંતઃકરણ, દાળ તેનું શરીર, ને સફેદી તેનાં પીછ છે- માદાનાં શરીરની વિજળીથી કે કૃત્રિમ ક્રિયા વાળી વિજળીથી આ સઘળાં ઉધરીને મોટાં થાયછે ત્યારે ખુલ્લા અવયવ નજરે પડેછે. જ્યારે અપૂર્ણ કાયાના મંદ શકિત વાળા જીવ જંતને પ્રાણ-રક્ષક તત્વો મળેછે ત્યારે સ્વભાવિક ક્રિયાએ તેમાંથી તેનું જીવન થાયછે અને કાયા પૂર્ણ થઇ જીવ સચેત થઇ જાયછે. આ નિયમે ટાંકાંમાં માછલી; કાદવમાં દેડકા પરસેવામાં ચાંચડ માકડ; અને ખોરામાં જૂ થાયછે. માખ જેવી જાતનાં પ્રાણીનાં ઇંડાં લાવીને મુકે તેવા જાતના જીવ આ રીતે પેદા થાયછે. આ નિયમ કંઇ બધે ચાલતો નથી. "જીવતાં કરચલાંના પગ તોડીને ભોંયમાં દાટવાથી તેના વીંછુ થાયછે. ઘોડાની પુછડીના વાળ પાણીમાં કહોવાડવાથી તેના કીડા થાયછે, અભડાયલી બાઇડીના વાળ છાણમાં રાખ્યાથી સપોલિયાં થાયછે" (*Natural Magic*, p. 42)

જીવજંત જેમ અલ્પ આયુષી અને ઝીણાં તેમ તેઓની સંખ્યા મોટી, અને જેમ દીર્ઘ આયુષી અને મોટાં તેમ તેમની સંખ્યા થોડી હોયછે. એમ છતાં પોપટ, કાગડા, ગરૂડ, શકરા, સારસ, સાપનું આયુષ્ય સૈકા સુધીનું હોયછે( *Origin of Life* p. 15)પ્રતિભાવ વાળાં વેરી પ્રાણીઓથી આ અસંખ્યતા તુટેછે.

જેવી ખોડ ખાંપણ કે ગુણ-દોષ આપણામાં હોયછે, તેવાંજ આપણાં પ્રતિરૂપમાં ઉતરેછે. "ગર્ભ ધારણ કરતી વેળા માબાપની તન દરૂસ્તીની હાલત, અને ગર્ભ રહ્યા પછીની માની તન દરૂસ્તી ઉત્પન્ન થનાર છોકરાંનો બાંધો નક્કી કરેછે."--(*Hooper'Vsade Mecum*)આવાં પ્રતિરૂપ વડે એક પ્રાણીમાંથી અનેક પ્રાણી વિસ્તાર પામી પ્રવર્ત(=ઝં ફ્રવષ) થતાં રહે છે. આ પ્રવર્તિ (=ઝં. ફ્રવષિ) શબ્દની ફિલસુફી ધ્યાનમાં રાખી મુસા પેગમ્બર કહેછે કે "આપણી 'પોતાની સિકલ પ્રમાણે' તથા 'પોતાની પ્રતિમા માફક', માણસને પેદા કરીએ"—જેનેસિસ-૧. પણ ઘણીક વેળા તો એમ બનતું નથી. "કોઇ ગોરી બાયડી હબસી જેવા સાથે પરણે છે. અને તે મરી ગયા કેડે ગોરા પુરૂષ સાથે નાતરૂં કરે

જે તો ગોરા પુરૂષનાં પેટનાં બચ્ચાં તે બાયડીના આગલા ધણીની સિકલને મળતાં પેદા થાયછે. તેમાં ખસુસ કરી આંખ તથા વાળનો રંગ આબેહુબ તેને મળતો રહેછે" (Sexual Physiology by Trall p. 253 )

વિદ્વજનો "પોતાની પ્રતિમા પ્રમાણે" નો અર્થ એવો કાઢેછે કે જેવો પરમાત્મા અમર તથા શુદ્ધ છે, તેવોજ જીવાત્માને બનાવ્યો( જુએ ( Earth's Antiquity by James Gray) પણ એજ અર્થ હોત તો ફરી આ લખત નહિં:— " અને આદમ ૧૩૦ વર્ષનો થયો અને એક છોકરો પોતાની સિકલનો અને પોતાની પ્રતિમા મુજબનો તેને પેદા થયો અને તેનું નામ સેથ ( Seth ) પાડયું "—જેને સિસ–૫

પાનું ૪૭–જનક તથા જનેતાનું લોહી પેટનાં છોકરાં પર દોડેછે— લોહીતો કાર્ય છે, જીવ ( Spirit ) કારણ છે. આપણું શરીર વનસ્પતિના ઉધરભાવ જેવું છે, તે જીવને ઉધરે છે એ જીવ પુરૂષમાંથી તેના વીર્ય વાટે થોડો ઘણો તેનાં શરારમાંથી નિકળી સ્ત્રીનાં ગર્ભસ્થાનમ, વીર્ય જોડે રહી તે વીર્યને ઉધારે છે. આ ગર્ભમાં સ્ત્રીની ગર્ભ–નાડીઓ સંધાઈ જાયછે તેથી સ્ત્રીના શરીરનો પણ જીવ તે નવા ઉધરતી કાયામાં ભળી જાયછે. એ પ્રમાણે બન્ને મા તથા બાપના શરીરના જીવનો અંશ છોકરાંનાં શરીરમાં ઉતરે છે ( જુઓ Magus p. 20 ). "બન્ને જાતનાં ભળી ગયલાં તોખમનું આદમી પેદા થયું છે" કોરાન ૭૬. આ જીવના આકર્ષણનું પરિણામ તે માબાપનું હેત અને તેમની તેને માટે હર વખતનાં દુઃખ સુખની ફાઝ હોયછે.

પાનું ૪૭ જનકનું વીર્ય—ઘણાકનો મત એવોછે કે સ્ત્રી તો કર્માધાર છે અને તેને વીર્ય હોતું નથી. પણ ૮૫ ) માં પાનાંમાં દેખાડયા પ્રમાણે સ્ત્રીમાં પણ વીર્ય થાયછે. મૈથુન ક્રિયામાં સ્ત્રી–પુરૂષમાંથી જેનું વીર્ય ખલિત થતાં કૌવતવાન તથા વધારે ચેતન વાળું હોય તેના જેવો સંતતિનો ઘાટ થાયછે. એમાંથી જેને પ્રસવશીળ શક્તિ વધારે હોયછે તેની જાતિ જેવી સંતતિની જાતિ તથા બાંધો હોયછે: બન્નેમાં પેદા કરવાની શક્તિ સરખી હોયછે ત્યારે છોકરૂં બન્નેને મળતું હોયછે ( જુઓ Medical Adviser by De Roose). કેટલાક છોકરા માના ઘાટ તથા બુદ્ધિના અને કેટલીક છોકરી બાપના ઘાટ તથા બુદ્ધિનાં હોયછે તે આ નિયમે.

પાનું ૪૭–નર કરતાં નારી વિશેષ–ખાન પાનનાં સુખે નર કરતાં માદામાં વીર્ય વધારે કૌવતવાન ઉત્પન્ન થાયછે તેથી માદા પ્રાણી ઉત્પન્ન થાયછે. ગાય, બકરી, ભેંસ,કશી મહેનત વગર ધણીના ઘરમાં સુખમાં રહેછે તેથી તેમને પેટે માદા પેદા થાયછે; ઘોડી, ગધેડી, સાંઢણી ભારે મહેનત કરી દુઃખ વેઠી રહેછે તેથી તેમને પેટે નર પેદા થાયછે. જેમ સ્ત્રીમાં ઋતુ વહી ગયાકેડે પુખ્ત વીર્યથી તરતજ ગર્ભ રહેછે. તો છોકરો અને ઋતુ આવવાની તૈયારીમાં કમ તાકાદ વાળાં અપૂર્ણ વીર્યથી રહેછે તો

ખોહરી પેદા થાયછે: તેમ એ પશુમાં થાયછે અને ઉછળતા જુસ્સેજ રહેલો મળે રહી જાયછે તેથી માદા પ્રાણી વિશેષ ઉત્પન્ન થાયછે. ઘેટાં, બકરાં, ગાય પર અજમાવી જોયાથી એ ક્રિયાનો અનુભવ મળેછે. (જુઓ Sexual Physiology by Trall, p. 264)

પાનું ૫૫—સ્ત્રી જાતિ ધિક્કારી—ઈરાની સાલેકોએ જે સ્ત્રી ધિક્કારી છે તે "પરી" (= ઝં પઇરિકા=ખુબસુરત વ્યભિચારિણી) તથા "જહિકા" (=ડાકણી છીનાળ) છે." જાદુવંતી મોહિત કરનારી, કામ ઉત્પન્ન કરનારી, જેનું મન (=વાસના) જેમ પવન વાદળને (ઉડાવેછે તેમ) ઉડતું ફરેછે તે 'જહિકાની' સામા શરીર સંભાળવાને હે પાક હોમા તું આં આવ"—યસ્ન ૯.

જમશેદ, ફરેદુન, જરથુસ્ત જેવા સાલેકને બાયડી છોકરાં હતાં. બલકે બાઇડીઓએ પણ યોગિણી તરીકે યોગ આસન પર બેસીને પ્રાર્થના કરેલીછે. રામયસ્નમાં ગુસ્તાસ્પ પાદશાહની રાણી "હુતઓષ" તથા કુમારિકાઓ વિષે એવું વર્ણન આવેછે.

આ અભ્યાસ પર જ્યારે સ્ત્રીનું મન લાગેછે ત્યારે તેનો જાતી નઠારો સ્વભાવ—સાસુ વહુની વઢવાડ, નણંદ ભોજાઇની અદેખાઇ, ઘરની નજીવી બાબત પર હલકી નજર, સાસરાંની કઠોર ચાલનું દુઃખ—તેણી છોડી દઈ તે ભુલી જાયછે.

પાનું ૫૫—નર્ક—એને મુસલમાન તથા પારસી દઓઝખ=ઝં. દઓઝંહુ = (ઝં. દુઝ્= સં.દુહ્= દુઃખ દેવું પરથી) દુઃખ દેનાર ઠામ. આવું ઠામ અંતર જગતમાં દુઃખી શરીર અને બાહ્ય જગતમાં પાપી આત્માઓને રહેવાની પાતાળ બખોલ કે અંધારા ખાડા, કહોવાટ વાળી દુર્ગંધી જગા કે ઉત્તર ધ્રુવ ભણી ત્યાંના ઉંચા પહાડોના ધ્રુવની સામે આવેલાં પાસાં જ્યાં કદી પણ રોશની પડી શકતી નથી તે છે. પતિત આત્માઓને દક્ષિણ ધ્રુવ કરતાં ઉત્તર ધ્રુવ વધારે અનુકૂળ ને પસંદ છે, કારણકે સૂર્ય પૂર્વ પશ્ચિમ ફરેછે તેને લીધે પૃથ્વિનો દુષ્ટ ગંદો બાફ સ્વભાવિક રીતે ઉત્તર ધ્રુવ તરફથી દક્ષિણ ધ્રુવ તરફ વહેછે તે તેમનું જીવન છે. સાલેક અંતર જગત વાળાં દોઝખને "ઉનસરી દોઝખ" (=Elemental hell અને બાહ્ય જગતવાળાં દોઝખને "રૂઆની દોઝખ" (=Spiritual hell) કહેછે.

બૌદ્ધ ધર્મમાં ૧૩૬ નર્ક પૃથ્વિના માહેલા ભાગમાં છે, એવું કહ્યું છે. મનુએ (ધર્મ શાસ્ત્ર—૪ માં) ૨૧ નર્ક કહ્યાંછે, અને તે "ભયાનક અંધારાંનું સ્થળ, રાતા અંગારાનો ખાડો, ગંધાતા કાદવનું સ્થળ, કરી વર્ણવ્યાં છે. એમજ બાઇબલમાં "દોઝખનો ખાડો; ગંધક તથા આગના ભભુકા વાળું તળાવ; અંધારૂ ઘોર" આવાં નામે દોઝખને વર્ણવ્યું છે. બુનદહેશ્નને તેમજ કુરાનમાં "ગાળેલી ધાતુની નદી" કરી કહ્યું છે. કુરાનના ૭૭માં સુરામાં કહ્યું છે કે દોઝખમાંથી ત્રણ હારે કાળો ધુમાડો નિકળશે, અને મીનારા જેવડા મોટા ભુરા રંગના છટકલા ઉડશે. હાલ

ની વિદ્યા આપણને શિખવે છે કે પૃથ્વિના ગર્ભમાં પૃથ્વિની ગરમી ર-હેછે, અને ઉંડાણમાં જતાં દર ૯૦ ફુટે એક અંશ ગરમી વધેછે, ૯૦૦૦ ફુટે તો પાણી ઉકળે તેવી(100C) રહે ને એજ હિસાબે વીશ ને ત્રીસ માઇલ સુધીમાં એટલી ગરમી હોવી જોઈએ કે ગમે તેવી વસ્તુ તેમાં જાય તોતે ભસ્મ થઈ જાય; તો પછી ત્યાં "ધાતુની નદી, ગંધકના અં-ગારાનું તળાવ, અને ધુમાડો નિકળે" તેની શી નવાઈ! "દેવો અંધારી દુનિયાનાં, એટલે ગંધાતાં દોઝખનાં, તળિયાંમાં નાસી ગયા."- વદીદાદ-૧૯

પાનું-૫૫-માણસાઇએ અક્કલ-પહેલાં સાત વરસમાં ભેજું ઝડપે વ-ધે છે; પછી સોળથી વીશ સુધી ધીમે ધીમે વધે છે. આ વખત શરીરના સઘળા અવયવો પોતાના પુખ્ત કદમાં આવી રહે છે તેને આપણે માણસા-ઇ કહીએ છીએ. પછી ૨૧-૪૦ ની ઉમર સુધીમાં બહુ ધીમી ક્રિયા ચા-લી મગજનું કદ પુખ્ત થઇ રહે છે. ચાળીસ વરસ પછી દર દશ વર્ષે અ-ધોળ• અધોળ મગજ કમ થાય છે તેથી બુધ્ધિ ચલાવવાની શકિત પણ ઓછી થતી જાય છે. (જુઓ Quain's Anatomy)

"કામ દેવ=કામ વિકાર. ઝં. દેવ=વિકાર. હજી આ શબ્દ વડે ગુ-જરાતી ભાષામાં આ અર્થ ચાલુ રહ્યો છે. એવા દેવ વંદીદાદ-૧૧ માં વર્ણવ્યા છે.

પાનું"૬૨ અકિલષ્ટ વૃત્તિ=નિવિકાર=ઝં. વોહુમનો=ફા. બહમન. પ્રાણીના મનનો પ્રથમ ગુણ તે એજ છે

પાનું "૭૫-જાતિગુણ-પારસી ધર્મમાં "ચિથ્ર" (=ઝં.ચિ=સં. ચિ=ફા. ચીદન=એકઠું કરવું પરથી=) એકઠા ગુણોનું એકત્ર રૂપ, કસ કે ગુણ, એ અર્થ વપરાયલો દિસે છે. સત્વ ગુણ=ઝં. અપ ચિથ્ર; રજો ગુણ=ઝં.આ-તરે ચિથ્ર (આતશ્યા ગુણ); તમો ગુણ=ઝં. તેમસ ચિથ્ર.

પાનું ૭૫-પ્રકૃતિ="સત્વ, રજ, ને તમ એ ત્રણે ગુણો સમતોલ રહ્યાથી દેખાતી મનની સ્થિતિ"—સાંખ્ય કારિકા.

"૭૯-મંદ ભરાઇ રહેલો અગ્નિ-આત્માના સંબધે કહેતાં, એ અગ્નિનું સ્વરૂપ સ્વચિંતનેજ દીપી નિકળે છે. માણસ શાસ્ત્ર-વિધિઓ પાળી પવિત્ર રહે છે તો તેની કાયિક વિજળી સબળિષ્ટ રહે છે. એ સબળ કાયિક વિજ-ળી વડે મોજેજા થાય છે. એના તેજથી તે માણસ પર ભૂત પ્રેત ફાવી શકતા નથી, અને તેનાથી નાસતા ફરે છે. એ મંદ અગ્નિની ક્રિયા આળ-સિયાં, દેડકાં; કે સુકાવલી તળાવડીમાં રહેતી માછલીમાં સરસ જણાય છે. "જ્યાં સુધી આ પ્રાણીઓને પાણીનું જીવન મળે છે ત્યાં સુધી જીવતાં રહે છે. પછી પાણી વિના તરફડીને પ્રાણ છોડી દે છે. પણ મરતાં પહેલાં તેઓ ભિનાસ વાળા કાદવમાં મોં ખોસીને દટાઇ જાય છે. તેમનાં ખોખાં પર પાણી પડતાંજ ચોમાસાંમાં પાછાં સજીવ થાય છે" જુઓ— Fisheries by Francis Day--p-119

"મરી ગયલી ગોકુળ ગાયનાં સુકાં ખોખાં કંઇક વરસો ધી પડી રહ્યાં હોય તોપણ ભિનાસ લાગે કે પાછાં સજીવ થાય છે"—Origin of *L*ife by *L*alor.

"કુમારો દેવતા—હિંદુ યોગી અરણીનાં ઝાડનાં લાકડાંના કડકા એકેક પર ઘસીને દેવતા પાડે છે. એ ઝાડ ખાખરા જેવડું હોય છે અને તેની ડાંખળીઓની હુકકાની નળી બને છે. જો તેને દૈવયોગે વાગી લોહી નિકળે છે તો તરત એનાં પાંદડાં છુંદી ઘા પર બાંધી દે છે તેથી ત્રણ દિવસમાં રૂઝ આવી જાય છે.

" "૮૦—એકતા—એને પારસી ધર્મમાં ઝં. હઓર્વતાદ=સર્વતા કહેલી જણાય છે. એકતાનું એક પાસું સર્વ—વ્યાપ્તિ ને બીજું પાસું અમરતા (=ઝં. અમરેતાદ્) છે. જ્યાં સર્વતા છે ત્યાંજ અમરતા છે, માટે ખોરદાદ ને અમરદાદ જોડા જોડ રહે છે. "સૃષ્ટિ નિયમે ચાલનારા જેઓ દેહથી દૂર જાય તેમને બદલો, હે જરથુસ્તી આ મારી-બનાવટ,—સર્વતા અને અમરગી—છે"—હોરમઝદ યશ્ત.

આત્મ—પ્રકાશ શુધ્ધ તથા સ્વભાવિક બને ત્યારે એકતા પામી શકાય છે. યોગેશ્વર સિવાય કોઇને આ સ્થિતિ મળતી નથી. જ્યારે શુધ્ધ આત્મા વેદમાં વર્ણવેલાં હિરણ્ય ગર્ભમાં કે અવસ્તામાં કહેલા "અનધ્ર રઓચડ.હ્" (=અનાદિ પ્રકાશ) માં જઈ શકે ત્યારે એકતા પમાય એ એકતાની ખુબી હરરોજ ધ્યાન પર રખાવવા નકામા પડેલા દીવાની જોત વપરાતા આતશમાં "મેળવવાનો" ઉત્તમ ચાલ પારસીઓમાં છે.

પાનું ૮૩-અનેક જાતનાં પ્રાણી-રજો ગુણે કામ વિકાર ઉત્પન્ન થાયછે માટે વંશ-વૃદ્ધિ સારૂ એ ગુણ આવશ્યક છે. સૃષ્ટિની શરૂઆતનાં પ્રાણીમાં મલિન સત્વગુણ હોવો જોઇએ. મારામારીએ કે દુકાળમાં પુરતી વનસ્પતિ ન મળવાથી એકેકને મારી તેનું માંસ ખાવાની ટેવે આ ગુણ બદલાઈ જઇ સ્વભાવમાં ક્રૂરતા આવી હોય અને પછી તેનો રજોગુણ થયો હોય, થોડી મહેનતે માંસ આહાર મળવાથી તેનોજ આહાર કરવાની પછી ટેવ પડી હોય. આથી તેઓ આખર તામસી થઇ ગયાં. તામસી-થયાથી કામ વિકારનું જોર વધતું ગયું અને તેથી તેમ પ્રાણીઓમાંથી ઉપજાતિઓ થવા માંડી. હવે જાતિ બગડયાથી સંકર જાતીય ( hybrid ) પ્રાણીની પ્રજામાં વિશેષ ક્રૂરતા આવેછે. "આરબી તથા ઇરાની ઉંટના સંબંધે અવતરેલી પ્રજાનાં બચ્ચાં તેનાં મા બાપ કરતાં વધારે તોફાની અને અવશ નિકળે છે." ( જુઓ Camel by *G*.Watt ) એ જ પ્રમાણે " વરૂ તથા કુતરીના સંબંધે જે [બચ્ચું] પેદા થાયછે તે (બચ્ચાં) કરતાં, કુતરા તથા વરૂ ( ની માદા સાથે ) ના સંબંધથી જે (બચ્ચું) પેદા થાય તે વધારે પ્રાણ ઘાતક હોયછે"—વંદીદાદ.૧૩. આથી જણાશે કે માનાં લોહીપર સ્વભાવનું ધોરણ રહ્યું છે.

હવે અનેકતા વિષે વિચારતાં, સૃષ્ટિની શરૂઆતમાં મલિન સત્વગુણવાળાં પ્રાણી ગાય બળદ હોવાં જોઇએ. બુનદેહસ્નેમાં કહેછેકે એક ગાયમાંથી સર્વે જાતનાં પ્રાણી પેદા થયાંછે. હિંદુના વિષ્ણુ અવતારના મત પ્રમાણે એવું માને છે કે ત્રીજે અવતારે સ્તનવાળું ચોપગું પ્રાણી પેદા થયું હતું અને તે વરાહ =ડુક્કર છે. ડુક્કર વિષે બુનદહેસ્નેમાં કહે છે કે તે ગાયનું હલકું રૂપ છે. આ પ્રમાણે ગાય બળદનો જાતિ ગુણ બદલાતાં તેમનાં વંશની પ્રેજા હલકી અવતરતાં નીલ ગાય; ઘોડો, ટટ્ટુ, ને ગધેડાં; ઉંટ, ડુક્કર, મેઢાં, બકરાં, હરણ ને સાબર થયાં. આ વનચરોમાંથી બહુ યુગ થયા હશે ત્યારે માંસ–આહારી પ્રાણીની જાતિ ઉત્પન્ન થવા માંડી હશે. એટલું તો ખરૂં કે જુદી જુદી હવા, જુદા જુદા ખોરાકે, જુદી જુદી રહેવાની જગા પ્રમાણે પ્રાણીની સંતતિ બગડતી કે સુધરતી પણ તે જગા ખોરાક, કે હવાને અનુકૂળ પડતી જાયછે. "જે હબસી બળતી રેતી પર ચાલેછે તેના પગ પર હંમેશ જાડું ચામડું હોયછે. એ ચામડાં તથા ઝટાગી એના તંતુના છેડાઓની વચ્ચે ચરબીના પડનું થર બાઝેલું હોયછે." એ ચરબી ગરમીને વહેલી ચુસી શકતી નથી".—(*Persev[?]l Lord.*)

જો કદી પ્રકટિકરણનાજ નિયમે મનુષ્ય પેદા થયું હોય તો તે ગાય, કે પછી, ડુકરી તથા રીંછના સમાગમે ઉત્પન્ન થયું હોય; અને તેનીપ્રથમ બનાવટ સાદી અને તે પ્રાણીને મળતી હોવી જોઇએ. પુછડાં કે શિંગડાં સાથે જનમતાં કોઇ માણસો વિષે હાલ પણ આપણે સાંભળીએ છીએ (જુઓ ગુજરાત મિત્ર ૨૩–૧–૧૮૮૭)."બીજી જાતના પૃથ્વિના પડની હારનાં સૌથી નિચલાં તળીઆંમાં આપણે જોઇએ છીએ કે જીવંત પદાર્થોના રહી ગયલા ભાગો, મુખ્યત્વે કરી પરવાળાં તથા શંખવાળાં પ્રાણીના હોય છે; એટલે કે હાલ સાથે મુકાબલો કરતાં, શરીરના ભાગોની સાદી બનાવટ વાળાં પ્રાણીના હોય છે. અને એ હારમાં જેમ જેમ ઉપર ચઢીએ તેમ તેમ વધારે ગુંચવણ વાળી બનાવટનાં પ્રાણીનો પ્રમાણ વધતો જાય છે. અને જમીન પર રહેનાર ચોપગાંનાં હાડ ત્રીજી જાતનાં જમીનનાં વધારે અર્વાચીન કાળના પડોમાં તદન રહ્યાં છે. માની લીધેલો મત આવો છે કે જે પ્રાણી પ્રથમ પેદા થયાં હતાં તેઓ ઘણીજ સાદી બનાવટનાં હતાં, અને રફતે રફતે તેઓ પોતાની બનાવટમાં વધારે ગુંચવણ ભરેલાં થતાં ગયાં "—Penny MagaZine

પાનું. ૮૩–ત્રિકાળ જ્ઞાને ફિકર–યોગની પાળ પર આવેલાં માણસને આફત આવતાં અગાઉ ઘંટીના પડ જેવું ભારે કાળજું થઇ રહે છે, અતિ અપચાએ ફાળ પડે છે તેમ ફાળ પડેછે, કલેજું ધડક્યા કરે છે, જુસ્સા દબી જાય છે, માબાપનો કાળ આવ્યો હોય કે ફાંસી ચઢવાની શિક્ષા થવાની હોય તેમ મનમાં થયા કરે છે. આ આફત શહેજ દુઃખ વેઠવી તેની પ્રાર્થનાએ દુર થઇ જાય છે, અને તમામ અંગે હલકું થઇ-

જાય છે. આવી ફાળે મરવાં કરતાં અગમ જ્ઞાનને છોડી એવે વખત અ-જ્ઞાન રહેવું તેને ઠીક લાગે છે.

"૮૪ સ્પેન્તામીનોં-સાતે અમષાસ્પંદોની શક્તિઓ તથા ગુણનું એકત્ર મોટું નામ આ શબ્દ વડે સમજું છું. આ ગુણ વાળા અષો મા-ણસને પણ સ્પેન્તામીનો=અમષાસ્પંદોનો વડો=બહુજ અષો સાલેક કહે છે ઉપલા અર્થ વડે, વિદ્વાનોને કમ સમજ પડતો પણ યોગ-આસનપર બે! પછીની ખુબી દેખાડતો, વંદીદાદ-૧૯ માંનો નિયસોફકરો સમજાવી શકું છું

"પેરેસદ્[1] ઝરથુસ્ત્રો[2] અહુરેમ્-મઝદામ્[3] અષાઉમ્[4] દ્રિજ્ય[5] (કે દરિજ્ય) પઈતિ-ઝ્બરહિ[6] અહુરાઈ-મઝદાઇ[7] વ‍ંહવે[8] વોહુ-મઇથ્યે[9] આઉડ.હાનો,[10] અષાઇ-વહેસ્તાઇ[11] ખ્ષથ્રાઈ-વઇર્યાઇ[12] સ્પેન્તયાઈ[13] આર્મઈતે.[14]=ઉત્તમ-શુદ્ધતા ૧૧(=અર્દીબહેસ્ત,)ઉત્તમ-દ્રઢતા[12](=શહરેવર) પવિત્ર[13] સદ્બુદ્ધિ[14] (=અસ્પંદાદ) સારૂ નિશ્ચળ[6] નજરે[5] બેસતા[10] ઉત્તમ[8] સુજ્ઞાનમાટે ૯ પવિત્રાઈ સારૂ[7], જરથુસ્તે ૨ અહુરમઝદને ૩ પુછ્યું, ૧ હે ૪ પવિત્રા —વિદ્વજનો "દરિજ" શબ્દથી અતિ ગુંચવાઇ, આખર "દરઝીક" નદી અતે "ઝબરદ.હ" તે પહાડ હશે એમ ઠોકી બેસાડી આ ખુબી ન સમજી શક્યા. દરિજ=સં. દશ્, દશા, દશિ=આંખ, નજર.

દ્રિજ=સં. દશ્, દ્રગ=આંખ, નજર. ઝ્બરદ.હ્=સં. હ્વર સ્=મરડાટ, વક્રતા. પ્રતિ હ્વર=ઞગર-મરડેલું, સીધું, એકાગ્ર. સાતે અમષાસ્પંદના કારણ રૂપે નહિં પણ કાર્ય રૂપે હિંદુ યોગીની ભાષામાં જે અર્થ થાય છે તે નિચલો કોઠો જોયાથી જણાશે: —

| | આત્મિક તથા માનસિક શક્તિ | સૃષ્ટિ જનક શક્તિ | એશક્તિનાઉલટા ગુણ |
|---|---|---|---|
| | અહુર §......ખાલીસત્વગુણ. | બ્રહ્મા. | ...... |
| | મઝદા......સત્વગુણ. | ઇશ્વર. | ષનામીનો (સૃષ્ટિ-ક્રમ તોડનાર) |
| માનસિક શક્તિ | વોહુમનો....નિર્વિકાર. | સંવૃધ્ધિ, સુવાસના. | અકોમીનો(=વિકાર) (દુર્વાસના) |
| | અષા વહિસ્તા†...અક્લિષ્ટ વૃત્તિ. | શુદ્ધ અગ્નિ. | અંદર(=ખિન્નતા) |
| | ખ્ષથ્રવઈર્ય‡...પરમ-સત્તા, સંતોષ. | ખનિજ જાતિ. | શઉર્વ (=સંક્લિષ્ટ વૃતિ |

---

સત્§—ચિત્†—આનંદ‡

આર્મઇતિ...સદ્બુદ્ધિ. પૃથ્વિ તત્વ. નાઓં હઇથ્ય(=માયા)

હઓર્વતાદ્..સર્વતા. જળતત્વ. તઉર્વે(=શુધ્ધતાતોડનાર

અમેરેતાદ્..અમરતા તૃણજાતિ ઝઇરિચ(=પીળો સળો)

એ સાતે અમષાસ્પંદનો માનસિક તથા સૃષ્ટિ જનક શક્તિઓને એક બીજા સાથે પરસ્પર સંબંધ છે. જેમકે શુદ્ધ સત્વ ગુણ=પુરેપુરી અષોઇ અહુરમઝદમાંજ છે. વોહુમનો=ફા. બહમન=માં સુવાસના તથા નિર્વિકાર=નેક મનની છે. જે પ્રાણીમાં નિર્વિકાર હોયછે તે વધારે જીવેછે તેથી સારી પેદાશની વૃદ્ધિ થાયછે. અષા વહિશ્તા=ફા. અર્દી બહેસ્ત =શુદ્ધ અગ્નિ છે. શુદ્ધ અગ્નિવડે સ્વચ્છતા રહેછે ને તેથી તન મનની અષોઇ રહી શકેછે, મનો વિકાર આડા ફાટતા નથી તેથી મન હંમેશ શાંતિ ને ખુશીમાં રહેછે. ખષથ્ર વઇર્ય=ફા. શહરેવર=પહાડ પથ્થર અચળ છે, તેમ જો મન રહેતો મનોવિકાર પર પરમસત્તા રહ્યાથી શ્રદ્ધા ને સંતોષ આવેછે. સ્પેન્તા-આર્મઇતિ=ફા.અસ્પંદાદ=પૃથ્વિ, એ માની માફક ભલાં ભુંડાંનું સૌનું પોષણ કરેછે તે તેની સદ્બુદ્ધિ વડે કરેછે. હઓર્વતાદ્=ફા. ખોરદાદ =સર્વતાઃ. ધરતિમાંથી જ્યાં જોઇએ ત્યાં સર્વ ઠેકાણે પાણી જડેછે. માટે પાણી અને સર્વતાનો સંબંધ છે. અમેરેતાદ્=ફા. અમરદાદ=અમર્ગી. ખજુરી, છીણી, કે હોમના ઝાડનાં પાતરાં હમેશ લીલાંજ રહેછે. એટલે તેમના લીલાસ અમર રહેછે માટે અમરતાને લીલોત્રી જોડે સંબંધ છે.

આ સાત અમષાસ્પંદોનાં નામની ઉત્પત્તિ બાદશાહ હોષંગથી છે. એની નજરમાં અમષાસ્પંદ શબ્દ શા અર્થમાં હતો તે નિચલું વાક્ય જોતાં જણાશે. આ સાત નામો ૧૫ વ્યંજન તથા ૬ સ્વર પરથી ઉત્પન્ન થઈ ૩૩ વ્યંજન તથા ૩૩ સ્વર વાળા અક્ષરો એક એકમાં ગોઠવાઈને થયાં છે. આ ૩૩ અક્ષરો પરથી ૩૩ યઝતની સંખ્યા બંધાઇ હોય, આ ૧૫+૬=૨૧ અક્ષરો ભેગડાઇને નિચલું વાક્ય થયું છે:—
અમેષાઓ-સ્પેન્તા, વડ.હેઉશ્ અહોઇશ્ ખષથ્રા, મઝ્દાઓ દાઓઙ.હો= અમષાસ્પંદો અષોઈના પેદા કરનાર, નેક જીંદગીના ધણી! એ વાક્યનું આ પ્રમાણ છે:-

[૧+( ૧×૨+૧ )+( ૨×૨+૩ )+(૩×૨+૫)+( ૪×૨+૭)+૫]=૪૨

એજ પ્રમાણ સાત અમષાસ્પંદોનાં નામોના ૩૩ વ્યંજન તથા ૩૩ સ્વર=૬૬ અક્ષરોમાં છે:—

( ૧ પ, ૧ ય, +૧ એ)+( ૧ સ, ૧ શ, ૨ વ+૩ ઈ )+( ૩ વ, ૩ ત+૫ આ )+( ૪ મ, ૨ ડ., ૨ ન +૭ અ )+( ૫ હ, ૪ ત્, ૧૬+૯ અ ) +( ૧ ખ, ૧ ઝ, ૧ થ, )+( ૨ ઉ+૬ ઋ=)૬૬

આ સાત અમશાસ્પંદોના નામ પરથી હોરમઝદ યશ્તમાં કહેલાં સાત ગણાં ( ૭×૭=૪૯ )હોરમઝદનાં નામ નિકળ્યાં છે. એમાં પ્રથમ નામ "મઝદા" છે અને ૪૮ નામ તેના ગુણ–શક્તિનાં છે. એટલે "અ ખ; વ," થી શરૂ થતા દરેક અક્ષરનાં સાત સાત; "પ, દ, સ," ના પાંચ પાંચ; "ઈ,ઝ,ક,બ" ના બે બે; તથા એક "થ"નું; અને "હ" ના ત્રણ; એમ થતાં આ પ્રમાણ બંધાયું છેઃ–૧+( ૧×૩ )+( ૩×૩ )+( ૫×૩ )+( ૭×૩ )=૪૯ ઘણી વેળા યથા અહુ ૩,૫,૬,૭ વાર ભણવા પડે છે તે તેનો ખુબી આ છે; એટલે ૩ નો આંકડો વૃધ્ધિ માટે, ૫ પૂર્ણતા માટે, અને ૭ અનેકતા માટે છે. હિંદુ યોગીના પંચીકરણ મતનો તથા ૪૯ મરૂતનો પાયો આંજ છે.

પાનું ૮૪–હોરમઝદ=૪. અહુરો–મઝદા=અષોઈ, સત્વગુણ. યોગીની રીતિ જે રામ તથા આવાં યશ્તમાં વર્ણવી વખાણ્યા છે તેની અંતર જ્ઞાન વાળી ખુબી આ અર્થ વડે સમજાવી શકીશ—

"તેણે સત્વ ગુણના પેદા કરનારા (=સાલેકના પાકજાને) તેની (=વાયુ, પાક દમ) પાસે આ ફાયદો માગ્યો—મને બદલો આપ હે વાયુ! ( તું કે ) જે ( સમાધિમાં ) ઉપર કામ કરનારા ( તે) એક મનોવિકાર (=અહ્રર મીનોની પેદાયશ) માંના વિકારોનો હું નાશ કરૂં, નહિં કોઈ ( વિકાર ). જે આ કે જે અક્લિષ્ટ વૃત્તિઓ (=સ્પેન્તા મીનોની પેદાયશ ) નો ( નાશ કરે ). જે કોઇ સત્વ ગુણ (=અષોઈ) નો પેદા કરનારો જેવી રીતે તેની પાછળ લાગ્યો ( તેવી રીતે ) એને ઉપર કૃતિ કરનાર વાયુરૂપે તે આ ફાયદો આપ્યો".રામ યશ્ત. પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનો "દધ્વાઓ અહુરો–મઝદાઓ"=અષોઈનો પેદા કરનારો, સાલેક આ શબ્દોથી ગુંચવાઇ એનો અર્થ દાદાર હોરમઝદ ઠોકી બેસાડે છે અહુરો–મઝદ" એ શબ્દ દ્વંદ્વ સમાસ છે. અને તે પહેલા વિભક્તિના "અર્થે, અને અહુરે–મઝદાઓ છઠ્ઠી વિભક્તિમાં છે. ઘણે ઠેકાણે "અહુરો" ને બદલે "અહુરહે" આવેછે. એ હે=ઓ=ફા.વ–ઓ=તથા એ દ્વંદ્વ સામાસિક પ્રત્યય છે. એવોજ સમાસ તથા લિપિ વંદીદાદ–૧૯માંછે (જુઓ, દીન અવીજે પાનું ૨૫૪.)

આ ભેદ ભરેલાં કહેવાતાં વાક્યમાં અંતરજ્ઞાનની અલંકાર ભાષાછે. જ્યારે કોઇ યોગીમાં નિર્વિકાર ઉત્પન્ન થાયછે તોય જીવ સંસારમાં કંઇક લાગ્યો હોયછે, ત્યારે આત્મા, જીવ, પ્રાણ ને પરમાત્મા એ સર્વને નજર આગળ રાખી મન સાથે બોલેછે કે "ચાલ ભાઇ! મનસોચ્ચારણ નો વખત થયો" એવામાં પોતાનો આત્મા કહેછે કે "હે પ્રાણ! તું સમાધિ વેળા મગજે કંઈ કંઇ ચમત્કારો કરેછે તે હાલ મારો જીવ સંસાર-સંબંધમાં છે તે વખતે એટલી કૃપા કર કે મનોવિકારો પર મા-

રી સત્તા રહે: તેમને દાખેલા રાખું; અને બહુ મહેનતને મેળવેલા મારા સારા ગુણ ઢંકાઇ ન જાય, એ મારી ઇચ્છા છે."

એવીજ અંતર જગતની ખુબી આવાં યશ્તના ૫) મા કરદામાં ગણી છે:- "(અષોઇના પેદા કરનાર કે જેણે, અથવા) જે કોઇ સત્વ-ગુણના પેદા કરનારે (=સાલેકના પાક જાને) તણી (=અર્દુઇસુર=પાક ઉંચાં લોહી) ને ઈજી પછી તેની પાસે માગ્યું કે સારાં, અતિ ફાયદામંદ, ઉંચાં પાક લોહી મને (આ) બખશ કે ધર્મ પર વિધિપૂર્વક વિચાર વડે, ધર્મ પર વિધિપૂર્વક વાણી વડે, ધર્મ પર વિધિપૂર્વક કર્મ વડે, છોકરો કે જે પોઉરૂષસ્પનો, પવિત્ર જરથોસ્ત (તેને) ચલાઉ. (That I might make the son follow the Faith through અનુમત) ઉંચાં પાક લોહીએ તે આ ફાયદો એને આપ્યો."

માણસને આડું ચલાવનાર તેનું દુષ્ટ લોહી છે. વનસ્પતિના સાદા ખોરાકે લોહી શાંતિ વાળું અને નિર્વિકારી રહેછે. માટે યોગ આસન પર બેસતાં ઉંચાં, નજીસી વગરના, નિર્વિકારી લોહી (=અરેદુઇ-સુર-અનાહિત) પાસે પોતાનોજ જાન ઉપલી મુરાદ માગેછે. "માંસના આહારે લોહીના રાતા દાણાનો જથ્થો લોહીમાં વધેછે: વનસ્પતિના ખોરાકે તથા પરહેજીથી એ દાણા ઘટેછે"—Huxley

આ વાક્યની ખુબીની મતલબ એટલીજ છે કે માબાપ દેહ આપેછે, કંઇ આત્મા આપતાં નથી. તેથી જરથુસ્તનો પાક જાન કહેછે કે આ માંસનું પુતળું જેને લોક પોરૂષસ્પના છોકરાની સગાઈથી ઓળખેછે તથા જરથુસ્તના નામે બોલાવેછે તેને સુમાર્ગે ચલાઉં.

ઉપલાં વાક્યમાં આવેલાં "દથવાઓ અહુરો-મઝદાઓ"=અષોઇનો પેદા કરનાર, પાકજાન. એ અર્થ ન સમજતાં તેને "દાદાર હોરમઝદ વિદ્વાનો ઠોકી બેસાડેછે, પણ તેમ નથી. એટલાજ માટે ગોશ તથા અષિ યશ્તમાં દાદારે ગોશ તથા અષિ યઝતની બંદગી કીધી નથી. એટલે "અષિ વઙુહિ"=સત, વચન-સિદ્ધિ કે જે અત્યંત પવિત્ર આત્માની ગુણ-શક્તિ છે [જુઓ અષિ યશ્ત-૧૦] તે તેમજ ગોશ=દ્રવાસ્પ=પાક જાન તેજ પોતે પોતાની બંદગી કેમ કરે. ત્યાં વર્ણવેલા તત્વો—વાયુ, નદી, તેજ-એ અંતર જગતનાં છે જરથુસ્તે પોતાના પાકજાનને તનમાં રાખી દેહ-શુદ્ધિથી એવીજ શબ્દ-રચના વાપરી આવાં યઝત પાસે ૨૫) મા કરદામાં મુરાદ માગી છે તેમજ જો ત્યાં પણ હોય તો તે આ ખુબી હોય: જરથુસ્તના પેદા થવા વિષેની ખબર તેની અગાઉ સેંકડો વરસો પર થઇ ગયલા સાલેકોને અખોની ખુબી વડે પડી હતી તેથી અષો આદમીઓ એવી ખાહેશ કરતા કે તેમના વખતમાં એ પેગમબર પેદા થાય (જુઓ સદ્દર-૯૧)માટે દરેક સાલેકે આવાં યઝત પાસે એવી મુરાદ માગી કે પઓરુષસ્પને પેટે જરથુસ્ત નામનો અષો મરદ પેદા થાય-

તે હમારો પંથ પાળી હમારી રીતિએ ચાલે.

પાનું ૮૪ હેરેમન=ઝં અંગ્ર મેઇન્યુ. સં. અંહ્ર=અંગ્+હૃ=આડું લઇજનાર, બાહ્ય જગતમાં શેતાન અને અંતર જગતમા મનોવિકારવાળી કિલષ્ટ વૃત્તિછે. તે૧૬૬)માં પાનાંમાં ટાંકેલા રામ યસ્તના ફકરા પરથી સમજાશે. બાહ્ય જગતમાં એનાથી કશું નવું થતું નથી. સઘળું કરનાર અહુર મઝદ છે. પણ કંઇ સૃષ્ટિ–ક્રિયામાં નડ આવ્યાથી ઘણીક વેળા ઉલટી ક્રિયા ચાલેછે તેમાં તે અને પલીદી ભરેલાં રવાનો ઉશકેરણી કરે છે:—"ઘર, અગ્નિ, પાણી, ભૂમિ, ઢોર, ઝાડ, પવિત્ર સ્ત્રી પુરૂષ, તારા, ચંદ્ર, સર્ય, અપાર પ્રકાશ, અને સત્વ ગુણના મૂળવાળી અહુર મઝદે પેદા કરેલી સર્વ વસ્તુમાંથી હે દુઃસ્ર હેરેમન! (પ્રાર્થના) તને નાબુદ કરશે"—વંદીદાદ ૧૧

જ્યાં રોશની પડી કે ત્યાં હેરેમંદી હઠેછે. પણ ત્યાંતો ખુદ સૂર્ય, ચંદ્ર, તારામા શેતાન્યત વિષે કહ્યું છે, એ કદાચિત ગ્રહણ વખતે બગડેલી રોશનીને લીધે દુષ્ટ ક્રિયાઓ ચાલેછે તે વિષે હોય. આ પરથી ગ્રહણ વખતે તનદરૂસ્તી સાચવવા બંદગી કરવાની સુચના વિષેનું અનુમાન કાઢી શકાય. હેરેમન દેવ દરૂજને દુઃસ્ર (=ઝં. દુઝ્દ) કહે છે કારણકે તેઓ યોગીની માફક વર્ત્તમાન તથા ભૂતની વાત કહી તથા જાણી શકેછે ભવિષ્યનું જાણી શકતા નથી ભવિષ્યજાણવાનો ગુણ સારી શક્તિઓમાંજછે

પાનું ૮૪–આગમાં હેરમંદી–સૃષ્ટિનો ચલાવનાર એકજ ધણી છે, અને તેણે નિમેલા નિયમસર સર્વ ચાલે છે. સઘળાં જરૂરીઆત ને જોઇતાં સાધન વડે મનુષ્યના સુખની વૃધ્ધિ થાય છે અને એ નિયમમાં કંઇ આડી નડ આવી કે તે આડુ વળણ લઇ પાછો યથા સ્થિત થઇ રહે છે. કુદરતની સારી શકિતઓ સારી ક્રિયામાં સામેલ રહે છે, અને આડી ક્રિયામાં માઠી શકિતઓ-દેવ, દરૂજ, પલીદી ભરેલાં રવાનો; જીન, ભૂત, પિશાચ—સામેલ રહે છે. આપણી પૃથ્વિ પર પંચ તત્વો પોત પોતાની ક્રિયામાં નિયમસર ને મનુષ્યને સુખ મળે તેવી રીતે જોઇતા સૂર્ય-પ્રકાશ વડે રહે છે. માટે આકાશી શકિતઓને પોતાની ક્રિયામાં જરૂરિયાત રોશની મળે છે તોજ તે નિમિત માર્ગ પર રહે છે; એથી ઉલટું, રોશની વગર મનુષ્યના સુખનાં સાધન તુટે કે ઘટેએવી બધી ક્રિયાઓ અંધકારમાં ચાલેછે તેમાં માઠી શક્તિઓ ભળી જાયછે. આ સારી શક્તિઓનાં એકત્ર રૂપને પુરાતમ વખતના ઇરાની સાલેકોએ "સ્પેન્તામીનો"=મનુષ્યનાં સુખનાં સાધનની વૃદ્ધિ કરનારનું નામ આપેલું દિસેછે, અને માઠી શિક્તઓનાં એકત્ર રૂપને "ઘનાં મીનો"=મનુષ્યનાં સુખનાં સાધન તોડનારનું નામ. હવે સ્પેન્તા મીનોનું જોર રોશનીમાં છે, અને તેટલાજ માટે દરેક ધર્મ ક્રિયામાં દીવો કે અગ્નિ રજુ રાખવો પડેછે. (જુઓ *Magus Part 2–p. 76*) એથી તેને ફા. શેદ આઝાદ=પ્રકાશ જનિત=Pow-

ers of Light) કહેછે, અને નઠારી શક્તિઓનું જોર અંધકારમાં વધેછે તેથી તેને ફા. તીરહ ગોહર=અંધકાર જનિત= *Powers of Darkness* કહેછે. એમ આગમાં હેરેમંદી થાયછે તેને પારસી ધિક્કારે છે. આ પરથી જણાશે કે પારસીઓ અગ્નિ–તત્વને નમતા તથા આરાધતા નથી. પણ તેઓમાં કુદરતી ક્રિયા ચલાવનાર શક્તિને આરાધે છે એજ પ્રમાણે તથા એવાંજ કારણે તેઓ કુવા, નદી, કે દરીઆનાં પાણીને દિવસે આરાધેછે અને રાતની આરાધનાને ધિક્કારે છે, એટલે કે તેઓ જળ તત્વને નહિં, પણ તે પર રહેતી સારી શક્તિને આરાધેછેઃ–

"અઇવિ સ્ત્રૂથ્રેમ ગેહમાં જે તને (=અહુઈસરને) આરાધે તે દરજોને આરાધે"—આવાં યસ્ત.

રાતે અંધકારને લીધે પાણીમાં ખાઠી ક્રિયાઓ ચાલેછે, તેમાં કુવાનાં પાણીમાં તો નિરાકર્ષક વિજળી ત્યાં રહેછે તેને લીધે વધારે ચાલેછે.

"અંધારાંમાં, ખાડામાં, ઘરમાં, ઝાડ તળે, ગામ તળની વસ્તિમાં, ચોગાન વગરની જગામાં, અને વાદળાં વાળું આકાશ હોયછે ત્યારે "નિરાકર્ષક વિજળી" પ્રબળ રહેછે"—Ganot's *Philosophy* p. 473

૮૫ "ઉત્તમ ધર્મ-સૂત્ર- એ પારસીનો યથા અહુવર્યો છેઃ—યથા[1] અહૂ[2]-વઈર્યો[3], અથા[4] રતુશ્[5] અષાદ્[6] ચિદ્[7] હચા[8]; વઙ.હેઉશ્[9] દઝ્દા[10] મનઙ.હો[11] શ્યઓથ્નાનાંમ્[12] અઙ.હેઉશ્[13] મઝ્દાઇ;[14] ખ્ષથ્રેમ્ચા[15] અહુરાઇ[16] આ[17] યિમ્[18] દ્રેગુબ્યો[19] દદદ્[20] વાસ્તારેમ્.[21]= જેમ[1] ખુદંદ[3] અહુર [-મઝદ][2], એમ[4] અષોઇ-પાળનાર[5] (સાલેક) અષોઇથી[8]બી;[7] નેક[9] મનશ્નીનાં[11] કામોનો[12] કરનાર[10] દુનિયાની[13] અષોઈ-માટે[14] (છે); અને-સત્તા[15] જેની[18] કને[17] અષોઇ-સારૂ[16] (તેણે) દુર્વેશો[19](=સાલેક) પાસેથી પરેઝગારી[21] પેદા કીધી.[20]

ઝં. અહુન્=અહૂ=હૈયાતી ધરાવનાર. વઇર્ય=સં.વર્ય=વડું,સર્વોત્તમ, એકજ. ત્યારે અહૂ-વઇર્ય=એક હયાત, અહુરમઝદ. ઝ. ખ્ષથ્ર વઇર્ય=પરમ-આનંદ. ઝં.અષા વહિશ્તા=પરમ પવિત્રતા. એમ અહુર મઝદના ત્રણ મૂળ ગુણ છે. એમાં અહુન્–વઇર્ય=પરમ અસ્તિત્વ એ પ્રથમ ગુણ છે. ઝં. ખ્ષથ્ર=સં. ક્ષત્ર=સત્તા; રાજ. ઈસા પેગમબરે પણ આ છેલો અર્થ વાપર્યો છેઃ—"હમને લાલચમાં ન લઇ જા; પણ હમને દુષ્ટાથી છોડવ, કેમકે રાજ્ય, શક્તિ અને મહત્વ સદાનાં તારાંજછે"—ઇસુ પ્રાર્થના. આ વાક્યના પહેલા ભાગ પરથી જણાયછે કે ઇસાને અંતરજ્ઞાનની બહુ માહિતી ન હોય.

ઝં. દ્રેગુ=ફા. દુર્વેશ=ભિક્ષુક, યોગી. બૌદ્ધ–માર્ગી પોતાના યતિને ભિક્ષુક કહે છે. મુસલમાનમાં દુર્વેશ ફકીર હોય છે. ફકીર તે કંઇ હાલનો ડંડુકિયો ભિખારી નહિં પણ તેમાં ચાર મોટા સદગુણ હોય છેઃ ૧) ફાકા (=નિર્ધનતા ); ૨) કનાઅત (=સંતોષ); ૩) ઇયાદે ઇલાહી(=રામ–સ્મ-

રણુ); ૪) રયાઝત (=યોગ-કષ્ટ). આ ચારે ગુણના આદ્યાક્ષરો [ફ-ક-ઇ-ર] પરથી "ફકીર" શબ્દ નિકળેલો ઈસલામી સાલેક સમજે છે. યોગીજન સંસારી લોક આપે તે પર ગુજરાન ચલાવી સંતોષ માની યોગ-અભ્યાસ ચલાવતા. પારસીઓમાં મોબેદો "બાજ ધમબારની" કરી ઝોલ્ની લઇ અનાજ લેવા એ અને બીજા તહેરવાર પર (સુરત રુસ્તમપુરામાં) કદી કદી હજી આવેછે કે ગામડે ફરી અષોદાત ઉઘરાવે છે અને તેમ અગાડી પણ કરતા (જુઓ યશ્ન-૪૧). એજ પ્રમાણે હિંદુઓમાં શાસ્ત્ર-વિદ્યાર્થી સવારમાં ઝોળી તથા થાળી લઇ ગૃહસ્થના ઘરમાં "વિદ્યાર્થીના આશિર્વાદ" કરી ભિક્ષા લેવા આવે છે. માટે દ્રેધુ શબ્દનો મૂળ અર્થ લોકને આસરે રહેનાર યોગી=સાલેક છે. પણ હલકા માગણ લોક યોગીનો વેષ ધારણ કરી લોકને છેતરવા લાગ્યા તેથી યોગીનો ખોટો અર્થ માગણ જોગી થઇ ગયો.

ઝં. વાસ્તાર-સં. વસ્=તપ કરવું પરથી, તેનું પ્રયોજ્ય રૂપ "વાસ્" તેને "તેરે"=સં.તૃ કારક પ્રત્યય લાગી "વાસ્તાર"=તપ કરાવનાર, વિરાગ, પરેઝગારી, રયાઝત. થયો. વસિષ્ટ મૂનિ આ ધાતુ પરથીજ છે.

દઝ્દા=દધ્+દા=કરનાર, પેદા કરનાર, અષોઇ પેદા કરનાર, સાલેક. આ શબ્દો મૂળ અર્થમાં વપરાયા છે, કારણ કે એ બંદગી બહુજ જુની છે અને સલુકની ખુબી વાળી છે. તેથી વિદ્વાનો એને બરાબર સમજી શક્યા નહિં! જેવી અમર હયાતી વાળો અહુર મઝદ છે, તેવોજ અષો આદમી (=યઝત, સાલેક) અષોઇથી થાય છે. એટલે કે તેનો પાક જાન તેના મુઆ પછી ખોદાઇ નૂરના દરીઆમાં રહી ગરક થઇ જાય છે. આ વાક્યનો બીજો અર્થ એ નિકળે કે જેવી શક્તિ અહુરં મઝદમાં છે તેવી જેબી શક્તિ અષોઇ વડે અષો માણસમાં આવે છે. હિંદુ યોગીના "અહમ્ બ્રહ્માસ્મિ" (=હું બ્રહ્મ છું)ના મતનો પાયો આં છે, એમ ધારૂં છું.

બીજા ભાગની મતલબ એ છે કે ભમતા જીવને દબાણમાં રાખી વિકારોને મારી નાખીએ તો તેથી મનની ખુબી દીપે છે: વિચાર-શક્તિને સારા વિચાર સુઝી દુનિયામાં જન્મ લઇ જે જે લોક-ઉપયોગી સારાં કામો કરવાનાં તે સુઝે છે. એવી ઉત્તમ સુઝ વડેજ નેક મનસ્નીનાં કામોનો કરનાર દુનિયાની અષોઈ વધારે છે.

હવે ત્રીજા ભાગમાં જીવ મારીને મન જીતવાની શક્તિ માણસમાં ક્યારે આવેછે તે વિષે છે. એટલે કે કોઇ અષો દુર્વેશ, યઝત, અમષાસ્પંદ, અદીસ્પ (=ઝં. અષ+અસ્પ=અષોઇનું નૂર) જેવા સલુકને રસ્તે ચાલનારની જોડે રહી તેઓ પાસેથી બોધ લઇ જીવને મારવા સારૂ કષ્ટ કેમ વેઠવાં તે શિખવું અને પછી પોતે પણ તેમની રીતિ પ્રમાણે ચાલવાને કોશિશ કરવી.

આ બદંગીમાં આટલી બધી ખુબી હોવાને લીધે દરેક પારસી દર

સત્રારે પઢે છે કે "અહુનેમ્ વઇરીમ્ તનુમ્ પાઇતે"—અઓષ બાજ (=યથા અહુવેર્યો દેહનું રક્ષણ કરે છે.) એથીજ કરી જીવને સીધો ચલાવવાને તેમજ આપણી આસપાસ ભમ્યા કરતા અવગત આત્મા દેવ દરૂજ, બલાગતને દેહથી દુર રાખવા (યશ્ન-૧૯) એ હર વખત ભણવામાં આવે છે. આ ક્રિયાથી શેતાન જેવી પલીદી ભરેલું રવાન કહે છે કે "એ ખલો જરથુસ્ત યથા અહુવર્યો વડે મને મારે છે. આટલું (એ) હથિયાર મદા જેવડા પથ્થર જેટલું."—અષિ યશ્ત.

જે નસીયત જીવને મારે, વિકારોને દબાવેલા રાખે, મનને હરકેરાતું અટકાવે ને પાકીઝગી રખાવે તે નસીયતથી શેતાન કેમ ન કંટાળે? નિરાધાર થયો એટલે તે શું કરે? આ બંદગીની ખુબી આટલેથીજ પુરી થઇ નથી. એનો સંબંધ છેક મીનો જહાન સુધી છે: ઇજશ્નેના ૧૯ માં હા(=અંગ) માં અહુર-મઝદને જરથુસ્ત લાંબી નજરે પુછેછે કે "આકાશ, પાણી, જમીન, મૂળ ગાય, ઝાડ, આતશ, અષો માણસ. દેવ-દરૂજ આદમ જાત, આખી દુનિયા, અને અહુરમઝદની પેદા કીધેલી અષો પેદાયશવાળી તમામ ચીજો અગાઉ કયું વચન હયાત હતું." ત્યારે અહુર મઝદે કહ્યું "હે જરથુસ્તા! જે અહુન વેર્યો તને શિખવ્યોછે તેનો આ (એટલે કે પહેલો) ભાગ હતો." એમાં બે ખુબી છે તેમાં એકતો એ કે જે બંદગીને અહુન-વેર્યો કહેછે તે નામનો પહેલો ભાગ=અહુન્=હયાતી. એટલે કે અહુર મઝદની હૈયાતી તમામ જગત પેદા થયું તેની અગાડીની છે. જ્યાં જગતનું નામ પણ ન હતું ત્યાં કોઇ વસ્તુ પણ પેદાજ ન થયલી એટલે તેનું નામ ને કયાંથીજ હોય? ફકત તે અહુરમઝદ હૈયાત હતો ને તેજ એખલો હતો. તેથી તેને ઇરાની સાલેકો એ "અહૂ-વઇર્ય" અને વેદના ઋષિઓએ "એક હૈયાત" નું નામ આપ્યું છે. ખુન દેહશ્નેમાં કહ્યુંછે કે અહુરમઝદ પાસે ચાર ચીજ હતી:- ખુદ પોતે, જમાનો અહુનવર, અશ્યે તખ્ત=ફ્રવષિ, વખત, હૈયાતી, અને બહુજ ઉંચી જગા. જ્યાં તે એક-હૈયાત છે ત્યાં તેમાં જીવ હોવો જોઈએ, જીવ છે ત્યાં હૈયાતી છે; હૈયાતી છે ત્યાં વખત જોડાજોડ રહેછે; અને જ્યાં જીવ (=ફ્રવષિ) છે ત્યાં તેને રહેવા માટે કોઇ પણ જગા છે. જ્યાં અહુરમઝદ શરૂઆત વગરનો (=ઇશ્વર અનાદિ) છે ત્યાં વખત પણ શરૂઆત તથા હદ વગર નો(=ઝરવાન અ-કરન) એની જોડેજ વળગેલો છે. તોય પ્રાચીન વિદ્વાનો તકરાર કરતાં કે અહુર મઝદને પેદા કરનારતો અન્-હદ વખત (=અનાદિ કાળ) છે.

ઉપર બતાવેલા હા સાથે વંદીદાદ-૧૯માંનાં નિચે ટાંકેલાં વાકયનો "અમષાસ્પંદ" શબ્દ વધારે સંબંધ રાખે છે:—

"ફ્રદયેન૧ અમેષાઓર-સ્પેન્તા, હુ-ખ્ષથ્રાર હુ-ધાઓડ.હો૪="

(યથા અહુવેર્યો) ફેલાવ્યો૧ અમષા સ્પંદોએ,૨ નેક-પાદશાહો૩

(સિદ્ધ પુરૂષો) એ, નેક-અષોઇ-પેદાશ્કરનારાઓએ,"—વંદીદાદ—૧૯

જ્યારે માણસ સાચવટ તથા અત્યંત પરેઝગારીથી અષો રહે છે ત્યારે તેનામાં ફરેસ્તાઇ ગુણ આવે છે (જુઓ અષિ યસ્ત-૨). તેમાં નફસે ઇન્સાની ( *Human* spirit ) નો દરજ્જો વધીને " નફ્સે મલકી " ( Angelic spirit ) થાય છે તેથી તેને "યઝતે ગેતો" ( *Earthly* angel ) કહે છે ( જુઓ ખુરશેદ ન્યાયશ). આવા યઝત (=સાલેક, યોગી ) જમશેદ બાદશાહ ( વેદના ધર્મ-રાય ) સાથે હતા (જુઓ વંદીદાદ-૨). એવા યઝતના ઉપરીને "અમષાસ્પંદ"=યોગેશ્વર, સિદ્ધ પુરૂષ કહે છે, એવાજ (જુઓ યસ્ન-૨૬) અમષાસ્પંદોએ "યસ્ન હપ્તંહાઇતિ" બનાવી છે (જુઓ યસ્ન-૪૧). એ અમષાસ્પંદોના વડા અમષાસ્પંદને "સ્પેન્તા મઇન્યવ"=દઝદા વઇર્ય=મૂનિ-શિખર કહે છે.

હાં હોષંગ તથા જમશેદ જેવા રાજ-યોગીને અમષાસ્પંદ તરીકે કહેલા સમજું છું. આ યઝત અમષાસ્પંદને નામે ઓળખાતા સાલેક જેવાતેવા ન હતા. એ સિદ્ધ પુરૂષો વરસ દહાડો સુધી સમાધિ ચઢાવી (="મુર્દેહ ખુસ્પ") રહી શકતા. તેઓ દોઢસો વર્ષ સુધી જીવી શકતા. બહુ ઘડપણે જ્યારે કાયા જીર્ણ થઇ જતી ત્યારે પોતાનાં ખોળિયાંમાંથી જાન બહાર કાઢી આપોઆપ સ્વધામ ચાલ્યા જતા. પુરેપુરં આયુષ્ય ભોગવવા જુવાનીનો સંસારી ઉપભોગ જો કદી કરતા તો છેક ચાળીસ વરસની ઉમ્મરે કરતા. તેઓ "ભોંયરાંમાં" એકાંત રહી યોગ અભ્યાસ ચલાવતા. તેઓનાં અચેત શરીરને ઉંદર, ધલોડી, સાપ, વિગેરે જાનવર દુઃખ ન દે; તેમજ નસુદેવ, રોગિષ્ટ ચેપ વળગાડનાર જંતુ કે વાયુ ચામડી પર માઠી અસર ઉપજાવે તે અસર તોડવા માટે, જેમ હાલના હિંદુ યોગી ભૈરવ શ્વાન રાખેછે તેમ, તેઓ (ઋગ વેદનાં ૧૦માં મંડળમાં વર્ણવેલા) પહોળાં નસકોરાં તથા ચાર આંખવાળા બે કુતરા સમાધિ વેળા અગાડી પછાડી બેસાડતા (વંદીદાદ-૧૯,) તેમના જાનની અત્યંત સફાઈને લીધે તેમના રવાનનું નૂર એવું ઝળકતું કે અંધારૂં તો રહેતુંજ નહિં (જુઓ જામે કેખુશરૂ), તેમને સંસાર પર વિશેષ મોહ ન હોવાથી તેઓ કશી વાતનું દુઃખ ન માનતા, સંતોષે ખુશીમાં રહેતા (વંદીદાદ-૨, મીનો ખર્દ, બુન દહેશ્ને). એવાજ હિંદુ અગ્નિ-હોત્રી મેરૂપર્વત પર શિવપુરીમાં રહેતા હતા (સનત્કુમાર સંહિતા-૧૦)

હવે બીજી ખુબી એછે કે જગતની ઉત્પત્તિ અગાઉ યથા અહૂવર્યોનો પહેલો ભાગ હતો કે જેની અંદર "અહૂ" તથા "રતુ" વાળા બે વિભાગ આવેછે; એટલે કે

"યથા અહુન્-વઇર્યો, અથા રતુશ્ અષાદ્ ચિદ્ હચા"=

જેમ અહુરમઝદ, એમ અષોઇ-પાળનાર અષોઈથી બી. એ ભાગ મીનોઇ જહાનમાં બંદગી તરીકે તમામ ફરોહરમાં પઢાતો હોવો જોઇએ

કદાચિત એજ આધારે મુસા પેગમબર (જોબ ૩૮માં) કહેછે કે 'જગતની ઉત્પત્તિના પહેલા દિવસે દુતો (=ફ્રેરોહરો)એ સ્તુતિ ગાઈ.' એ બંદગીના આ ભાગના અક્ષરોનું બંધારણુ મીનોઇ જહાનની અષો પેદાયશની સંખ્યા જોડે નિકટ સંબંધ રાખે છે. એમાં ૧૫) વ્યંજન તથા ૧૮ સ્વર મળી ૩૩ અક્ષરો છે: ત, ન, વ, શ, પ, તથા ઓ નો અકેકો અક્ષર; ચ, દ, થ, ય, હ; ઇ,ઋ તથા ઉ ના બે બે અક્ષરો; ૪ આ અને ૭અ અક્ષરો છે. તેઓ પરથી નિચલું પ્રમાણુ નિકળેછે:< [૧×(૩+૨)+૪]+[૧+(૩+૫)×૨]+૭ >=૩૩. (૩સ્વર+૨ વ્યંજનથી શરૂ થતાં નામવાળા) ૫ મીનો+૧ફ્રેરોહર+૩દાદાર+૧૭યઝત+૭અમષાસ્પંદ=૩૩. આ પરથી જણાશે કે પાક જાનની બંદગી દેહ છોડયા પછી પણ જારી રહે છે. હવે યથાના બીજા ભાગની શરૂઆત ગયોમરદથી જણાય છે "તઝકેતુલ હુકમા" માં કહ્યું છે કે 'ગયોમરદ જશનને રોજ એક વીટી પહેરતો તે પર એમ કોતરેલું હતું કે "જશનની ખુશાલી સારાં કામથી તથા નેક અમલ કીધાથી છે," અને કમર પર એક પટો બાંધતો તે પર એમ કોતરેલું હતું કે "આખર તરફ નજર કરવી તે જીવ તથા બદનની સલામતી છે." આ પરથી કહી શકાય કે હોષંગ બાદશાહના વખત પછી થયલા હોમ નામના સાલેક (ગોશ યસ્ત-૪) જેણે જરથુસ્તને હેરબદ કીધા હતા (બુનદેહશને) તેણે પ્રથમ શોધી કાઢી સાલેકોમાં ચાલુ કરેલી કસ્તી (યશ્ન-૯) તથા અહુનવરના બીજા ભાગનાં મૂળની શરૂઆત થોડી ઘણી ગયો મરદથી ચાલી હતી.

એ અહુનવરનાં પુરાતમપણાં વિષે ઝરથુસ્ત કહેછે કે એ યથા અહવર્યો દધદ[1] સ્પન્તોર[2]-મઇન્યુશ, દધદ[3] ઝરવાને[4] અ-કરને[5]=આપ્યો (અથવા બનાવ્યો) વડા[2]-અમષાસ્પંદે, આપ્યો[3] (અથવા બનાવ્યો) અનુ-પેહદ વખતમાં.૪—વંદીદાદ-૧૯

આ બંદગી બાદશાહ હોષંગે સલુકના પાયે રહી શોધી કાઢી છે, એમ સ્વચિંતન તથા આત્મ-શોધન વડે કહી શકું છું. એમાં ૨૫) મૂળાક્ષરો છે. એજ અક્ષરો પૈકીના અક્ષરોને ગોઠવી ૫૦) અક્ષરોએ સાત શબ્દ વાળું નિચલું વાક્ય ઉપજાવી શકાય છે.—

"હઓષ્યડ.હો ગેઉશ્ અઓઇશ્ અષાદ્ હચા વસો ખ્ષથ્રએઈબ્યો હુ-દામનાંમ્,"=નેક પેદાયશોના મરજી મુજબ કાનૂઓ માટે અષોઇથી બોલતા પાક-જાનનો હોષંગ!

આ ૨૫) અક્ષરોમાંના અનુનાસિક અક્ષરો (ડ.,ન,મ,)અને (સ,-શ,ષ)ને અકેકો વર્ણ ગણી આ છમાંના ચાર અક્ષર તે ૨૫)માંથી બાદ કરતાં ૨૧ અક્ષર રહ્યા તે પરથી યથાના ૨૧) શબ્દ છે.

હવે યથાના દરેક શબ્દના પહેલા અક્ષરો પરથી સલુકનું પ્રમાણુ નિકળેલું છે એટલે 'અ'થી શરૂ થતા શબ્દો પાંચ; 'વ' તથા 'દ'થી

ત્રણ ત્રણ; 'ય' તથા 'મ' થી બે બે; અને 'હ, આ, શ, ચ, ર, તથા ખ, નો એકેક. છેઃ- (૧×૨+૧=૩)+(૨×૨+૩=૭)+(૩×૨+૫=૧૧)=(અહૂ અથાદ્ હચ)+(યથા અમ મનડ.હો મઝ્દાઇ, આ અથા અહુરાઇ)+(દઝ્દા દરેધુઅ્યો દદદ્, વડ.હેઉશ્ વઈર્યો વાસ્તારેમ્, અડ.હેઉશ્, શ્યુથ્નનાંમ્ ચિદ્ રતુશ્, ખ્ષથ્રેમ્ચા)=અર્થના મેળથી ગોઠવતાં, (અહૂ હચ અથાદ્)+(યથા આ યમ્, મનડ હો મઝ્દાઈ અથા અહૂરાઇ)+(દઝ્દા-વર્યો વડ.હેઉશ અડ.હેઉશ દરેધુઅ્યો દદદ્ વાસ્તારેમ્, ખ્ષથ્રેમ્ચા રતુશ્, શ્યુથ્નનાંમ્ ચિદ્.)=[અમર-]હયાતી (અથવા પાક દમ) અથાઇથી; જેમ જેને મનની પાકી એમ અપાઇ; મહા પાકીઝેહ માણસે નેક દુનિયાના દુર્વેશો (=યોગી) માટે સલુક ઉત્પન્ન કર્યો, અને [કરવા ન કરવાનાં] કામો વિગેરેનો (જીવ પર) કાબુ સાલેક.

આ બંદગીના શબ્દોના ત્રણ વિભાગ (૩+૭+૧૧) એકકીના મેળે ગોઠવાએલા છે, એટલુંજ નહિં પણ એ બંદગીના સઘળા અક્ષરો પણ એકકીના મેળે ગોઠવેલા છે. આ આંકડા ચાર ચારને અંતરે છે તે • અહુરમઝ્દની હયાતી જોડે પ્રથમ ચાર ચીજ—ખુદ ખોતે, વખ્ત, અહુનવર તથા ઉંચો મુકામ (=અર્શ તખ્ત)—રહીછે તેને લીધે હોય.

યથા અહૂવર્યોમાં ૫૬ સ્વર તા ૫૬ વ્યંજન મળી ૧૧૨ અક્ષરોછે. ૧ આં+૩ ઓ+૫ એ+૭ ઉ+(૩ ઇ+૬ ઞ=૯)+૧૧ આ+(૧૩+૭) અ=૫૬ સ્વર. હવે ૫૬ વ્યંજન જોડમાં ગોઠવેલાછે એટલે ૧ જોડ 'ખ તથા બ' ની; બે બે ઝ તથા મ (ધાતુ)ની એક જોડ; ત્રણ ત્રણ વ તથા ચ ની એક જોડ; ચાર ચાર થ તથા મ (પ્રત્યય)ની એક; પાંચ પાંચ ત તથા ય ની એક: છ છ દ તથા હ ની એક; (૧ સ+૨ ષ+૪ શ) તથા (૩ ન+૧ ધ+૩ ડ.) મળી સાત સાતની એક જોડ. આ સ્વર તથા વ્યંજનની સલુકના પાયા પર ગોઠવેલી રચનાનું પ્રમાણ નિચે પ્રમાણે છે:

⟨ (૧×૨+૧)+(૨×૨+૩)+(૩×૨+૫)+(૪×૨+૭)+(૫×૨+૯)+(૬×૨+૧૧)+(૭×૨+૧૩)+૭ ⟩=૧૧૨, પ્રમાણના ગાંઠ—વિભાગની સંખ્યા બતાવવાને ૭ નો આંકડો મુકયો છે. બીજાં પ્રમાણમાં પણ એજ નિયમ જણાય છે:

કવિરાયની તીવ્ર બુધ્ધિને છાજતી આ અદ્‌ભુત ગોઠવણી પરથી હોષંગ જેવો અમષાસ્પંદના દરજ્જાથી મોટો પાદશાહ કયા તમાં કેવા શબ્દોમાં એ બંદગી કરતો, તેના વખ્તનું લખાણ કેવું હતું, અને ત્યાર પછી શું શું વધ્યું ઘટયું તે ઝટ જણાઇ આવશે.

હોષંગનું નામ દેખાડનાર વાક્યમાં ૫૦ મૂળાઅક્ષરો છે તે પણ ઉપલાં પ્રમાણ મુજબ ગોઠવેલા છે તે જોતાં વર્ણ—સ્થાનનું કેવું ઉત્તમ જ્ઞાન હતું તે જણાય છેઃ ⟨ ૧+(૧×૨+૧)+(૨×૨+૩)+(૩×૨+૫)

+(૪×૨+૭)+૪+૯ }=૫૦=૧ ગ+(૧ ડ.× ૧ ન+આં ૧) +(૨ મ×૨ ય +૩આ) + [(૧ સ, ૨ શ, ૩ ષ=ં)+૫ ઓ] +[(૪ ૧ ત, ૧થ; ૧ચ, ૧ ઝ)+(૨ ઈ, ૧ ઋ; ૧ ઉ, ૩ એ)] + (ખ, વ, દ, બ)+૯અ. }

આ બંધે પ્રમાણની રચના પરથી જણાયછે કે અહૂ=બોલતો આત્મા, ખુલેલું હૈયું; પાક દમ ચાર્થે હોષંગની નજરમાં હતો. ૧૨૬માં પાનાંમાં બતાવ્યા પ્રમાણે એ અહૂ વડેજ આવી વિકટ શબ્દ-રચના એને આપો આપ જણાઈ હોય. (જુઓ યશ્ન. ૧૯)

પાનું ૮૬-ખદાત=પોતાના નિમિત માર્ગે ચાલ્યા કરનાર. એ સંજ્ઞા આકાશી પદાર્થ-ઝં.થ્વાપ=વાતાવરણ; ઝં.રઓચંડ-હ=રોશની; ઝ્રવાન જમાનો, વખત—ને લાગેછે.

પાનું-૮૬—બ્રહ્મા, વિષ્ણુ, ને શિવ આ ત્રિમૂર્તિ અંતર કે બાહ્ય જગતના સંબંધે છે, પણ મહા પ્રાચીન અગ્નિ હોત્રીવાળી અગ્નિ, આદિત્ય, ને સૂર્ય વાળી ત્રિમૂર્તિ (જુઓ ૧૪૮ માં પાને) ત્રિભુવનના દેવતામાના અધ્યક્ષ દેવતાના સંબંધે છે. એટલે કે ૧૧ પૃથ્વિ પર, ૧૧ વાયુમાં, અને ૧૧ સ્વર્ગમાં રહેનાર દેવતાઓ છે. તેઓમાંના દરેક ભુવનનો વડો દેવતા. પૃથ્વિ પર સૌથી મોટા દેવતા અગ્નિ છે, (ધર્મ-સંહિતાપપ), આકાશ તથા અવકાશ વાળાં વાયુમાંનો સૌથી મોટો દેવતા(વિષ્ણુ) આદિત્ય, અને સ્વર્ગમાંના દેવતાઓમાં સૌથી મોટો ઈંદ્ર છે. એ ત્રણે વડા દેવતા સામટા થઈ ત્રિમૂર્તિ રૂપે એક ગણાયા. આ વિદ્વત્તા ઇરાની અગ્નિહોત્રીની છે ને તે હિંદુ-ધર્મમાં હજી સુધી સચવાઇ રહીછે. પારસી ધર્મમાં આ ત્રણ દેવતા "આદર, મહેર, અને દએ પ દીન" યઝત છે (જુઓ વિસ્પરદ-૨૨). ત્રીસે રોજમાં હોષંગ બાદશાહે ઉના અંતરે એમને ૯, ૧૬, ૨૩મા મુક્યા છે, અને એ જુદા જુદા વર્ગના છતાં એકેકના સાથી છે (જુઓ મહેર યશ્ત-૧ તથા ૩૧). યશ્ન હપ્તઙ.હાઇતિ કેટલી જુની હોવી જોઇએ કે તેના બીજા હા (યશ્ન-૩૬) માં આદર તથા મહેર એ બે યઝતનું અને છઠ્ઠા હા (યશ્ન—૪૦)માં દએ પ દીન યઝતનું વર્ણન આવેછે. એ ત્રણે યઝતમાં દએ પદીન મહા આકાશમાં રહેનાર હોવાથી તેને મોટા ગણી "દાદાર અહુરમઝદ" નો દરજ્જો આપ્યો છે. તે "મઝદા-અહુરા" [=મહત્‌,-દએ+અસુર=મહા-દેવ=સ્પેન્તા મીનો (ગાથા-૪)] પરથી હોય. એમ અહુર-મઝદ તે ખોદા, અને મઝદા-અહુરા તે સ્પેન્તામીનો એટલે=મીનો યઝતનો ઉપરી વડો યઝત હોય, એમ સમજાુંછું. આ ત્રણે વડા યઝતોને એજ દરજ્જો છે. તે પરથી યશ્ન-૪૦માં "તમે મઝદા-અહુરા," અને ત્રણે સ્પેન્તામીનોના ઉપરીને "સ્પેન્તોતેમ" (=સૌથી મોટા સ્પેન્તા) કદાચિત [જુઓ અહુર મઝદ યશ્ત] કહ્યા હોય, એમ ધારૂંછું. ઇંદ્ર[=દએ પ દીન] જોકે સ્વર્ગના દેવતાઓનો વડો દેવતા છે તોય, પોતાની ઉંચી પદ્વિના સંબંધે આકાશી દેવતાઓના વડા દેવતા

આદિત્ય [=મહેર (જુઓ જમ્યાદ યશ્ત-૭)] ના સાથી હોવાથી તે આકાશી દેવતાઓનો ઉપરી કહેવાય છે. મહેર (૧૬) યઝતનો જોડિયો રામ યઝત (૨૧) છે (જુઓ મહેર ન્યાયશ) અને તેનો ફક્ત સાથી દેએ પ દીન યઝત છે. એ ભેદ હિંદુ અગ્નિ-હોત્રિનાં મન પર વિશેષ ન રહ્યાથી દેવતા-વર્ગમાં શહેજ ફેર જણાય છે.

પાનું ૮૭–અચેત ગતિ, સચેત ગતિ–આ મત અહુર તથા મઝદ શબ્દ પરથી નિકળેલા ધારૂ છું. અહુર=(ઝં.અહ્=સં.અસ્=L. Esse =ગુ.હોવું, એ ધાતુ પરથી )=Heb. Jehova=હયાતી ધરાવનાર. એ અહુર મઝદનુ અચેત રૂપ છે. મઝ્દા=(ઝં.મધ=L. Mid=ગુ.મધ્ય.ઝં.દા-ધા =સં.ધા=રાખવું, પેદા કરવું. એ ધાતુ પરથી ઝં.મધ+દા=મઝ્દા ) મધ્ય રાખનાર, મધ્યમાં રહેનાર, મધ્યમાંથી પેદા થનાર; એટલે કે અહુરમાંથી સચેત થનાર. દધ્+દા=દઝ્દામાં જેમ ધનો ઝ વ્યંજન સંધિને લીધે થયોછે તેમ આ શબ્દમાં પણ છે. ( સરખાવો રેત+દાની=રેઝદાની; છેદ+નાર=છેજનાર) પ્રાચીન વિદ્વાનો આ શબ્દ ઝં.મદ્ (=સં.સ્મદ=ગુ. સમેત= સાથે, જોડે)+ધા(=પેદા કરવું ) નો સાધિત માની તેનો અર્થ જોડિયા પેદા કરનાર સમજતા. ધાર્યા મેળે૧૭૩)માં પાનામાં બતાવેલા "ઝરૂવાને અ-કરને"ની વિભક્તિથી છેતરાઈને અરમાન દેશમાં પોતાના ધર્મની ખુબી સમજાવતાં યઝદઝર્દ પાદશાહના વજીર મહેર નરસીએ જાહેર કર્યું હતું કે "હોરમઝદ તથા હેરેમન એ બંધે જોડિયા ઝરવાને અકરન(=હદ વગરના ઝમાના ) ને પેટ પેદા થયા હતા ,માટે ઝરૂવાન (=ઝમાનો ) એ મોટો ખોદા છે."

અમર હૈયાતીના સંબંધમાં અને અચેત રૂપે અહુર છે. પેદાયશના સંબંધમાં સચેત રૂપે પેદા કરનાર તરીકે મઝદા છે. ભલાઈ તથા પરેઝગારીના સંબંધમાં ઇરાની સાલેકોએ એ નામનો પાયો પકડી સલુકની ઇમારત રચી છે [જુઓ ૧૬૬માં પાનાંમાં]. આ બે નામો પરથી ખોદાના બે ગુણ–અમર હયાત તથા પેદા કરનાર–જોડાજોડ રહ્યાથી તેનો સમાસ " અહુરોમઝદ=અહુરમઝદ "છે.

જેમ હિંદુ યોગી ઇશ્વરની સ્થિતિ તેમજ તેના ગુણ ત્રણ શબ્દ વડે સમજાવે છે: સત્+ચિત્+આનંદ=અમર+ચેતનવાળો+દુઃખ વિનાનો =ખરો+તેજસ્વી+સુખી: તેમ આ અહુર વિષે પણ છે અહુરવર્ઇય+અપા વહિસ્તા+ખ્ષથ્રવઈર્ય. અહુરમઝદના આ ત્રણ ગુણ આગળ પડતા છે. એ ત્રણ સિવાય બીજા નિર્વિકારના ગુણ છે. જે કોઇ કાંઇ બતાવે તે

સારા ઉત્તમ વિચાર વડે બનાવી શકે છે એથી વોહુ–મનો=નેક મનરની નો ગુણ નિકળ્યો. જેનામાં ઉત્તમ વિચાર કરવાની શક્તિ હોય તેની જાતી બુદ્ધિ ઉત્તમ હોવી જોઈએ. આથી "આર્મઇતિ"=સદ્ બુદ્ધિનો ગુણ નિકળ્યો, જેમ આ બે ગુણ "અહુર" ના ફાંટા છે, તેમ "હઓર્વતાદ્" =સર્વતા, અને અમેરેતાદ્=અમરતા એ "મઝદા"ના ફાંટા છે.

પાનું ૮૭–માયા અંધકાર છે. માયા જાતે તો પ્રકાશિત છે પણ કોઇ વસ્તુમાં તે ભળી કે તેનો ગુણ અંધકાર વાળો થઇ જાય છે. જેમ સુગંધી ગુલાબના ફુલને ગંધકનો ધુમાડો ખવાડતાં તે સફેદ થઈ સુગંધ વગરનું થઇ જાય છે, પણ જો તેને પાછું પાણીમા બોળ્યું કે અસલ રંગમાં આવી સુગંધી મારે છે: તેમ એ માયા કરે છે. આ કલ્પિત માયા શક્તિને લીધે તથા ઇશ્વરમાં પણ તમોગુણ છે એમ માની તેને ત્રિગુણી ગણી હિંદુ આર્યોએ શૈતાનની હૈયાતી માની નથી, તેમજ તેની ઉત્પત્તિ વિષે પણ કંઇ અંતર–શોધન કર્યું નથી.

" ૮૮–ગરમીની શક્તિ–મહા પ્રાચીન ઇરાની સાલેકોના " ફ્રવષિના તેજ " વિષેનાં અંતરજ્ઞાનનો ભાસ વેદના ઋષિઓનાં મનપર પાસો પાસ વસતા ત્યારનો પેઢી દર પેઢી ટકી રહેલો દિસે છે. ઘણાક વિદ્વાન આ શક્તિને "અર્દીબહેસ્ત" ધારશે. પણ પઓર્યો-દકએષીઓનો એ વિષેનો મત તેમના ૩૦ રોજના નામનાં પ્રમાણ પરથી તેઓ સ્પષ્ટ સમજી શકશે. ખુદ અહુરમઝદમાં પણ તેની પોતાની ફ્રવષિ છે, અને તેના પાયા પરથી યઝત અમષાસ્પંદ નિકળ્યા છે. ૧ ફ્રરોહર+૩ દાદાર+૫મીનો+૭અમષાસ્પંદ+૧૪ યઝતના દરજ્જા વાળા રોજ મળી ૩૦ રોજ થયાછે. એઓમાં ફ્ર, સ, ર, ગ; ત, ખ, ઝ અક્ષરથી શરૂ થતાં નામ૭; હ તથા મ વાળાં બે બેની બે જોડ; આ તથા વ વાળાં ત્રણ ત્રણની બે જોડ: અ તથા દ વાળાં ચાર ચારની બે જોડ; અને પાંચ મીનો મળી નિચલું સરસ પ્રમાણ બંધાયુ છે.

[૧+(૧×૨+૧)+(૨×૨+૧]+[(૩×૨+૧)+(૪×૨+૧)+૫]. આ પ્રમાણના ૯+૨૧ના એકીના મેળે મોટા ભાગ બે, અને તે દરેકના વળી ત્રણ ત્રણ વિભાગ થયા છે;

[૧ ફ્રરોહર+(૩+૪) યઝત+૧અમષાસ્પંદ]+[(૪+૩)યઝત+(૩+૩) અમષાસ્પંદ+(૩દાદાર+૫મીનો)]=< [ફ્રરવરદીન+(સરોષ+રશ્ને)+ગોશ]+[(હુઅરેખ્ષએત+હઓર્વતાદ્)+(મહોર+મહેર)+તીર]+[(આદર+આવાં+આર્મઇતિ)+(વોહુમનો+વરેથ્રજન+વાત)+ખ્ષથ્રવઇર્ય]+[( અર્દીબહેસ્ત+અહુરમઝદ+અમરદાદ+અર્સતાદ)+( દએ પ આદર+દએ પ મહેર+ દએપદીન+ દીન)+ઝમ્યાદ]+(રામ +અષીસંગ+આસ્માન+મારેસ્પંદ+અનેરાન) >

આ પ્રમાણની શરૂઆતમાંજ[ફ્રરોહર+ (સરોષ+રશ્ને)+ગોશ ]=[ફ્રરોહર+ (અબોઇ+રારતી )+પાકજાન ]છે. તેજ કહી આપેછે કે અષો ત-

થા રાસ્ત ફ્રેોહર વડે પાક જાન છે. આ ઉંડા અંતરજ્ઞાનમાંથી હિંદુયોગીના–આત્મા તો ઇશ્વરનો અંશછે તે, અને તે એક હયાત ગરમીની-શક્તિ (=ફ્રવષિનાં તેજ) વડે ઉત્પન્ન થયો એ–મત નિકળ્યા છે, એમ ધારૂંછું. એજ ત્રીસે રોજમાં બે સતવાડિયાં ને બે અઠવાડિયાં "દએપ" શબ્દથી શરૂ થતા રોજથી રાખેલાં છે તે વિષે જુઓ હમારા મુલ્કી તથા રાજદ્વારી શબ્દકોષમાં "અઠવાડિયું" શબ્દ.

પાનું–૮૯ કામ–એ કાયિક વિજળીની ઉશ્કેરણીનું ફળ છે." નરમ તબિયતના આદમી કરતાં લોહીઆળ મિજાઝનાં આદમીમાં વિજળી વધારે રહે છે" —*H*ooper's Vade Mecum. એથી કરી જેમ સામ સામી જાતિનાં પ્રાણી લોહીઆળ તેમ કામ વહેલો ઉશ્કેરાય છે. તોય ચિત્ત (=જે જગાએ મનમાં તાકીએ તે જગાએ કાયિક વિજળીનો એકઠો થઈ રહેલો સમુદાય તે) વિના તે પેદા થતો નથી. પુરૂષનું મન કામનામાં હોય અને ચિત બીજા વિષયમાં રોકાયલું કે ભરાયલું હોય તો પુરૂષમાં કામ વિકાર પ્રગટતો નથી. તેમજ સ્ત્રી પણ બીજે ઠેકાણે ચિત્ત રાખે છે તો તેને પણ કામ ઉત્પન્ન થતો નથી.

વિષય–તૃપ્તિ માટે બળાત્કાર વાપરનારનાં ધ્યાન પર આ નિયમ હોય તો આડો ચાલવા કદી મન ન કરે.

પાનું ૯૫–અંગનું અંગ=હિંદુ શાસ્ત્ર પ્રમાણે આત્મા ખુદ ઈશ્વરનો અંશછે તેથી ઇશ્વરની મહા માયા શક્તિ વડે કે મહા માયા શકિતમાંથી તે પેદા થયલો હોવો જોઇએ.

"મેં હોરમઝદે પ્રથમ ઝળકાટ પેદા કરી શરીર પેદા કર્યું, પછી તે ઝળકાટને શરીરમાં મેળવ્યો. એ ઝળકાટનો અર્થ એ કે આત્મા અગાડીથી પેદા કીધો હતો"—બુન દહેસ્ને

પાનું ૯૬–આત્માનું સ્વરૂપ–આત્મા પોતાની જાતને પોતે જોઇ શકતો નથી, પણ અપોઈ વડે તેનો ઝળકાટ વધેછે. એ ઝળકાટ તેની ફ્રવષિ જોડે નાડીએ નાડી લોહી સાથે ફરતો રહે છે. (જુઓ Magnetism by Francis Barrett, p.11)"આત્માનાડી ચક્રનીઅંદરરહેલોછે(શિવપુરાણ, સનતકુમાર સંહિતા ૫૫) સર્વ નાડીમાં રહેલું તેજ નેત્રનાં તેજથી પણ બળવાન થઈ મનને, એકાગ્ર કરી, આત્મામાં જોડી દે છે (કિત્તા–૫૭)"

ઉંઘમાં આપણો કોઇ લોહીઆળ ભાગ દબાઇ રહ્યાથી આપણી કાયિક વિજળીમાં રહીને ફરતી ફ્રવષિ દબાયાને લીધે આપણે કોઇ પહાડ તળે દબાતા કે પથરા તળે ચગદાઇ મરતા દેખાઇએ છીએ; એ પરથી જણાશે કે આત્માની સત્તા શરીરના તંતુ મારફતે બધે ઠેકાણે રહેછે. શરીર મંદ બેભાન પડી રહેછે પણ લોહી હમેશ જાગૃત રહેછે.

"જે સ્વપ્નમાં સુખે ફરેછે તે આત્મા છે. એ અમર છે, નિર્ભય છે, બ્રાહ્મણ છે"–ઉપનિષદ. આથી કરી હૃદય જે નસોનું મુખ્ય મથક

ત્યાં તે ઝળકાટ દડા જેવા ગોળ આકારનો એકઠો થયલો જણાય છે. સવારે કે સાંજે બારણાં અગાડી ભરાઇ રહેલાં વરસાદનાં પાણી પર સૂર્યનો તડકો પડવાથી જેવો ઓળો માલમ પડેછે તેવો તે અષોઇ પાળનારને દેખાયછે. આવા ઓળાને આપણે "આબ" કહીએ છીએ; તે એ-તેજ અવસ્તામાં ઝં. "અસ્પ"=સં.આભા=ફા.આબ કહેલો સમજુ છું.

"મસ્તક"નું માથું થયું તેમ, અસ્પ શબ્દમાંથી સ્નો લોપ થયાથી અ વૃદ્ધિ પામ્યો અને પ નો મહા પ્રાણ થઈ બ થયો. આ અર્થ ન સમજતાં, ઝં. અસ્પ=સં.અશ્વ =ઘોડો એ સાદો અર્થ માની લઇ અસલના તેમજ હાલના વિદ્વાન બહુ છેતરાય છે. ઝં. અસ્પ=સં. અશ્વ=ઘોડો, એ ઝં. અસ્=સં. અશ્=ઝડપે જવુ એ ધાતુ પરથી છે. પણ ઝં. અસ્પ=ફા આ-બ=સં. આભા, એ ઝં. અસ્=સં- અસ્=ઝળકવું, એ ધાતુ પર ભાવવાચક નર જાતિ પ્રત્યય પ લાગ્યાથી અસ્પ=પ્રકાશ, આબ (Photosphere). અસ્પ=ઘોડો, તેના અસ્ ધાતુ પર સત્વવાચક કારક પ્રતયય "પ" લાગ્યો-છે. એવાજ શબ્દ ગુજરાતીમાં મેળાપ; અને શહેજ ફેરથી રંડાપો, બળાપો, અંધાપો છે. આ અર્થ વડે કેટલાક શબ્દની ખુબી પર ઓર પ્રકાશ પડશે.

વિસ્તાસ્પ=ફા. ગુસ્તાસ્પ=સં. વિત્ત+આભા=ધનનું તેજ=લક્ષ્મિ+નારાયણ. યુનાની લોક એને(Hystaspes) અને યહુધી લોક(Ahasuerus (=રાજા) કહેતા, એની રાણી "હુતઓષ" ને યહુધી લોકAtossa, Hadassah, Esther કહેતા—જુઓ બાઇબલમાં Book of Esther. Zoro-aster શબ્દ પરથી ઝરથુસ્ત શબ્દના અ કરનારે આ શબ્દોના યહુધીએ કરેલા અર્થ પર બહુ વિચારવું.

વિજાસ્પ=ફા.ગુજાસ્પ=સં.વિજ+આભા=વિજળીનું તેજ. જામાસ્પ=યામ+અસ્પ=બિલોરનું તેજ. પોઉરૂષસ્પ=સં. પુરઃ+આભા=બહેસ્તનું નૂર, આકાશી તેજ. અઉરૂઅદ્ અસ્પ=કાયમ તેજ, અમર આબ-તેજ. ઝં. એરૈ=સં. ઋ-

અર્ (=જવું)+વદ્ (=નારૂં) જનાર, ઝડપે જનાર; અને અસ્પ=ઘોડો. એમ વિદ્વાનો સમજી, એ અર્થ સૂર્યને લાગુ પાડી "તેજ ઘોડાવાળો સૂર્ય" કરેછે. પણ તેમાં તેઓ છેતરાય છે. તેજ, ઝડપી ઘોડા માટે તો "આસુ અસ્પ" છે: જેમકે "તખ્મેમ્ સ્તોતારેમ્ વઐતે આસુ અસ્પેમ્"—આબાં યશ્ત—૨.એ શબ્દોએ હાલના વિદ્વાનોને થાકવ્યા છે એટલુંજ નહીં પણ પુરાતમ વખતમાંએ તેમજ થયું છે. આદરબાદ દસ્તુરે એજ શબ્દોનો તરજુમો પાઝંદ ભાષામાં ન કરતાં એમના એમ રહેવા દીધા છે; "ખુરશેદ અમર્ગ, રયોમંદ (=તેજસ્વી), અઉરૂઅદ્ અસ્પ, એરસાદ"—ખુરશેદ ન્યાયશ. ધારો કે અસલના વહેમી લોકે સૂર્યને ઘોડાના રથમાં ફરતો કહ્યો છે, અને એ વિચાર પ્રાચીન હિંદુ અગ્નિ-હોત્રીનો હતો તે પરથી જણાય છે કે જરથુસ્તની પણ બહુ અગાડીના લોક પોતાની સૂર્ય-ભક્તિમાં એજ"અસ્પ"=સં.અશ્વ વાપરતાઅને તેનો અર્થ, વખ-

ત જતાં, હિંદુસ્તાનમાં પેહા કેડે, ખુબીવંત ભુલી જઇ સાધારણ ખોટો અર્થ ધ્યાન પર રાખી "ઘોડા"ના રથમાં સૂર્ય ફરેછે એ વિચાર સાધારણપણે સમજ્યા. પણ વળી એજ પ્રમાણે હ્યાં છે:—

"અપામ્ નપ્તારેમ્ અઉરૂઅદ્ અસ્પેમ્ યઝમઇદે"—જમ્માદ યશ્ત-૮=ગુદ્રાનાં "તેજ ઘોડાંવાળાં" પાણીની સ્તુતિ કરીએ. પાણી સાથે ઘોડા જોડેલા!!! પણ એ અર્થ નથી.

અ+(ઉ) રુ+અદ્ (ઝં. રુ-રવ્=ફા. રફ્તન=જવું, એ પરથી)=નહિં+જવા+વાળો=અમર, કાયમ. અ+ઉરુ+અદ્=અ+ઉર્+ઉઅદ્=અઉર્વદ્=અમર્ગ, અમર. "હૂઅરે-ખ્ષએતેમ્ અમેષેમ્ રએમ્, અઉરુઅદ્ અસ્પેમ યઝમઇદે"=તેજસ્વી સૂર્યને, અમર્ગ તેજને, અમર આબ(=પ્રકાશ)ને,આરાધીએ-સ્તુતિ કરીએ. હ્યા સૂર્યનાં બે અંગ વર્ણવ્યાં છે. એક તેનો સદાનો ઝગઝગતો આબ, અને બીજું, તેનું બહાર પડતું તેજ. આ કિરણ રૂપે બહાર પડતાં તેજને "મહેર" કહેલો દિસેછે. ખુરશેદ-મહેર જોડાજોડ છે તે આ કારણે હોય. ખુરશેદ ન્યાયશમાં તેની નમાજમાં પહેલો મહેર આવેછે: "નેમો મિથ્રાઇ...નેમો હૂઅરે ખ્ષએતાઇ 'અઉર્વદ્ અસ્પાઇ"=નમાજ મહેરને...નમાજ તેજસ્વી સૂર્યને, અમર આબને". હ્યાં "અમર્ગ તેજને" શબ્દો નથી તેથી જણાય છે કે તેમનો અર્થ મહેર છે, અને એ મહેર ખુરશેદની અગાડીજ વપરાયલો છે. અગાડી એટલા માટે છે કે સૂર્ય ઉગતાં એ તેજ પહો ફાટતાં પહેલું નિકળે છે અને ત્યાર પછી સૂર્યનો આબ દેખાય છે. એટલા માટે એ તેજને હ્યાં જેમ "મહેર" કહ્યો છે તેમ હિંદુ અગ્નિ હોત્રીએ તેને "નારાયણ" કહ્યો છે.

"અસ્પ" શબ્દના આ અર્થ વડે બહુ પુરાતમ વખતથી થતો આ વેલો ધુંટાળો મટાડી શકાશે; ને તે "અસ્પહે-અશ્ત્ર"માં છે. આ સમાસ વંદીદાદમાં શિક્ષાના સંબંધમાં વપરાયો છે. અસલના વિદ્વાનો એને "ઘોડાની પરાણી" સમજ્યા. પણ તે બે સમજ જણાયાથી "ઘોડાનો ચાબુક" ધાર્યો, એનું કારણ એકે બે ધાતું પરથી "અશ્ત્ર" શબ્દ ઉત્પન્ન થયો છે; અને સ્ તથા ત, અને પ્ તથા ત ની વ્યંજન સંધિ થતાં શ્ત થઇ જાય છે. આથી વિદ્વાનો છેતરાય છે. ઝં. અશ્ત્ર=(ઝં. અસ્=નાખવુંપરથીઅસ્+ત્ર)=ભાલો.અશ્ત્ર=(ઝ.અસ્અપ્=પ્રકાશવુંપરથી=અપ્+ત્ર=)પ્રકાશ. ત્યારે સાધારણ નજરે જોતાં "અસ્પહે-અશ્ત્ર"=આબનો ઝળકાટ=ઝ. મિથ્ર=ફા. મહેર હોય. જેમ ઉંટનું મોં ઉંચું રહેછે તેથી તેને"આકાશ-મૂનિ' કહેછે: તેમ પહો ફાટતાં જણાતા ઝળકાટને ઝ. મિથ્ર=સં. મિત્ર કહેલો દિસેછે

એજ અર્થ વડે ખોટા તરજુમાએ અક્કલથી ઉલટી કહેવાતી વંદીદાદમાં વર્ણવેલી શિક્ષા સમજાવી શકીશ.

"હઝડ રેમ્[1] ઉપાઝનનાંમ્[2] ઉપાઝોઇત્[3] અસ્પહે-[4] અશ્ત્રય;[5] હઝડ.રેમ્[6] સ્રઓષો-ચ્ચરનય[8]"—વંદીદાદ-૧૩

ખુરદેહ-[2]અવસ્તાના હજાર (અવસ્તા) ને[1] ખુરશેદ-[4]મહેર-[5]વડે પ-હે,[3] હજાર ૬ (અવસ્તા) ને સરોષવાળા-[7] (વંદીદાદ સાદેના) પાછલા-[8]ભાગ-વડે (પઢે). જે માણસ મનોવિકારને તાબે થઇ પોતાના તન, મન, ને જીવની અપોઈ બગાડવું તેને પોતાની અસલ પાકીઝગી પર લાવવા તથા તેના જાનની સફાઈ જાળવી રાખવા સાલેકની આત્મજ્ઞાન સંબંધની આ શિક્ષા છે. એવીજ રીતે ગામઠી નિશાળમાં આડાં ચાલનાર છોકરાંને ૨૦-૨૫ વાર પાટી લખાવેછે કે પન્નાકા બોલાવે છે. માસ્તરો કવિતાની લીટિઓ સો બસોં લખવાની વેઠ (Imposition) કરાવે છે, અને અખ્પારૂ પથા અપેમ પઢાવ્યા કરેછે. મહેતાજી અગાડી જેવું અભણ છોકરૂં છે, તેવુંજ સાલેક અગાડી આત્મજ્ઞાનથી અજ્ઞાન માણસ છે.

આ વાક્યમાં સમાયલાં ઉત્તમ જ્ઞાનની ખુબી આજ અઢી ત્રણ હજાર વરસ થયાં તોય કોઇ પુરાતમ વિદ્વાન કે હાલના વિદ્વજન પામી શક્યા નહિં; માટે એ વિષય મૂળથી વર્ણવીશ તે પરથી શાણા વાંચનાર યોગ્ય વિચાર કરી શકશે.

ઝંદ વિધ્યાર્થીને પ્રથમમાંજ હઠાવનાર સામાસિક શબ્દ "અસ્પહે-અશ્ત્ર" છે. અસ્પ=આબ, એને જો સાધારણ રીતે છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય "હે" લાગ્યો હોય ત્યારે તો એ સમાસનો અર્થ "આબનું—તેજ" =મહેર હોય, પણ એ વાક્યના પાછલા ભાગમાં "ઞઓષા-ચરના" સમાસ છે તે પરથી તથા મહેર ન્યાયશ ખુરશેદની ન્યાયશ વગર એખલી પઢાતી નથી તેથી જણાયછે કે "અસ્પહે-અશ્ત્ર=અસ્પો-અશ્ત્ર છે અને તે ષષ્ઠી તત્પુરૂષ નહિં પણ દ્વંદ્વ સમાસ છે. કારણકે એવાજ અર્થનો સમાસ ફારસીમાં આબ+તાબ=આફ્+તાબ=આબ+તેજ=હર-નારાયણ છે તેમાં "હે" રહ્યો નથી. એ "હે" દ્વંદ્વ સમાસનો હોય (જુઓ પાનું ૧૬૬). ઝં. અશ્ત્ર=રએ=તેજછે, અને અગાડી સમજાવ્યા પ્રમાણે "મહેર" ના અર્થે છે. માટે અસ્પ-હે-અશ્ત્ર=અસ્પો-અશ્ત્ર=ખુરશેદ-મહેર હોય. ખુરશેદ ન્યાયશમાં "આબ" ની ખુબીનું તથા મહેર ન્યાયશમાં "તેજ"ની ખુબીનું બ્યાન "ફ્રવરાને મઝદ યસ્નો" વાળા ફકરામાં આવે છે તે જોતાં ત્યાંથી પઢવા માટે કદાચિત એ શબ્દો વાપર્યા હોય. કારણ કે એવીજ રીતે તથા એવીજ મતલબે-એ ન્યાયશના ત્રીજા ફકરાના શરૂના શબ્દો "નેમો અહુરાઇ મઝદાઇ નેમો અમેષેબ્યો સ્પેન્તેબ્યો"=ઓરશેદ ન્યાયશ, માટે વંદીદાદ ૧૯માં વપરાયા છે: "નાહીને પાકીઝેહ થયલો પાક મરદ કપડાં પહેરે અને તે (ફ્રવચત્[1] વોહુ-મનો[2] નેમો-અહુરાઇ-મઝદાઇ,-નેમો-અમેષેબ્યો-સ્પેન્તેબ્યો-નેમો-અન્યશામ્-અષોનાંમ્[3]=) પાકીઝેહ મરદ[2]ખુરશેદ-મહેર ન્યાયશ૩ (=અહુરમઝદ, અમષાસ્પંદ, વિગેરે બીજા અષોની નમાજ) પઢે[1]" આ પરથી જણાશે કે ખુરશેદ ન્યાયશ જરથુસ્તનીજ છે અને તે કદાચિત વંદી-

કાદના વખતમાં "નેમો અહુરાઇ-મઝદાઇ"થી શરૂ થતી હોય. ખુરશેદ યશ્તમાં મોટે ભાગે ફક્ત એ "આબ"નું વર્ણન છે. પણ ખુરશેદ ન્યાયશમાં એ "આબ તથા તેજ=ખુરશેદ તથા મહેર" એ બન્નેનું વર્ણન છે. આથી કરી ન્યાયશની મતલબ વધારે નિકળેછે. છેક ઝીણી નજરે જોતાં જણાશે કે મહેર ન્યાયશ તથા યશ્તમાં બે મહેર યઝતનું ધ્યાન છે, એકતો મહેર યઝત (૧૬) જે "મહેર દાવર" તરીકે ઓળખાય છે અને જેના સાથી (૫. ૭, ૯ ના અંતરે હોપંગે મુકેલા રોજ વાળા યઝત=) રામ (૨૧), દએ ૫ દીન (૨૩), તથા અવિસંગ (૨૫) છે; બીજો(૧૫) દએ ૫ મહેર=મિથ્ર બેરેઝન્ત=વડો મહેર=શુક્ર ગ્રહ છે અને તેના ૬ સાથી (૩, ૫, ૭, ૯, ૧૧, ૧૩ ના અંતરે) દએ ૫ આદર (૮) રશ્ને (૧૮) બહેરામ (૨૦), દીન (૨૪), આસ્તાદ (૨૬) તથા જમ્યાદ-(૨૮) છે. આ ભેદ જણાવવાને માટે કદાચિત અશ્ત્ર=મહેર યઝતની ઓળખ આપી હોય ને એજ મહેરનું મહેર ન્યાયશમાં વધારે ગુણ-ગાન છે. પૃથ્વિની આસપાસ વિંટળાઇ રહેલી હવા (Atmosphere)પર પરોઢમાં સૂર્ય જમીનની નીચે છતાં તેનાં કિરણ પડેછે તે હવાનાં પડ પર વાંકાં વળી જાયછે (refract) ત્યારે તે પડની હવા ભુરી સોનેરી રંગની જણાય છે, એ દેખાવ મહેર યઝત-નારાયણનો છે. એટલા માટે આ દેખાવ સારૂ મહેર (=નારાયણ) તથા રામ (=હવા) યઝતનો પરસ્પર સંબંધ રહ્યોછે (જુઓ રામ યશ્ત-૧૧). પ્રાચીન આર્યોમાં મહેર યઝત=નારાયણ દેવ કેવો મોટો ગણાયો હશે કે હિંદુ આર્યો એ એવું કહ્યુંછે કે "ક્ષીર સમુદ્ર(=સફેદ વાતાવરણ)જેમાં નારાયણ બીરાજેછે તેને તીરે દેવતાઓ ઉભા રહી અવતાર ધારણ કરવા માટે નારાયણ દેવની સ્તુતિકરીહતી"

ઝં. ઉપાઝના=સં. ઉપાસના, એ અર્થ હોય. ભાવવાચકથી સત્વવાચક નામ જણાઈ આવવા માટે સત્વવાચક નામમાં ઝંદમાં બહુકરી ડ. આવેછે તે નિયમે, સં. આસન=ઝં. આઓડ.હન; અને ઉપ-આસના=ઉપાઝના હોય. પ્રથમ "ઉપાહના" શબ્દ હોય. પણ દુહ્+અણી=દુઝણી થાયછે તેમ "ઉપાહના"નો ઉપાઝના થયો હોય. જોઇએ એમ હોય, કે બહુ કરી ઝં. અઝ=સં. અહ્=બોલવું, કહેવું. એ ધાતુ પરથી હોય. ઉપ+અઝ+અન્+આ=સં. ઉપ+અહ્+અન+આ=રૂપવાચ(=બાજ)ઉપ-વચન, 'રૂપસ્તુતિ' ખુરદેહ અવસ્તા. સં.અહ્ એ ક્રિયાપદ સંસ્કૃતમાં ઐતિહાસિક વર્તમાન કાળમાંજ વપરાયછે, અને તે ધાતુ પરથી હજી "દ્વાહી,. દુરાહી" શબ્દ વપરાય છે.

"ઉપાઝન" નો પહેલવી દસ્તુરોએ "ફટકાનો માર" અર્થ કર્યોછે અસ્સૂરી (=Assyrian)લોકમાં ત્રણ-ધારી ફટકો(=Cat-'o-three-tails) શિક્ષા કરવામાં વપરાતો, અને ગુનેહગારને એકકી વખતે ૪૦ ફટકાથી વધારે મારવામાં ન આવતા (Dent-25).

કેખુશરૂ (Cyrus) બાદશાહની અગાઉ ૫૦૦ વરસ સુધી ઇરાનમાં અસ્સુરી લોકનું રાજ હતુ તે વખતની તેમની શિક્ષા કરવાની રીત પાછલા જમાનાના દસ્તુરોના ધ્યાન પર રહી હોય તેથી આ અર્થ કર્યો હોય. બલકે મુસાનાં ધ્યાન પર પણ (લેવિટિકસ ૧૯–૨૦ પરથી જણાય છે કે) એવોજ ગોળ ગોળ અર્થ રહ્યા છે. એ દીનદારો આ શબ્દમાંથી ઝન્=સ. હન્=ફા. ઝન=મારવું એને ધાતુ સમજ્યા. તેને કરણ=સાધન દર્શક ઉપસર્ગ "આ" લગાડયો. (આ+યુધ્+ત=આયુધ્ધ =યુધ્ધ–લડાઈ કરવાનું સાધન થાય છે તેમ) ઉપ+આ+ઝન=નાનું મારવાનું સાધન. જોકે ઝંદમાં "ઝન્" નહિં પણ "જન્"=મારવું થાય છે અને તેજ ધાતુ હોત તો વળી ક્રિયાપદના રૂપાખ્યાનમાં અંત્યાક્ષર "ન" કાયમ રહી "ઝનોઈદ" રૂપ થાત, તોય એ મૂળ તથા એ અર્થ ધરી રહ્યા. હવે મારે શેને? તે "અસ્પહે અશ્ત્ર" વડે. અસ્પ=સં. અશ્વ=ઘોડો. અશ્ત્રા=ભાલો. ભાલો ઠીક ન લાગો તે પરોણો સમજ્યા. પણ પરોણો જંગલી જણાયો તે ચાબુક અર્થ મનને પસંદ પડયો. એ અર્થ હાલ સુધી રહ્યો. પણ આ સદીના સુધરેલ વિધ્યાર્થીને તેમાં ગેર રીત જણાઇ અને એક વિશેષ વાત પર ચિત્ત ચોંટયું કે દરોઆઇ કુતરાના મારનારને દશ હજાર ઉપાઝનની શિક્ષા કહી છે તે દશ હઝાર ફટકા તો કોઇ દેવેનામ દેવ પણ ન ખમે, એ તો દશ હજાર "નાશ કારક પ્રાણીને મારવાનું" હશે. શરીરની અપવિત્રાઇ થોડા વખતે ધીટી શકે છે (જુઓ વદીદાદ–૭ માં જે પશુ મુએલાં પ્રાણીનું માંસ ખાય છે તેનો દેહ શુધ્ધ થતાં એક વરસ લાગે છે,) પણ આત્માની અપવિત્રાઇ વહેલી જતી નથી. નિર્વિકાર તથા લાંબા વખતનાં મનસોચ્ચારણેજ, તે ધીટી શકે છે તેને માટે આ દશ હઝાર સ્તુતિની મોટી સંખ્યા છે, એમ સમજું છું.

એવામાં ઝ. ગવાઝ=ગવ+અઝ=ગાય+ચલાવનાર–હાંકનાર એ શબ્દ તેમને વંદીદાદ–૧૪માં મળી આવ્યો. એ પરથી અટકળ બાંધી કે "અઝ=" જે ઉપાઝનમાં છે તે એજ છે. તેથી ઉપાઝના=હાંકી કાઢવાનું તેપણ એ તો ભુલ છે. ઝં.-અઝ્=સં.અહ્=બાંધવુ, તે પરથી ગવાઝ=સં.ગૌ+અહ=બળદને બાંધનાર, અછોડો. ગવાઝિશ્ત=બળદને મજબુત બાંધનાર નાડી, નાથ છે. એનો અર્થ ફટકો નથી. અષોદાતમાં ફટકો શોભશે, કે અછોડો ને નાડી?

હવે ઉપાઝન શબ્દનો આ અનર્થ નથી, પણ ઉપ–સ્તુતિ=ખુરદેહ અવસ્તા છે તે મહેર યશ્તના ૩૦મા કરદામાં એ શબ્દ વપરાયો છે તેથી ઝટ જણાય છે. મહેર યઝતનું જશન કરનાર તેની નૈયતે ઈજેલા ખોરાક ની ચાશની કેમ કરે છે તે વિષે કહે છે કે—

"થ્રિ અયરેમ થ્રિ ખ્પપનેમ્ તનૂમ્ ફ્રસ્ત્યંતે, થ્રિ સતેમ્ ઉપાઝનાનાં પઇરિ આકયંતે મિથ્રહે, વોઉરૂ–ગઓ–યઓઇતોઇશ યસ્નાઇચ વહ્માઇચ"

"ત્રણ દિવસ ત્રણ રાત શરીરને તેઓ ધુએ છે. 'વિશાળ-ભૂમિની હદવાળા મહેરની ઉપ-સ્તુતિ તથા નામ-સ્મરણ-સાર ઉપ-સ્તુતિઓમાંની ત્રીસ (ઉપ-સ્તુતિ) ને બરાબર (પુરી) રીતે (તેઓ) કરે છે."

ઉપર "ઉપાઝન"જોડે ક્રિયાપદ ઉપાઝોઇદ્ છે ને તેજ અર્થમાં ત્યાં"આ-ક્યંતે"=આખ્યાન-સ્તવન કરે=Celebrate છે.-વોઉરૂ+ગયો+યુતિ=Joining or Binding extensive land-two ends of horizon.

ઉપર ટાંકેલાં વાક્યની મતલબ એ છે કે યોગ-અભ્યાસ ન ચલાવી શકાય તેવી જન્મ-ખોડવાળાં અપંગ, દુરાચરણી માણુસો જેઓ કાયિક વિજળી શુદ્ધ ઉત્પન્ન કરી શકતાં નથી તેઓ (જુઓ આવાં યશ્ત-૨૧) અને બેદરકાર અજ્ઞાન લોકે જશનની ચાસ્નીકરવાની નથી. એજ ફરમાન મુસાએ(Leviticus-*21*) માં ઉતારી લીધું છે. તેમનો સ્પર્શ પણ ચંડાળ છે.

"જો કોઇ છીનાળ રાંડ ઓલીવ (*Olive*)નું ઝાડ રોપે છે તો તે ઉધરીને મોટું થતું નથી પણ ચિમળાઇને સુકાઇ જાય છે"—Natural Magic p*37*). દીનની રાહે ઘટતી ક્રયા કરીને બાયડીએ નહિં પણ નેક મરદોએ ચાસ્ની કરવી. મોટાં માણુસ કરતાં નાદાન છોકરાંને અપો માણુસો મેજ ખવાડે છે તે એજ કારણે. હવે ઘટતી ક્રિયામાં ૩૦ બંદગી છે તેનો મેળ આ હોય: દિવસે ૩ સરોષ બાજ, ૩ ગેહ, ૧૫ ન્યાયશ (પાંચો ન્યાયશ ત્રણે ગેહમાં), ૧ જે રોજ હોય તે રોજની યશ્ત=૨૨ બંદગી; રાતે ૨ સરોષ બાજ, ૨ ગેહ, ૨ આતશ ન્યાયશ, ૧ સરોષ યશ્ત રાતની વડી, અને ૧ હોષબામ=૮ બંદગી છે. માટે ઉપાઝન શબ્દનો અર્થ આવી રોજની ફરજ્યાત બંદગીઓ છે. જો પહેલવીમાં તરજુમો કરનારા દસ્તુરો કહે છે તેમ "ફટકા મારવાનો" અર્થ હોય તો જશન કરનારા ફટકા ખાય કે કોઈને મારે? સવાબના બદલામાં ફટકા? જો હાલના વિદ્વાનો કહે છે તેમ "નાશકારક પ્રાણી હાંકવાનો" અર્થ હોય તો શહેર ઘેરમાં તો ગાય ઢોર કે કુતરાં મળે: બિલાડાં, શિયાળ, વરૂ જેવાં ૩૦ પ્રાણી દરેક જશન કરનારને એકદમ ક્યાંથી મળે? ત્રણ દિવસ સુધી નહાઇને નાપાકી દુર કરી પરેઝગારી પાળી તે આ મનોવિકાર ઉછળાવી હેરેમનને દિલમાં ભરાવાનો રસ્તો કરી આપવા, આંખમાં ખુન લાવી ઘાતકીપણું જે સાલેક દિલોજાનથી ધિક્કારે છે તે શિખવા, જીવ પર આવેલાં ક્રૂર પ્રાણીઓના હુમલાની જોખમદારી ખમવા, તે જશન કરનાર અપો માણુસ નાશકારક પ્રાણી મારવા કે હાંકવા જાય! હાંકવા જતાંજ તે દહાડોતો જંગલમાં પુરો થાય. માટે એ અર્થ નહિં પણ ઉપાઝના=ખુરદેહ અવસ્તા, ઉપસ્તુતિ છે.

જો કોઇ સલુકના રસ્તે રહી એ શિક્ષા કેમ કરવામાં આવતી તે દિલની આંખોએ અંતર દૃષ્ટિએ જોય છે તો તેની નજર ઈ. સ. ૨૨૬થી ચાલેલાં અરદેશર બાબેગાનવાળાં સાસાન્યન વંશમાં ઠરે છે. તેમાં ગુનેહ-

ગારનઃ હાથ પછાડી કાંડાંમાંથી દોરીએ બાંધેલા હોય છે. તેના બન્ને ખભાં પાસે બે બહેદીન ઉભા રહેલા જણાય છે. તેઓના પહેરવેશમાં માથે ફેં-ટો, દિલગાં સદરો કસ્તી ફક્ત, ને હાથમાં ગજ સવા ગજની જાડી નેતર હોય છે. ગુનેહગારનાં ખભાં પર એક જન જોરમાં મારે છે, ને તે મારી રહ્યો કે બીજો જન હળવે હાથે મારેછે. એમ ગરમ તથા નરમ સોટી મારેછે.

ઉપર કહેલા "અસ્પહે-અશ્ત્ર તથા ઉપાઝન" ના અર્થ માર મ-સ્તિથી ગોઠવી વિદ્વાનોએ એ વાક્યનાં હાડ બંધ બેસાડયાં, પણ પાછા "સ્ર-ઓષોચરના" શબ્દથી કંટાળી 'આવતી ઓલાદ' પર તેના અર્થ તથા ખુબી શોધવા મુકી ગયા. માટે કંઇક સમજ એ વિષે આપવાની જરૂરછે.

ગાથાનો વિષય સરસ આત્મજ્ઞાનનાં વર્ણનનો છે. તેના પાંચ વિભાગછેઃ

૧, હોરમઝદની બુલંદ હયાતી (અહુનૂઅદ્=પરમ-અસ્તિત્વ) વિષેનો;
૨, બહેસ્તની સુખી હાલત (ઉસ્તૂઅદ્=પરમ-સુખ) વિષેનો;
૩ અષોઇના વધારા (સ્પેન્તોમદ્=વૃદ્ધવાળી પવિત્રતા) વિષેનો.
૪ (વિકારો પર ચલાવવાના) નેક કાબૂ (=વોહુ ખષથ્રા=પરમ સત્તા) વિષેનો;
૫ (આ કાબૂની) બુલંદી (=વહિશ્તોઇશ્ત=ઉત્કૃષ્ટતા) વિષેનો

જ. સ્રઓષો-ચરના= સરોષનો ચરણ, સરોષ યશ્ત વાળો પાછલો ભાગ. "ચરણ" કોઇ કાવ્ય પુસ્તકની અગાડી કે પછાડી હોય છે. અગા-ડી હોય છે તેને "મંગળાચરણ" કહે છે. તેમાં ઇશ્વર-સ્તુતિ વિષે કે સ-રસ્વતિ દેવીના નમસ્કાર કે આશિર્વાદ વિષે ટુંક લખાણ હોય છે. કાવ્ય કે ગદ્ય પુસ્તકની પછાડી હોય છે તેને પુનરાવર્તન=(Recapitulation=) સંક્ષેપ સાર કહે છે. ન્યાયશ તથા યશ્ત પછાડી દક્ષિણ ભણી મોં કરી પઢવાનો જે ભાગ છે તેનું નામ પણ એજ છે.

હવે ઝીણી નજરે તપાસતાં જણાશે કે વિકારો પર સરસ કાબૂ ચ-વવાની ખુબી વિષે છેલો, પાંચમો ગાથા છે. તેની "આખરના છેવટ ભાગમાં" સરોષ યશ્ત વાળા યશ્નના હા ૫૫-૫૬ છે. વળી વંદીદાદ સાદેનું બંધારણ જોતાં તેનો "છેવટ ભાગ" યશ્નના ૫૪મા હાથી શરૂ થઇ ૭૨ મા હાએ પુરો થઈ રહે છે. એટલા માટે ફકત "સ્રઓષ" શબ્દ ન લખતાં વદીદાદ સાદેના છેવટ ભાગ પૈકી "સરોષ યશતવાળો ભાગ" વિશેષ બતાવવા માટે "સ્રઓષો-ચરના"=સ્રઓષ (ય-શ્ત) વાળો પાછલો ભાગ, કરી દરેક ઠેકાણે ખુલ્લું લખ્યું છે. ઝીણી ન-જરે જોતાં જણાય છે કે વંદીદાદ બન્યો ત્યારે સરોષ યશ્ત છુટી ન હોય તે-થી કે ગાથામાં ભળેલી છે તેથી "સરોષવાળો ચરણ" પઢે એમ ફરમાવ્યું છે. વિદ્વજનો આ સ્રઓષો-ચરણ શબ્દ અને ૧૩મી પરગર્દમાં આવેલા શિક્ષાના શબ્દ "સ્રઓષા" માં ફેર સમજતા નથી. પણ તેમાં મોટો ફે-ર દિસે છે. શિખેલાં ભણેલાં માણસ માટે પહેલી શિક્ષા છે અને અભણ

અજ્ઞાન માટે પાછલી શિક્ષા છે. સ્રઓષા=પઢાવનાર અધ્યારૂ પાસે બેસા-ડી જે ( માંથ્રા સ્પેન્તા=) અવસ્તા પઢાવે તે. એ પઢાવનાર અધ્યારૂને 'સ્રઓષા-વરેઝ " કહેતા, ને તે દિવસે પહેલા તથા બીજા પહોરે ને રાતે પ-હેલી તથા પાછલી રાતે પઢાવતો ( જુઓ વંદીદાદ-૪ ). એ વખત ખોરશેદ-મહેરની ન્યાયશ તથા સરોષ યસ્ત રાતની વડી પઢવાને ઘટતો છે. જ્યારે ગુનેહગાર ગુનાહ માટે પસ્તાતો ત્યારે તેની શિક્ષાનો ત્રીજા હિસ્સા સુધી ભાગ તે માફ કરતો ( વંદીદાદ-૫ ).

પાનું ૯૬-ગંદો બાફ-" પેટમાં રહેલા ઉડી જાય એવા પદાર્થો એમ-ના એમ ફેફસાં વાટે બહાર નિકળે છે. તન દરૂસ્ત માણસનાં મોં માંથી નિકળતી મીઠી બો અને આગરૂવાળાંનાં મોં માંથી નિકળતાં ગંધાતી બ-દ બો પરથી જણાય છે કે શરીરની અંદર બનેલા અને લોહી જોડે ફરતા અથવા ઉડી જાય તેવા પદાર્થો ફેફસાંની વાટે શરીરમાંથી બહાર નીકળે છે" -*Hooper*. એટલા માટે યોગી, બ્રાહ્મણ, અને સંત પુરૂષો પોતાની કે પ-વિત્ર જગાની પાડોસમાં સંસારી લોકને આવવા દેતા નથી; તે એટલે સુ-ધી કે પારસીઓમાં પરેઝગાર માણસો પરજાતનાં માણસોનો ઓળો સુ-ધાં પોતાના શરીર પર પડવા દેતા નથી. નિયમી મોબેદના પવિત્રતમ અગ્નિ (=આતશ બહેરામ ) પાસે બહેદીનથી પણ જઈ શકાતું નથી.

આ બાફનું મૂળ ખાન પાન તથા અંગના બિગાડમાં છે; હવે બી-જા પ્રકારનો બાફ( Animal Magnetism ) મોં, નાક, આંખ, વાટે નિકળે છે તે જ્યાં સુધી શરીરમાં જીવ છે ત્યાં સુધી સ્વભાવિક રીતે નિક-ળ્યા કરે છે. પહેલા પ્રકારનો બાફ ઇંદ્રિ વડે કંઇક જાણી શકીએ છીએ. બીજા પ્રકારનો બાફ અત્યંત પવિત્ર શરીર વડે યોગીને કે જેમનું "દિલ હલકું " હોય છે તેમને જણાઇ શકે છે. જેમ સૂર્યના તાપની વિજળીથી પૃથ્વિમાં ચમક-આકર્ષણ છે: તેમ આપણી કાયિક વિજળીથી આપણા શ-રીરમાં એ છે. ૨૭માં પાનાંમાં કહ્યા પ્રમાણે, અમુક ચળકતી વસ્તુઓને તાકી તાકીને કોઇ પુરૂષ જુએ છે તો આ બાફ મગજમાંથી બહુ નિકળી પ-ડે છે અને તેની જોડે તેની ફ્રવષિ બહાર નિકળી આવે છે. એથી તે મંદ થઇ જઇ ઉંઘમાં પડે છે. પહેલાં તો જાગતો, પછી ઉંઘતો-જાગતો, પછી બેભાન, પછી અંદરખાને સજાગૃત, પછી ખુલ્લાં સ્વપ્ન દેખતો, પછી વિશાળ અંતર-દૃષ્ટિવંત થાય છે. આ છેલી હાલતમાં આકાશ ને પાતાળ તેની સન્મુખજ રહે છે. હાલના વિદ્વાનો શરીરની આવી સ્થિતિને Mes meric Sleep કહે છે.

યોગી આવો દેખાવ પોતે તો જોઇ શકે છે, પણ વળી બીજાને પણ તેનો દુષ્ટ બહાર કઢાવી નાખી પોતાના શુદ્ધ બાફનો પ્રવાહ તેના શ્વાસમાં ભરી દેખાડી શકે છે.

"તેનાં ( આદમનાં ) નસકોરાંમાં જીવનનો શ્વાસ( ઇશ્વરે ) ફુંક્યો

ને માણસ જીવતો જીવ થયો "—Gen.-2

મનુષ્યતો શું પણ નિર્જીવ વસ્તુઓમાં પણ એ બાકનો ગુણ સમાં વેલો રહી શકે છે ને તે વડે તેઓમાં ચમત્કારિક શકિતઓ રહે છે. " એથી કરી તે (Paul=પોલ) નાં શરીર પરથી રૂમાલો તથા કટકાઓ માંદાંઓ પાસે લઇ જવાતા અને તેઓમાંથી રોગ નિકળી જતા "—Acts XIX-12.) સાલેક દરદી પર હાથ ફેરવે છે કે તે માણસનું દરદ જાય છે, કે ઘણીક વેળા પોતાનાં અંગની આવા ગુણ વાળી વસ્તુ પાસે રાખવા આપે છે તે પાસે રાખ્યાથી દુ:ખ મટે છે તે આવાંજ કારણે. એવી વસ્તુ સારે ઠેકાણે પવિત્રાઇ સાથે રાખી હોય છે કે સ્વચ્છ શરીરે સુગંધી ધૂપ આપ્યો હોય છે તો તે આપનાર સાલેકની ફ્રવષિ વધારે શકિતવંત રહી તે વસ્તુની ચમત્કારિક શકિત વધારી શકે છે.

સાલેકની પાસે હમેશ રહેતાં તથા દર રોજ પવિત્રાઇ સાથે વપરાતાં ધર્મ-પુસ્તકમાં એ ગુણ વિશેષ રહે છે તેથી તેની અડાસે તેઓ કોઇને જવા દેતા નથી. એજ રીતિ હજીએ પારસી તથા મુસલમાનમાં ચાલે છે. "જેઓ પાકીઝેહ હોય તે સિવાય કોઈએ કોરાનને અડકવી નહીં. "—સુરો-૫૬

" મુસાએ પોતાના લોક સારૂ પાણી માગ્યું ત્યારે હમે (ઈશ્વરે) કહ્યું ' તારી લાકડી આ ડુંગરાને માર, ' અને ત્યાં તેમાંથી બાર ઝરે નિકળ્યા "—કુરાન-૨.

" મારાં લોક તેમની વિપત્તિમાં સલાહ પુછેછે, અને તેઓ (પાદરી) ની લાકડી તેઓને તે કહે છે "—Hosea *4...12*

" હર્મીઝ ( Hermes ) જે લાકડી વડે મનુષ્યની આંખનાં પોપચાં ઇચ્છા પ્રમાણે બંધ કરે છે, અને ઉંઘનારને મરજી મુજબ પાછો. જગાડે છે તે પોતાની લાકડી લઇને તે આગળ ચાલ્યો-OdyssyBook5

જરથુસ્ત પાસે આવા ગુણની એક મરડેલી નવ ગાંઠની લાકડી (=ઝબાર નો-સ્ગરેહ) હતી. " એ લાકડીની બરકતથી કોઇ દુશમન ફાવીન શકયા અને વ્હેહાઇતિ નદી પાર કીધી. "—મુનદેહશ્ને.

" ઉસી હિસ્તદ્[૧] ઝરથુશ્ત્રો,[૨] ફ્રષુસદ્[૩] ઝરથુશ્ત્રો[૪] અસરિતો[૫] અક-મનડ.હો[૬] ખુઝ્દય[૭] દ્બએષો[૮]-પરસ્તનાંમ્[૯] અસાનો[૧૦] ઝસ્તો[૧૧] (or ઝસ્તો) દ્રઝિંનો[૧૨] કતો[૧૩]-મસડ.હો[૧૪] હિન્તિ ૧૫ અષવ ૧૬ ઝરથુશ્ત્રો.[૧૭] " ઇજા-ન-પામતો[૫] ઉઠયો[૧] જરથુશ્ત,[૨] અગાડી-ચાલ્યો[૩] જરથુસ્ત.[૪] બલાગત[૬] (=દુર્વાસનાવાળા આત્મા)ના દ્વેષભાવની[૮] ઈજાઓમાંની[૯] સખ્ત[૭] (ઇજા)ને-લીધે અષો[૧૬] જરથુસ્ત[૧૭] પાકીઝગીએ[૧૫] ગદા[૧૩] જેવડી[૧૪] લાકડી[૧૧] ધરીરાખતો[૧૨] ચાલતો[૧૦] "—વંદીદાદ-૧૯

આ વાકય વિદ્વાનોને બહુ હફાવેછે. એમાં બારીક આત્મજ્ઞાન છે.

હિન્તિ=હન્તિ ( ઝં.હન=સં-સન્ પરથી )=સંતતા, પાકીઝગી. કતો-મસડ.હ્=ગદાનો ગુણ, ઉસ્તવારી, દ્રઢતા. કતો-મસડ.હો હિન્તિ=મુસ્તકીમ

પણુાંની પાકીઝગી, અચળ દૃઢતા. જો "હિન્તિ" ક્રિયાપદ હોય અને "જરત" ત્રીજી વિભક્તિમાંજ હોય તો આ અર્થ ઉપજે—પથરા[10] ગદા[13] જેવડા[14] હોય છે[15] (તે) અપો[16] ઝરથુસ્ત[17] હાથે[11] ધરી રાખતો[12]. આ પથરા પસ્તર-આસનનાકે યથા પઢવાની તશબીહના દાણા હોય. અષિયશ્ત માં તો આજ અર્થ સચવાઈ રહ્યો છે. હવે વિદ્વજનોએ વિચારવું જોઇએ કે જરથુસ્તનાં શરીરમાં આ બાફ કેવો શુદ્ધ રહ્યો હશે કે તેણે આફ્રિગાન પઢેલી મેજમાંથી પેશોતનને દુધ પાયું ને તેની હૈયાતી વધી ગુસ્તાસ્પને દારૂ પાયો ને તેની ક્રવષિ મીનો જહાન ફરી આવી જામાસ્પને ફુલ સુંઘાડયાં ને તેની અગમ બુદ્ધિ વધી, અને અસ્પન્દયારને દાડમ ખવાડયું ને તેનું જોર વધ્યું !!

પાનું ૯૮–દેવતાઓનો આત્મા–આયુષ્યના સંબંધમાં પ્રાણી, તૃણ તથા ખનિજ જાતિમાં રહેલા આત્માની શક્તિનો નિયમ ૧૦૪માં પાનાંમાં બતાવ્યો છે તે પરથી જણાશે કે દેવતાના આત્મા જોકે પવિત્ર તથા અમર છે તોય તેમની શક્તિ યોગેશ્વરના આત્માથી હલકી ને ઉતરતી છે.

પારસી તથા મુસલમાન સાલેકોએ રૂહ=આત્મા)ના બે પ્રકાર પાડયા છે:

૧) નફ્સે ઉલવીએ ફલકી=પરમાત્મા=Soul of the universe

૨) નફ્સે નાતિકાએ ઇનસાની=મનુષ્યનો જીવાત્મા=Sentient soul

આ પહેલા પ્રકારમાં દેવતા, તેમજ ગ્રહ, નક્ષત્ર, તારા જેવા આકાશી દેવતા (=મીનો યઝત—જુઓ બોરશેદ ન્યાયશ)નો આત્મા આવે છે. એ આત્મા સૃષ્ટિની ઉત્પત્તિમાં પહેલ વહેલો હતો. મુએલાં માણસના આત્મા કરતાં જીવતાં માણસનો આત્મા વધારે શક્તિવંત રહે છે, કારણ કે જીવતું મનુષ્ય તેને સુધારી શકે છે.

જીવાત્માને પારસી તથા ઇસલામી સાલેક નફ્સે નાતિકા=ઝં. "ગેઉશ અઝિ"=બોલતો આત્મા કહે છે. "ગેઉશ્ અઝિ"ના આ અર્થની ખુબી વિદ્વાનોનાં ધ્યાન પર નથી. એ શબ્દ દ્વિઅર્થી છે: ૧) સં. ગૌ–અજિ (સં. અજ=*L.* Agere=ફરવું.) ચાલવું=(હળે, ગાડીએ) ફરતો બળદ. ૨) સં. ગૌ–અહિ (સં. અહ=બોલવુ.=બોલતો આત્મા. ગાથા કાવ્ય રૂપ છે તેથી જરથુસ્તે કવિરાય તરીકે કદાચિત આવી શ્લેશની રીત વાપરી હોય, કારણ કે ગાથાનો ઘણો ખરો ભાગ અંતર લાપિકા જેવો જણાય છે, એટલે કે સાધારણ વાંચનારને એક અર્થ સુઝે અને જ્ઞાની જનને તેના પેટામાં સમાયલો બીજોજ અર્થ સુઝે. જુઓ મારી વિકટોરિયા–મહા-ઉત્સવ આનંદ કવિતાના દરેક છંદની છેલી લીટી, તેમજ હિંદુયોગીની આ દ્વિઅર્થી શિક્ષા—"અજા શાહેલી તાસ રિપુ તાસ જનુનિ ભરથાર,

વાકે સૂતકા મિત્રકુ કુણ ભજે ગમાર!"

૧લો અર્થ—બકરીની બહેનપણી (ઘેટી), તેનો દુશમન (બોરડી), તેની માતા(ધરતી), તેનો ધણી (ઇંદ્ર), તેનો છોકરો (અર્જુન), તેનો મિ

ત્ર (ભગવાન), તેનું ભજન હે ગમાર ! કોણ કરે ?
બીજો અર્થ—પાર્વતિની શાહેલી લક્ષ્મિ ) તેની વેરણ ( સરસ્વતિ ), તેની માતા ( શાવિત્રી ) તેનો ધણી બ્રહ્મા ) તેનો છોકરો ( નારદ ) તેનો મિત્ર ( ભગવાન ) તેનું ભજન હે ગમાર? કોણ કરે?

"ગેઉશ" એ "ગએો"નું પ્રથમા એક વચન છે. જેમ ઝં. ગય (=જાન, જીંદગી) ઝં. ગિ=સં. જિ=જીવવું એ ધાતુ પરથી છે, તેમજ હું ધારૂંછું કે ઝં. જુ (=જીવવું)નો સાધિત શબ્દ થતાં તેનો અલ્પ પ્રાણ બદલાઈ "જ"નો મહાપ્રાણ થતાં "ગ" થયો. એમ "જુ—ગુ"=જીવવું, એ ધાતુ પરથી એ "ગઓ" શબ્દ નિકળેલો હોવો જોઇએ. ઝં. ગઓ=૧) જીવ, પાકજાન જે સંસારી દેહથી બગડેલો નહિં તે. ૨) ગઓ=(પ્રાણી તથા વનસ્પતિને) જીવાડનારી, જમીન. ઝં. ગઓત—ગઓતમ=જીવ રાખનાર, જીવ ધારણ કરનાર, ગર્ભસ્થાન, એમાં "મ" પ્રત્યય વડે કર્માણ અર્થ જણાઇ આવે છે. ફ્વરદીન યસ્તતો ગૌતમ ઋષિના વખત પછી લખાઇ છે એવી ખોટી સાબેતી આ શબ્દના અનર્થ વડે બતાવે છે તે રદ કરવાને "ગઓતમ"નો આ અર્થ બહુ અગત્યનો છે. સં. ગોત્ર શબ્દ આ મૂળને લગતોજ છે. હિંદુ યોગી પણ આત્માને "પશુ" કહેછે. હવે "ગઓ"=પાક જાન, અષો રવાન, ( Holy Ghost)અર્થ છે, તે ભાઇ–બંધ, પૈસો–ટકો એના જેવો દ્વંદ્વ સમાસ ઝ. ગેઉશ--ઉર્વન=પાક જાન કે જે રવાન તેજ કહી આપે છે, એટલે કે ગેઉશ=ઉર્વ, અથવા તો ગઓ=ઉર્વન. ગેઉશ–ઉર્વનો બહોળો અર્થ દેખાડવા માટે તેની જોડે "દ્રવાસ્પ"નું નામ વધાર્યું છે. દ્રવાસ્પ=દ્રવ+અસ્પ=દ્રુઅ+અસ્પ=ફા. દરૂસ્ત+આબ=અસલ સ્થિતિવાળું, શુદ્ધ+તેજ=પાક જાન-

ગેઉશ–અઝિ=હરદમ હોરમઝદ હોરમઝદ મનમાં બોલ્યા કીધાથી ગમે તે કામમાં તે બોલનાર રોકાય તોય મનનું વળણ તે બોલ્યા કરવા પરજ રહે છે. આથી કરી ઉંઘમાં પણ તેમજ ચાલે છે. તેનું શરીર બેભાન પડી રહે છે પણ મન સજાગૃત રહી એ નામ બોલ્યા કરે છે તેને બોલતો આત્મા કહેછે "શ્રેષ્ઠ બક્ષેશ તરીકે બોલતો આત્મા કોણને માટે તેં પેદા કીધો છે" —યસ્ન–૪૩.

આ અ„ના સંબંધમાં, વિદ્વાનોને કમ સમજ પડતા પહેલા ગાથામાં ના ૨૯મા હાની ઉત્તમ ખુબી દેખાડો શકાયછે ગાય ઢોરની માફક ખાઇ પીને સંતોષ માનતા ધરડા આદમીને સાલેક જોઇ મનથી કકસે છે કે એના જાનની શી દશા થવાની! "લુચ્ચાઇ, બેઇમાની, ગુસ્સાને ઈશકબાજીમાં મચ્યા રહી એણે આત્મ–સુખ ખોયું" એવામાં તો તે માણસનો જાન (=ફ્રવષિ ) એ સાલેકની નજરે પડે છે ને પરવરદેગાર તરફ ફર્યાદ કરતો દેખાય છે. "'હે ખોદા! તેંમને પેદા કીધો તે કેને માટે? મને વિકારી માણસો, ચોર, લુટારા, બેઈમાની લોક ખરાબ કરે છેઃ મા-

રે પુરૂ કરનાર તું સિવાય બીજો કોણ છે? જે વડે મને (મનસોચ્ચારણવાળો) ખોરાક મળે તેવું આ લોકને શિખવ.' ત્યારે એ પવિત્ર આત્માના પેદા કરનારે તેને પુછ્યું 'અષોઇનો ધણી કયાં છે કે તે જેઓ તારી વૃદ્ધિ કરવા માગે તેઓને તે ખોરાક પુરો પાડે અને તને જોર આપે? મેં તને પેદા કર્યો છે તે (સાલેક જેવા) ઉજમાળા તથા ઉપ્યોગી માણસ માટે છે. મારૂં ફરમાન માનનાર આ એક જરથુસ્ત છે તેને એખઝાને અષોઈનો ધણી ઓળખુંછું.' ત્યારે તે પાક જાને જવાબ વાળ્યો કે "સત્તા વગરનો ધણી જોઇ હું ખુશ થતો નથી. મારે તો કુલ અખ્ત્યારનો ધણી જોઇએ." યોગ આસન પર આ બધું જોઇ રહીને ઉઠતાં જરથુસ્ત કહેછે કે "હે ખાલેક! આ ટળવળતા જાનને મદદ તરીકે નેક મનશ્ની, અષોઇ, ઉસ્તવારીનું સુખ આપ કે એનું મુઆ પછીનું ઠામ સારૂં ને સુખવાળું બને." ઘુંટણ મરડેલાં સમજાનુ (=ફા.દોઝાનુ)આસને બેસતાં વારને નિકળી આવેલો આત્મ-જ્ઞાનનો આઉભરો છે તો કોઇ કહે ગાંયે પોકાર કીધો, કોઈ કહે ઉજ્જડ ધરતીએ ફર્યાદ કરી!!

પાનું ૯૮ Spirits=જીવ. એ શબ્દ પશુના જીવ માટે પણ બાઈબલમાં બપરાયો છે. યહુદીઓએ "જીવ" બે પ્રકારનો ગણ્યો છેઃ— Vital Spirit=લોહીમાં રહેતો જીવ. ૨) Animal Spirit =તંતુમાં રહેતો જીવ, ચેતન શક્તિ. આ બન્ને જીવ જીંદગી રહે ત્યાં સુધી શરીરમાં રહેછે. દેહ પડયો કે એ પણ ત્યાંજ અટકી રહ્યા એમ સમજવું: "માણુસનો આત્મા જે ઉપર ચઢેછે તે કોણ જાણેછે? અને પશુનો જીવ જે પૃથ્વિ તરફ નિચે જાયછે તેને કોણુ જાણેછે?" Ecclesiastes—3

બૌદ્ધના આત્મજ્ઞાન-બોધનો પાયો આત્મા પર નહીં પણ આ પ્રકારના "જીવ" પર રહેલો જણાયછે કારણ કે તેણે આત્માની અમરતા માની નથી ને કહ્યુંછે કે શરીર જોડેજ આત્મા નાશ પામેછે

આ જીવ પ્રાણીનાં શરીરમાં કાયિક વિજળી વડે ટકી રહેછે, અને તેનુંજ કાર્ય છે. એથી ચાર્વાક છેતરાયો છે. યુરોપમાં "સ્પિનોઝા"નો મત પણ એજ પાયા પર હતો. "આત્મા છે એવી સાબેતી નથી. જ્યારે તેને રંગ તથા રૂપ નથી ત્યારે તે બહારની ઈંદ્રિઓથી જોવાઇ શકતો નથી મનથી પણ તે દેખી શકાય એમ નથી, કારણ કે કોઇ પુરૂષનો માનસિક વિચાર બીજા આત્માની હૈયાતીને શોધી શકતો નથી"—હિનકરી.

પાનું ૯૮ પ્રાણીનો આત્મા રઝળતો ક્ષિણ પામેછે—આ છેક આખરની ક્રિયા છે તોય પુખ્ત ઉમ્મરે સ્વભાવિક મોતે મરેલા કુતરાનો જાન તેમ થતો નથી તે પાણીનાં ઠેકાણાં—દરિયા. નદી, નાળાં,—તરફ જઇ પોતાની ઉપજાનિનાં અસીલ પ્રાણી—જળબિલાડી (Fishing cat) કે દરીઆઇ કુતરા (Ottar) માં ભરાય છે—જુઓ વંદીદાદ ૧૩ આ પ્રાણી નોળિયા જેવડાં થાયછે. બંગાળા પ્રાંતના જેસોર સુંદરબંસ,

ના માછી એને કુતરાની પેઠે પાળી માછલી પકડાવે છે.

પાનું" ૧૦૦ તાડી એ લોહી છે. લોહી લાલ રંગનુંજ હોય એમ નથી. જીવડાંનું લોહી સફેદ, ગોકળ ગાય જેવાં પ્રાણીનું સફેદ-અસમાની, અને કરોડ વગરનાં પ્રાણીનુ પીળુ હોયછે.

" ૧૦૩ ઝાડનો જીવ—" જરથુસ્તના જન્મ્યાથી ઝાડ પાન ખુશ થયાં –અષિ યશ્ત. ઝાડમાં જીવ હોયા વગર ઝાડના જીવની ખુશી યોગી કેમ જાણી શકે

" ૧૦૪ દ્રુત, મનુષ્ય, પ્રાણી, તૃણ, તથા ખનિજ જાતિના જીવ એમને સાલેક નસ્સે મરકી, નસ્સે ઈનસાની, નસ્સે હેવાની, નસ્સે ન બાતી તથા નસ્સે જમાદી કહે છે.

" ૧૦૬ કાયિક વિજળી-આપણાં શરીરમાં, ૧૧૭માં પાનાંમાં વર્ણવેલી ક્રિયાઓ વડે, બે જાતની વિજળી ઉત્પન્ન થાયછે:" મનુષ્યનાં લોહીમાં નિરાકર્ષક (Negative) વિજળી રહે છે, અને માંસમાં આકર્ષક (Positive) વિજળી રહે છે. તન દરસ્તી, કાંતિનુ તેજ, ને શક્તિ એ સૌ આકર્ષક વિજળી વડે રહે છે—" Chambers Electricity

" ઘસનાર ને ઘસાતા જુદા જુદા પદાર્થમાં દરેકથી ઇલેકટ્રીક વિજળી પેદા થાય છે "—Electricity by F. Jenkin. બહુ કરી મોટે ભાગે " પુરૂષમાં આકર્ષક વિજળી ને સ્ત્રીમાં નિરાકર્ષક વિજળી રહે છે "–Hooper.એટલા માટે નસુ દેવનું જોર તોડવા માટેની ક્રિયામાં સ્ત્રી નકામી છે. નસુ દેવ ગંદવાડમાં કારણ રૂપે પોતાની દુષ્ટ ક્રિયા ચલાવતો રહે છે તે કારણ એક કોરે મુકી તેના કાર્ય રૂપે કહેતાં, અભડાયલી સ્ત્રીમાં પેદા થતી એ વિજળી અટકાવમાં કેવી નઠારી થઈ પડતી હશે કે- પારસી સ્ત્રીને પવિત્ર જન, અગ્નિ, રોશની, ઝાડ, પાણી પર જોવાની પણ મના છે " જોબન વાળી કુમારિકાનો ઋતુ બહુ ઝેરી હોય છે.... ' ......અંધારિયાંમાં, અમાસ પર, કે ગ્રહન વખતે તેનું જોર વધે છે-' Magus.p.45. આ વિષય પર વિશેષ લક્ષ આપતાં જણાશે કે દૈત્ય, રાક્ષસ, જીન, ભૂત, પ્રેત ને પાપી આત્માઓમાં આકર્ષક વિજળી હોવી જોઇએ કારણ કે તેઓ આત્મ-પીડિત જનનું લોહી ચુસે છે. માટે એ આકર્ષક વિજળી હઠાવવાને આકર્ષક વિજળી જોઇએ. તેથી નસુ દેવને હઠાવવા પારસીઓમાં લાશ પાસે " બે પુરૂષ" સંજોગીને બેસે છે. લાશને ઉંચકનાર ઓછામાં ઓછા "" બે તન દરસ્ત પુરૂષ " જોઇએ, કે બેવડા શરીરમાંથી બેવડી વિજળી ઉત્પન્ન થઇ વધારે શક્તિવંત રહે. ભૂત બલા પુરૂષ કરતાં સ્ત્રીને વહેલે તથા સબળતાથી વળગે છે તે એજ કારણે.

૧૭૨) માં પાનાંમાં કહેલા પ્રાચીન ઇરાનના સમાધિ ચઢાવનાર પુરૂષોની રીતિ પ્રમાણે આવી પાછી હઠાવનારી સ્વભાવિક ક્રિયા ચલાવવા માટે પારસીઓમાં લાશ ઉંચકનાર જ્યારે તે લાશની પાડોસમ જાય છે ત્યારે પીળા વાળના ચાર આંખ, એટલે બે સાજી અખ

તથા તે ઉપર આંટડા જેવા નિકળી આવેલા બે ડાઘવાળા અથવા પીળા કાનવાળા સફેદ ભરવાડી કુતરા(bull-dog)ને તે શબ્દ દેખાડે છે. (વંદીદાદ–૮). વેદના યમરાય પાસે બે કુતરા–એક કાબરો તથા ત્રિશિર, બીજો શ્યામ—હતા તે પણ એજ નેમ માટે હોય. કુતરો સફેદ કે પીળા વાળનો જોઇએ તેનુ કારણ આ છે:

"દરેક રંગમાં રોશની ચુસવાની શક્તિ હોય છે તેનાં પ્રમાણુનો અનુક્રમ આ પ્રમાણે છે:...કાળો, આસમાની, લીલો, રાતો, પીળો, તથા સફેદ. ચુસવાની શક્તિમાં કાળા તથા સફેદમાં ૨૫) ટકા ફેર રહે છે."—What to Wear in India.

હવે તેજ પાછું મારવામાં એ પ્રમાણુનો ઉલટો અનુક્રમ સમજવો. એ પરથી જણાશે કે તેજ પાછું મારવામાં સર્વથા સરસ સફેદ રંગ ને તેથી ઉતરતો પીળો રંગ છે. આવા સ્વભાવિક નિયમ વડે ક્રિયાઓ સ્વતઃ ચાલે ને પ્રાણીનાં જીવ તથા શરીરને સુખાકારી રહે તે માટે કાગડા તથા કોયલ કાળાં પિછાંનાંજ રહે છે અને સસલાંનાં પિછાં સફેદ રહે છે. એને જો ઉલટા રંગે રંગ્યાં હોય છે તો તેઓ મરી જાય છે.

"પાનું ૧૦૯ દુર્વાસના–એ દરેક મનુષ્યમાં તેના સ્વભાવની પ્રકૃતિ મુજબ થોડી ઘણી રહે છે. સ્વાર્થ સર્વને વહાલો છે માટે શહેજ અદેખાઇથી એ જડ ઘાલે છે, અને દ્વેષ તથા વેર ભાવ રાખ્યાથી વધતી જાય છે. એ દુર્વાસના પર દાબ રહે તે માટે પરેઝગાર પારસી કોઇ સારી વસ્તુ જોતાં, લેતાં, કે ખાતાં "બ નામે યઝદ" (=ઈશ્વરના નામે) શુકર ગુજારે છે. આ વળણ પર જીવને ઉતારવા માટે અવસ્તામાં જગેજગ "યઝમેદે" (=વખાણીએ) શબ્દ વપરાયો છે, અને દરેક બંદગીની શરૂઆતમાં "ખ્શ્નઓથ્ર અહુરહે મઝદાઓ" (=ખોદાની ખુશી [રહે]!) એ વાક્ય આવે છે. ઝ. "વોહુમનો" તે સુ–વાસના, અને ઝ. " અકા–મનો તે દુર્વાસનાનો સંબંધ કાર્યરૂપે દેખાડે છે. એવીજ રીતે મુસલમાન કોઇનું સારૂં જોઈ "ઇન્શાલ્લા તઆલા, શુકર (બર ખોદા)!" અને બુરૂં થતું જોઇ અફસોસ કરતાં "અલ્લાકા હુકમ, ખુદાકી મરજી" બોલે છે. તેવીજ રીતે હિંદુ હરીચ્છા!, ઇશ્વરેચ્છા! કલ્યાણ થાઓ,! શુભં ભવતુ કલ્યાણમસ્તુ" બોલે છે.

" "મરતાંના કાનમાં રામ પુકારવો–પારસીમાં અષેમ પડે છે. મરતી વખતે થતો પસ્તાવો એ મોટું દુઃખ છે (જુઓ ૧૫૨માં પાનામાં) તેમાંથી ચિત્ત ફેરવવાને માટે આ બંદગી સરસ સાધન થઇ પડે છે.

પાનુ ૧૦૯ ચંડાળનું દેહાંત પાત્ર શરીર જે--માણસે પોતાની વાસના બગાડી નાખી હોય ને તેમાં વળી આકેખો, દ્વેષી, વેરી હોય છે તો તેની કાયિક વિજળી તથા તેનો જીવ (=Spirit) પણ ઉલટી રીતે ચાલેછે. તેની આંખ વાટે આવી વિજળીના પ્રવાહ નિકળેછે તેને આપણે " કેત

નજર, કે દૃષ્ટિ" કહીએ છીએ. એવાં ચંડાળ માણસે જ્યાં તાકીને દુષ્ટ વિચારે જોયું કે ત્યાં તેની ક્રવષિ જોડે આ કૃત ઉતરે છે. જેમ માણસ ફુટડું અને નાજુક તેમ તેની અસર તેને વહેલી થાયછે. ૧૦૬ તથા ૧૦૭માં પાનાંમાં કહ્યુંછે તેમ બદ નજરના ઘણુંઘણતા મોજા છોકરાંની આંખનાં જાળીવાળાં પડ [=Retina ] ને અડેછે તેથી, દષ્ટિના રેષાઓમાં ચળવળાટ થાયછે. એ ચળવળાટ મગજે પુગી ત્યાંની વિજળીની શુદ્ધતા બગાડે છે. નજર ઘડી બે ઘડીની ક્રિયા હોવાથી છોકરાંમાં તે ઝાઝો વાર રહેતી નથી. "બદ નજર વાળાં માણસ તથા છોકરાંની નજર સામ સામી રહેછે ત્યારે વધારે અસર ઉત્પન્ન થાયછે"–Magus p.49

"(દુષ્ટ] વિચારમાં ને વિચારમાં અત્યંત રહેનાર સ્ત્રી પુરૂષની ભારે તોકે શત્રુને ઉંડાં સેવતો કરી સ્વધામ પહોંચાડાય કે એકદમ ફોત કરી નખાય."—Temple of Rosy Cross, p. 159

"ચંડાળ વીર મંત્રી કંઇ નબળો આદમી હોતો નથી. જે માણસ પર તે દ્વેષ રાખતો હોય તેની તરફ પોતાની મતિ ફેરવેછે તો તે મતિ દુષ્ટતાની ભરેલી હોયછે. તેનો સ્પર્શ દુઃખ દરદ લાવેછે, અને હલકાંઅંગનાં માણસોને તેની બદ નજર ઝેરછે" White and Black Magic p.123 જેમ માણસ બળિયલ, કપટી, ને કાળાં હૈયાંનું તેમ તેની નજર માઠી રહેછે. જેમ માણસ ભોળું તેમ તેની નજર મીઠી રહેછે. એટલા માટે પવિત્ર અગ્નિ પર પારસી લોક અન્ય લોકની નજર પડવા દેતાં નથી. ઘણાંક માણસ સારી નજરનાં હોયછે તોય માંદગી બહુ વખત ભોગવતાં કંઇ કંઇ વસ્તુ ખાવા પર જીવ દોડાવ્યા કરવાની કુટેવથી પોતાની ક્રવષિને ખરાબ વળણ પર ઉતારે છે તેથી તેમની નજર પણ તેવીજ થાય છે. એજ રીતે ગર્ભવંતી સ્ત્રીની નજર પણ આટેવથી બગડે છે.

તોકાયલાં કે નજરવાયલાં છોકરાંને દુધ, મલાઇ, ફટકી, કે બીજી-કોઇ સફેદ વસ્તુમાં, અથવા તો દુષ્ટ આત્માને ગમતી વસ્તુ તેમના પરથી ઓવારી તે વસ્તુમાં, તાકીને જોવાડે છે તો તે ચંડાળ માણસની નજરની અસર-તે છોકરાંની કાયિક વિજળી જોડે તે વસ્તુમાં ઉતરી પડે છે અને તેમ થયા કેડે બે ત્રણ દિવસે છોકરાં સાજાં થાય છે. મુસલમાન ફકીરનાં છોકરાં તથા બકરાંને ગળે બજરબટ્ટુ, કાળો દોરો, કે કોયલો બાંધેલો હોય છે તેથી કાળાં રંગને લીધે તેમના પર બદ નજરની અસર થઇ શકતી નથી. "ધાતુ તથા કોયલો હલકાં અંગનાં માણસમાં ભારે અસર ઉપજાવે છે."—Temple of Rosy Cross. આપણાં લોક ફુટડાં છોકરાંની આંખ મેસ વતી આંજે છે અને ગાલ, લમણાં, ને હડપચી જેવી નાજુક જગાએ કાળાં ટીલાં કરે છે. એથી દુષ્ટ આદમીની બદ નજરની જે વિજળી તે છોકરાં પર પડે છે તેને આ કાળો રંગ ચુસી લે છે અને તેથી માઠી અસર અટકે છે. મોં

પર ટીલક કરવાથી પણ આવોજ ફાયદો થાય છે. ટીલકનો રંગ એવો જોઇએ કે તે ખરાબ નજર વાળી વિજળીને ચુસી લે કે પાછી મારે. ૧૯૨) માં પાને બતાવેલા નિયમ પ્રમાણે જોતાં કપાળે આ આડું કીધેલું ટીલક આવી અણદીઠ ક્રિયા ચલાવવામાં સરસ જણાશે. જનોઈ પહેરે ત્યાં સુધી છોકરાને મેંસ આંજે છે ને તે પહેર્યા પછી રાતું ટીલક કરે છે. રાતો રંગ પીળા રંગથી શહેજ ઉતરતો છે તોય જુવાન લોહી સાથે જોડતી ક્રિયા ચલાવવામાં પુરતી ગરજ સારે છે. યોગેશ્વરો પાસેથી શિખેલા મહાન પૂર્વજોએ આ વિધિમાં કેટલું ડહાપણ વાપર્યું છે!

પાનું ૧૧૧—ફ્રવષિ-ઝં. ફ્રવષ=સં. પ્રવર્ત=ચેતના, Stimulus. આતો કાર્ય છે, પણ જે કારણ વડે એ પેદા થાય છે તેને "ફ્રવષિ"=ફા. ફ્રરવર, ફ્રરોહર=પ્રવર્તનાર કહે છે. ફ્રવષિ એ આત્મ-તત્વ કે દેવ-અંશી અતિસૂક્ષ્મ જીવ છે. તે પ્રાણીમાત્રનાં લોહીમાં રહે છે. જેમ મધમાખ ભમતી રહે છે તોય મધપૂડા પર ચક્કર મારી જાય છે: તેમ એ દેહ છોડી ગમે ત્યાં ભમી આવે છે. એની ગતિને વિજળી તો શું પણ વિચારની ગતિ પણ પહોંચી શક્તી નથી (ફ્રરવરદીન યશ્ત—૬). સબળ ઇચ્છા તથા ઉછળતા તુરંગે તે ઉશકેરાયાથી બહાર નિકળી શકે છે. યોગી સમજે છે કે દૃઢ મનની સબળ ઇચ્છા વડે તે સઘળાં કૃત્ય કરી શકે છે, પણ અંતર મૂળ તો આ ફ્રવષિ છે,. એનાં "તેજ તથા પ્રતાપ" વડે આખું જગત પેદા થયું છે, અને તે વડેજ તે ટકી રહ્યું છે. એ તેજના વૃદ્ધિ પામેલાં રૂપને કાયિક વિજળી સમજું છું. એ વિજળી સર્વે જીવંત પદાર્થમાં અપ્રગટ રહે છે. "શરીરની વિજળી ઘણી ખરી નરમ ને થોડી હોય છે પણ શરીરની અમુક હાલતમાં તેના પુષ્કળ તણખા નિકળે છે. ફેરી જણસોથી એ વિજળી બહુ વધે છે, અને સંઘિવામાં મુદ્દલ હોતી નથી." (Vade Mecum)

જગત પેદા થયા અગાઉ પણ ટોળાં બંધ ફ્રવષિ હૈયાત હતી, અને પ્રાણીના દેહ પડ્યા પછી પણ તે રહે છે. પ્રાણીનાં વીર્યમાં એ પ્રથમ રહી ચેતન શકિત પેદા કરે છે. કુરાનના સાતમા સુરાના સંબંધમાં ટીકાકારો કહે છે કે "દાહ્યા (=Scythia=ઝં. દાહ્યા)નાં મેદાનમાં પરવરદેગારે આદમની પીઠ પંપાળી અને તેના પેઢુમાંથી તેની તમામ ઓલાદ બહાર કાઢી. તે બધાં માણસો કીડી જેવાં ભેગાં થયાં. તેઓએ યઝદોની રૂબરૂ ખોદા પરની પોતાની તાબેદારી કબુલ કીધી ત્યારે તે તમામ ઓલાદને તેણે પાછી પેઢુમાં ઘાલી દીધી." આ પરથી જણાશે કે વીર્યમાં પ્રથમથી "જીવ"(=ફ્રવષિ) રહે છે; અને તે જીવની અંદર જાતિ બુદ્ધિ વળગેલી રહે છે. તેમાં મન, પ્રાણ, ઇંદ્રિજ્ઞાન તથા દેહ છે પણ તે સઘળાં અતિ સૂક્ષ્મ છે. જીવ મીનો(=આકાશ) માંથી આવી પેદા થવાનાં છોકરાંમાં દાખલ થાય છે એમ પારસી ધર્મમાં કહ્યું છે તે શ્વાસે

શ્વાસમાં ફેફસાંની બારીક ઝીણી નસની ચામડી પર તે જીવ વળગી તે ચામડીનાં સૂક્ષ્મ છિદ્રમાં થતો લોહીના રાતા દાણામાં ભરાય છે. આવી ક્રિયાને લીધેજ લોહીમાં જીવ તથા ચેતના માલમ પડે છે એમ ધારૂં છું. આ જીવ પેદા થતાં છોકરાંની કાયાની આકૃતિ સંપૂર્ણ થઇ રહે ત્યાં સુધી અપ્રગટ રહે છે, પણ ગર્ભ રહ્યાને પાંચમો મહીનો થયો કે તે ગર્ભની ચેતના વિશેષ રૂપ ધારણ કરી "ફડકે છે." આ ફડકવા પરથી સાધારણ લોક કહે છે કે ગર્ભમાં "જીવ પડયો." એટલાજ માટે પારસીઓ અધુરે અવતરેલું છોકરૂં દાટે છે, પણ પુરા દહાડાનાં મુએલાં અવતરેલાં છોકરાં પર ઘટતી ક્રિયાઓ કરે છે. આ પરથી સમજાશે કે ફ્રવ-ષિતો પ્રાણીના જન્મ અગાઉ હયાંત હોય છે અને લોહી વાટે વીર્યમાં દાખલ થઇ પેદા થતી કાયા સંપૂર્ણ થઇ રહેવા આવે છે ત્યારે દેખાઈ આવતું રૂપ ધારણ કરે છે, આ પ્રગટ થતાં રૂપને ઝં. ઉર્વન્=ફા. રવા-ન=આત્મા કહે છે. માટે રવાન=દેહમાં વસતી કે વસી આવેલી ફ્રવષિ સમજવી. જીવતાં તેમજ મુએલાં પ્રાણીને ફ્રવષિ તથા રવાન છે. પણ હજી જન્મ લેવાનાં પ્રાણીને ફ્રવષિ છે પણ રવાન નથી.

સારાં મન, કર્મ, તથા વાણીએ તેમજ સાદા, સ્વભાવિક ખોરાકે ફ્રવષિ તથા રવાનનું તેજ સ્વચ્છ રહેવાથી તેઓ બન્ને પવિત્ર રહે છે; પણ એથી ઉલટું ચાલવાથી તેઓ ભમતા (=ઝં. દ્રવંત=ફા. દુર્વંદ) રહી સારી પેદાયશને દુ:ખ દેનાર, પાપી બને છે. આવી પાપી, દોઝખી ફ્રવષિને મુસલમાન "બદ હમઝાત," હિંદુ "દુર્વાસના," અને યુરોપ્યન વિદ્વાન "Vampire" કહે છે. આ બદ હમઝાત જેવી અવગત આત્માની હોયછે તેવીજ જીવતાં ખારીલાં, વકટ, તેમજ ડાકણાં જીવતાં માણસની પણ હોયછે. કોઇ મન ગમતી વસ્તુ કે શોભિત માણસમાં એવાં માણસનો જીવ પોરવાયો હોયછે ત્યારે ત્યાં તે દોડતી ફરેછે. એવા ભમતા દુ:ખ દેનાર જીવને અવસ્તામાં "દ્રવંત" કહેછે. કેટલીક વાર તો આવાં દુરવંદ પોતાની ફ્રવષિ આ રીતે રઝળે છે તથા લોકને દુ:ખ દે છે તે પોતે પણ જાણતાં નથી. "દુરવંદી (Vampirism) ભાન વાળી તેમજ બેભાન વાળી હોયછે"—Temple of Rosy Cross. અદેખાં વેરી જે કહેછે તે ઘણી વેળા થઇને ઉભું રહેછે તે આ બદ હમઝાતને લીધે થાયછે (જુઓ વંદીદાદ-૪). એવાં છુપાં દુ:ખદેણને મન, કર્મ, તથા વાણીએ સીધે રસ્તે ઉતાર્યા વગર. અથવા તો વેદાંતમાં કહ્યા પ્રમાણે દુર્વાસનાથી પાછા ફેરવ્યા વગર, તેઓ કદી લોકને દુ:ખ દીધા વગર રહેતાં નથી. માટેજ એમનાં શરીરનો નાશ કરવા માટે છેવટ ઉપાય મુસાએ લેવિટિકસ-૨૦માં તથા જરથુસ્તે એજ ફરગર્દમાં બતાવ્યો છે. મન, કર્મ તથા વાણી સીધે રસ્તે રાખી શકાય એવો ધંધો ખેતીનો છે. એ ધંધામાં ધર્મ—બંધનો પળાઇ શકેછે. માટે એ ધંધો જરથુસ્ત વખાણે છે.

ફ્રવષિ જેમ પુરી નિષ્ઠા રાખ્યાથી ભમતી રહેછે, તેમજ ઈંતેજારી તથા ઉત્કંઠિત ઇચ્છાએ પણ શરીરમાંથી બહાર જઈ ભમી આવેછે. પતિ પત્નિ, ભાઇ બહેન, બંધુજન, માબાપ છોકરાં, પ્યારાં સગાં વહાલાં, નિકટ સંબંધના મિત્ર, એક બીજામાં મમતાથી જીવ પોરવી રાખી કાગળ પત્ર મોકલેછે તેની અગમચેતી જેને કાગળ લખ્યો હોય તેને, જો તે યોગની પાળ પર રહેતું હોયતો, સ્વપ્ન વાટે થાયછે. એવાં માણસનો જીવ એવાં સ્વપ્નમાં બહુ કરી સમાધિની પેઠે મગજના થડમાં રહેછે તે લખનારની ફ્રવષિ જેને પત્ર લખ્યોછે તેની ફ્રવષિને મળી આવેછે તેથી અગમજ્ઞાન તેને થાયછે. એવી ખબર જે દિવસે એ પત્ર મોકલ્યું હોય તે દિવસે, કે જે દિવસે આપણને પહોંચવાનું હોય તે દિવસે, પડેછે.

ફ્રવષિ પ્રાણી માત્રનાં લોહીમાં રહેછે એટલા માટે યોગીજન (જુઓ ૧૬૭માં પાનાંમાં) ૧૦૧ નાડીની ઉપાસના કરેછે. "ચાર નાડી સાથે સૂક્ષ્મથી સૂક્ષ્મ ચિદ્રૂપ જીવાત્મા રહ્યો છે." (સનત્કુમાર સંહિતા-૩૯)

ફ્રવષિ એ આપણી હમઝાત એટલે આપણુંજ પ્રતિરૂપ છે, અને તે પક્ષીની માફક બધે ઉડતી ફરેછે (જુઓ ફરવરદીન યસ્ત-૧૪). આ પરથી મહમદ પેગમબર કુરાનના ૩૫)મા સુરામાં કહેછે કે "ફરેસ્તાને બે, ત્રણ, ચાર જોડ પાંખ હોયછે." તેમજ બાઈબલમાં ઈસાયાહ પેગમબર (છઠ્ઠાં પ્રકરણમાં) કહેછે "મેં દરેક દૂતને છ પાંખ જોઇ." આ ફ્રવષિ જોકે ફક્ત સૂક્ષ્મ આત્મ-તત્વ છે તોય તેને સમજ શક્તિ, વાચા, ઘાટ, તથા ઇંદ્રિજ્ઞાન છે- મેઝમેરિઝમ [એટલે કે બે જુદા પ્રાણીનાં શરીરમાંના સ્વભાવિક રહેલા બાફ (=Magnetic aura) નો ભેળસેળ] કરનાર જે આદમી પર પોતાનો ખેલ કરી બતાવે છે તે માણસમાંથી તેની ફ્રવષિ નિકળી પડેછે અને ખેલ કરનારની હમઝાત તેનાં શરીરમાં તેને બદલે ઉતરે છે. કારણકે જ્યારે તે મેઝમેરિઝમની બેભાનીમાં રહેલા પુરૂષને તેનું નામ કોઇ પુછેછે ત્યારે તે હમઝાત ખેલ કરનારનુંજ નામ કહેછે. ૧૦માં પાનાંમાં કહ્યા પ્રમાણે, "મેઝમેરિઝમની નિદ્રાએ ઉંઘનારને જ્યારે કોઈ પુરૂષ વિષે પુછેછે ત્યારે તે પુરૂષને તે અમુક જગાએ જોતો નથી; પણ 'પોતાના જેવોજ' હવામાં કે આકાશમાં 'તરતો' (તે પુરૂષને) તે જુએછે."-(Dr. Gregory).અવસ્તામાં કહ્યું છે કે ધરતી, પહાડ આતશ પોતાના વખાણનારને દુઆ દે છે. આ દુઆ દેનાર તે તેઓમાં રહેલી ફ્રવષિ છે. "સઘળો જીવ અગ્નિ છે, પણ આત્માની બહારના જીવ(=spirit)ને સ્વર, ગુણ, આકાર, ને રંગ હોયછે"
—Temple of Rosy Cross.p. 119

જીવતાં માણસનું મરતાં અગાઉ કે છેલ્લું જોયલુ જે રૂપ તથા તેનો સાધારણ પહેરવેશ હોયછે તેજ રૂપે તથા પહેરવેશે તેની ફ્રવષિ સાધારણ રીતે પવિત્ર રહેતાં માણસને નજર પડેછે. આથી જણાશે કે

તેઓમાં પણ ન્યાત તથા ભાષા ભેદ રહેછે. એમ છતાં પણ માણસ ફ-કીર વેષે રહેતું હોય પણ પુણ્યવંત હોયછે તો તેનો પોશાક અમીરી દબદબા વાળો દેખાય છે. બહેસ્તી માણસ વિષે કુરાનના ૧૭મા સુરામાં મહમદ પેગમબરે કહ્યું છે કે "તેઓ ત્યાં સોનાના બાજુબંધથી શોભશે, અને સુંદર રેશમના તથા કિનખાબના લીલા પોશાક તેઓ પહેરશે, અને તખત પર ત્યાં તેઓ આરામ લેશે." જેવી જાતિ તેવો ફ્રવષિનો દેખાવ જણાય છે. પવિત્રાઈ પાળનાર માણસને કદી કદી સાધુ-સંત જેવાની તે-ના અસલ આશ્રમ આગાડી ફ્રરહર કરતો ફ્રવષિનું તેજ ખુલ્લી આંખે દેખાય છે તોતે બપોરિયાની સફેદ રેશની જેવુ, હાથ જેવડું લાંબુ, તથા શ્વાસોશ્વાસ ભકભક થતું જણાય છે. જીવતાં માણસની ફ્રવષિ એકા-ગ્ર ચિત્તથી બહાર કાઢી યોગી મરજી પ્રમાણે તેને ગમે ત્યાં ફેરવી શકેછે.

ફ્રવષિ સત્વ-વાચક નામ ન ગણતાં ભાવ વાચક નામ ગણી હાલના વિદ્વાનો તેની કાર્ય શક્તિથી છેતરાઈ કહેછે કે એતો "આકર્ષણ શક્તિ" ફક્ત છે. ફ્રવષિ=૧) દેવ અંશી આત્મ-તત્વ; ૨) પ્રકૃતિ, એ બન્ને અર્થ નિચલાં વાક્યમાં વપરાયલા જણાયછે:- "એ (પુરૂષ) તો ઇશ્વરની સિકલ તથા નૂર (=glory) છે." ૧ કોરીન્થ્યન——૨

પાનું ૧૧૩ વીર્યમાં જીવ-એ વિષેનો ઇરાન દેશસ્થ આર્ય વિદ્વા-નોનો મત એવો હતો કે "ફ્રવષિ (=આત્મ-તત્વ)નાં તેજ તથા પ્રતાપ" વડે ગર્ભ જીવેછે, અને તેનાં હાડ, રૂપ, રંગ ને વધારો થાયછે. પુરૂષ કે જે મોટા થઇ ચોમેર પ્રખ્યાતી પામેછે અને પોતાનાં માબાપને પ્રખ્યા-તી પમાડે છે, વિદ્વતા મેળવે છે, તે પુરૂષ મરદનાં વીર્યમાંથી પેદા થાયછે. એ તે પુરૂષ છે.—

(યો[1] નાઇદ્યાડંહો[2] ગઓતમહે[3] પરો[4] યાઉ[5] પર્શનોઇદ[6] અવાઇતિ[7]) જે[1] (=વીર્યમાંનો પુરૂષ) કમળની[3] નાડીની[2] આગળ[4] જેણીઓને[5] પુ-ઠમાંથી[6] (અથવા પુઠેથી) ઉતરેછે.[7]=To whom who goes down from (his)pelvis'to the oviduct of the womb.ફ્રરવરદીન યશ્ત-૧

"ચેતન શક્તિ એ ફોસ ફરસ છે, ને તેજ જીંદગીનો દોરો છે. એ શક્તિ મગજ, બરડની કરોડનાં ગૂર, અને તેની સાથે સંધાયલા તં-તુઓમાં રહેછે"–Origin of Life by Lalor

"માણસની પીઠમાંથી એક પાણીનું ટીપુ સ્ત્રીના ગર્ભ-સ્થાનમાં જા-યછે અને તેની ૪૦ દિવસમાં હાથ પગની નિશાણીઓ થાયછે–જામેકેખુશરો. યુનાની હકીમોનો એવો મત હતો કે વીર્ય પીઠમાં થઇ બરડાની કરોડ ની વાટે મગજમાંથી નિકળે છે.

આ વાક્યમાં આવેલા "ગઓતમ" શબ્દથી હાલના વિદ્વાનો છેત-રાઇ કહેછે કે એતો ગૌતમ બૌધ્ધ ઋષિ વિષેછે માટે એ ઋષિના વ-ખત પછી એ યશ્ત બનેલી છે. એમજ ઈરાની તથા યુનાની વિદ્વાનો

"પશિરે" શબ્દની ગુંચવાયલા ધારૂંછુ.

ગઓતમ=કમળ, ગર્ભસ્થાન. ગઓત=કમળ, ગર્ભસ્થાન. જેમ પેઠે-પેઠેમ; ઝ. હિઝુ-હિઝુમ=ઝીમ; એ શબ્દોમાં અંત્યાક્ષર "મ" તદ્ધિત પ્રત્યય કે અનુબંધ છે. તેમ એ શબ્દમાં "મ" તેવો છે. આની "ગોત"-ગોદ, એક "ગોત"ના, "ગોટી" નિકળ્યો, એ અર્થમાં હજી પારસીઓ વાપરે છે.

નાઇદ્યડ.હ્-નાભિ-નાડી. નાદયો=ગર્ભ-નાડી, નાભિ-નાડી. જન્મેલાં છોકરાંની દુંટીએ લટકતું આંતરડું. એ શબ્દ હજી પારસી સ્ત્રી વાપરેછે, પર્તિ=સં. પૃષ્ટ=ગુ.પુઠ=L pelvis=પીડુ, પેઢુ. "પૃષ્ટ" પરથી એ શબ્દ અપભ્રંશ થયાછે: પુઠ ને પીઠ. આથી વીર્યની તેમજ ચેતનાની ખુબી એ વાકયમાં જોડાજોડ દ્વિઅર્થથી નિકળે છે.

"ઘણુંખરૂં તો સ્ત્રીની ધાત તથા પુરૂષના વિર્યનો મેળાપ બહુ સંભવે ગર્ભ-નાડીમાં થાયછે"—Midwifery by Roberts.

પહેલી સ્ત્રી (Eve)ની ઉત્પત્તિના સંબંધમાં મુસાએ જો કદી જેનેસિસનાં બીજાં પ્રકરણના ૨૨)મા વાકયમાં આ ઉપલાં વાકયનો તરજુમો મુકયો હોયતો સર્વનામનો સંબંધ ન સમજી ગઓતમ=ગયો મરદ, આદમ ધારી તથા "પર્શતોઇદ" ક્રિયાપદ સમજી તેનો અર્થ પરથવું માની લઇ હિબ્રુમાં પણ બાંધવું build) અર્થ કરી, અને નાદ્યો=નાડ+ય=નાડો ચકનું કામ, છાતી, છાતીની પાંસળી, એ અર્થ કાઢી ઉંધો અર્થ ઉઠાડયો છે.

જેણે (=હોરમઝદે[1]) આદમની[3] પાંસળીની[2] જેણી[5] (=સ્ત્રી.Eve)ને બનાવી[6] (તેની) અગાડી[4] ઉતારી.[7] કદાચત આ તરજુમાનાં પાયા પર મહમદ પેગમબર કહેછે કે "(પુરૂષના) પુઠમાંથી તથા (સ્ત્રીની) છાતીની પાંસળીમાંથી નિકળેલાં તોખમનું માણસ પેદા થયું છે"—કુરાન-૮૬. મુસા તેના ગુરૂની ગેર સમજુતે છેતરાયો છે કારણ કે બુનદેહશ્નેમાં પણ કહ્યું છે કે "ઓરતનું રાતા રંગનું તોખમ પાંસળીમાંથી ચાલેછે." આ અને બીજી હકીકત જોતાં, સુખે અનુમાન કાઢી શકાય કે મુસા અરમાની જરથુસ્તી સાલેક પાસે સલુક શિખી, તેમના પુણ્ય પ્રતાપ વડે, પેગમબરીને દરજ્જે પહોંચી શકયો.

પાનું ૧૧૩—વીર્યમાં ચેતના—વ્યભિચારી પુરૂષનાં વીર્યમાં એ શક્તિ બહુ કમ હોયછે (જુઓ Self preservation by La'mert) અને તેમાં ફુડકયા કરતાં દોરા વાળા જીવ ભાગ્યેજ હોયછે. જેમ વીર્ય ઘટ, ચીકાસવાળું, અને તુરૂં તેમ તે વીર્યની કોથળીની ચામડીમાં ઝણઝણાટ વધારે પેદા કરે છે. કામ વિષેનો વિચાર માત્ર પણ મનમાં ન હોય તોય એ ઝણઝણાટે સ્વભાવિક રીતે માણસમાં કામ પ્રબળ રહેછે. સાધુઓ આ ઝણઝણાટ દબી રહે એવા હેતુથી બીજું વ્યસન ન રાખતાં ગાંજો પીવાનું વ્યસન રાખેછે.

"૧૧૪" વાનરમાંથી મનુષ્ય પેદા થયું" એ મત હાલના વિદ્વાનોની અટકળ છે પ્રાણીના ચાર પ્રકાર છે:-૧) વગર હાડની માછલી, જેવી કે કાળુ માછલી; ૨) સુરજમુખી જેવા ઘાટની માછલી, જેવાં કે પરવાળાં. આ

જાતનાં પ્રાણી વનસ્પતિને મળતાં હોયછે. કદી વનસ્પતિમાંથીજ પ્રાણી પેદા થયું હોયતો પ્રથમ પ્રાણીની જાત એ હોય. ૩) સાંધાવાળાં પ્રાણી જેવાંકે કરચલાં, કાચબા. ૪) કરોડવાળાં પ્રાણી જેસંકે જળબિલાડી, દરીઆઈ કુતરો. આ પરથી જણાશે કે આ ચારે જાતનાં પ્રાણી પાણીમાં રહેછે, માટે પ્રથમ જીવ પાણીમાં પેદા થયો હોય, એટલે કે પ્રાણીની શરૂઆત ગલેલી જેવાં માંસના લોચા વાળાં પ્રાણીથી ચાલવા માંડી હોય, તેની વૃદ્ધિ થતાં તારા જેવી (Polyp) માછલી થઈ; તેમની વૃદ્ધિ થતાં કરચલાં જેવાં સાંધાનાં પ્રાણી થયાં: તેમની વૃદ્ધિ થતાં સુસ્વાટ, જળ બિલાડી થયાં. આ પ્રાણી કદે વધતાં ગયાં (જુઓ Hugh *Miller's* Lecture on *Geology* p. 22) અને શરીરે પુષ્ટ થતાં ગયાં તેમ કાંઠે કાંઠે ભમી આવવાની ટેવ પરથી તેઓ જમીન પર વસતા ગયાં, અને આખર તેમની પણ ઉપજાતિ થતી ગઈ: ૧) મચ્છ; ૨) પેટે ચાલનાર; ૩) પક્ષી; ૪) સ્તનવાળાં પ્રાણી- આ છેલી જાતિમાં મનુષ્ય આવ્યું. આ હકીકત વિષ્ણુના ૧૦ અવતાર=(પ્રાણીની) ઉત્પત્તિના વૃદ્ધિ પામતાં ગયલાં ૧૦ રૂપ—ને બરાબર મળતી રહે છે: ૧) મચ્છ (=માછલી); ૨) કચ્છ (=કરચલું); ૩) વરાહ (=ડુક્કર); ૪) નરસિંહ (=જળ માણસ ઝં. ચોપ્તશાહ=Gr Homotaur); ૫) વામન (=વહેંતિયું); ૬) પરશુરામ (=કોહાડો વાપરનાર); ૭) રામ; ૮) કૃષ્ણ; ૯) બૌધ્ધ; તથા ૧૦) કલંકી; એમાં ૧) માછલી; ૨) પેટે ચાલનાર; ૩) સ્તન આપનાર; ૪) માણસની ઉત્પતિ; ૫–૯ જંગલી હાલતથી બુદ્ધિબળ વધતાં ચઢતે દરજ્જે મનુષ્ય પુગેલું તેનાં રૂપ છે. દાઈતિ નદી તથા સરનદીપ પહાડ અગાડી ગાયમાંથી પ્રથમ મનુષ્ય પેદા થયલું (૧૬૭માં પાનોમાં બતાવ્યા પ્રમાણે) બુનદેહસ્નેમાં જણાય છે. પણ મુસા પેગમબર કહે છે કે "ઇશ્વરે ભોંયનાં મરોડાંનુ માણસ બનાવ્યું અને તેનાં નસકોરાંમાં જીવનનો શ્વાસ ફુકયો"—જેનેસિસ–૨. મુસાના આ મતનો પાયો ઝં. ગઓ=સં. ગૌ શબ્દ છે એ શબ્દના અનેક અર્થ—આત્મા, ગાય, જમીન, આકાશ—થાય છે તે ન સમજતાં એક સાદો અર્થ એ પેગમબરના ધ્યાન પર રહ્યો તેથી એ ભુલવાયો. એ સિવાય તે "જીવનોનો શ્વાસ" કહે છે તે વળી આત્મા નથી. "ઇશ્વરના આત્મા (=Spirit.) એ મને બનાવ્યો છે, અને સર્વ શક્તિમાનના શ્વાસે મને જીવન આપ્યું"—જોબ ૩૩.

હિબ્રૂમાં જીવનોનો શ્વાસ= Breath of lives છે. આ જીવન શક્તિઓ વનસ્પતિની તથા પ્રાણીની છે. તેઓ ફકત મનુષ્યનાં શરીરમાં છે કે જે વડે તે ઘટે વધે છે. ઇસુખ્રિસ્ત દેહ છોડતાં કહે છે કે "હે ઇશ્વર! તારા હાથમાં મારો આત્મા સોપું છું" તે આદમમાં કયાં છે? આ પરથી જણાય છે કે ઝં. ગય= પાક જાનવાળો, ગયોમરદ એ પેગમબર સમજયો નહીં. તોય તેને આત્માની ઉત્પત્તિ ખબર હતી; "અને તેણે (ઇશ્વરે) દૂત તથા ઝગઝગતી

તરવાર, જે જીવન વાળાં ઝાડનો રસ્તો રાખવાને દરેક તરફ ફરતી તેઓને અદનના બાગની પૂર્વભણી મુકયાં"—જેનેસિસ–૩ અદનનો હિબ્રુમાં અર્થ ખુશી, મઝા થાય છે, અને અરબ્બીમાં બહેસ્ત અર્થ થાય છે. અદનનો બાગ=આનંદ–વાટિકા=ગર્ભ–સ્થાન= Female uterus; પૂર્વ ભણી(=ઝં. પરો નાઇદ્યાઓડંહો ગઓતમહે)=જમણી ગર્ભ–નાડી ભણી; દૂત=ફ્રવષિ; ઝગઝગતી તરવાર=ફ્રવષિનું તેજ; જીવન વાળું ઝાડ= જીવ વળી કાયા, ખોકરૂં. આવો ભેદ મુસાના ધ્યાનમાં હોય એમ ધારૂં છું, અને એ ખુબી ફરવરદીન યશ્ત પરથી લખાયલા કોઇ નિબંધ પરથી એ પામેલો જણાય છે.

જ્યારે મટોડાંમાંથીજ મનુષ્યને બનાવવું હતું ત્યારે હિંદુ કુશની પૂર્વે, સુલેમાન પહાડોની ઉત્તરે, તથા બિલોર ટગ પહાડોની દક્ષિણે એ પહાડોનાં જંગમમાં આવેલાં પામિર નામનાં નાનાં પણ દરીઆની સપાટીથી ૧૫૬૩૦ ફુટ ઉંચા પહાડી મેદાન કે જેને ત્યાંના વતની લોક "બામી ડુંગા" (=બુન દહેસ્નેમાં કહેલુ બામીક શહેર ?)=જહાનની અગાસી કહેછે-તે મેદાનની ઉત્તરે ખીણમાં જંગલી જાનવરોના ભો વાળા, શિતળ ડુંગરા મધ્ય અને વાઘ વરૂ જેવા તેના વેરી પશુ બનાવ્યા પછી શું કામ બનાવ્યું ? તેમની અગાઉ અને માફરસર ઠંડી તથા ગરમીવાળા દેશમાં મનુષ્ય વધારે સુખમાં રહેત. બીજું વળી એ પેગમબર કહે છે કે ૭ દિવસમાં ૭ પેદાયશ—આકાશ, પાણી, જમીન, ઝાડ, પશુ, અને મનુષ્ય જાતિ–અકેક દિવસે પેદા કીધી તે પરથી એના મતનો મૂળ પાયો, જે અવસ્તા, તે જડી આવેછે. આ ઉપર કહેલી પ્રથમ થયલી ૭ પેદાયશની યાદગીરી માટે પારસીઓ ગાહ–અંબાર પાળે છે.

યુગ જેવી મુદતોના દરમ્યાનમાં અનુક્રમે પેદા કીધેલી જુદી જુદી ૭ "પેદાયશની" જુદી જુદી એકંદર સંખ્યાનો, તથા તેટલીજ સંખ્યાના "દિવસોની" મુદત અમુક ૭ રૂતુઓ પર આવે છે તેમનો પરસ્પર સંબંધ હોવાથી મુસાની માફક હાલ પણ વિદ્વાનો ભુલવાયા છે, આફ્રીને ગાહ–અંબારમાં કહ્યું છે તેથી શહેજ ફેરથી બુન દહેસ્નેમાં એ વિષે બ્યાન આવે છે તે પરથી જમશેદ બાદશાહના વખતમાં જગતની ઉત્પત્તિ વિષે શું ગ્નાન હતું તે દેખાય છે.

શરૂઆતમાં અહુરમઝદે ૩ આસ્માનની પેદાયશ, ૭ જાતનાં પાણી (=સપ્ત સમુદ્ર), ૧૨ જાતનાં ઝાડ, ૧૪ જાતની જમીન (=૭ દ્વિપ+૭ કેશ્વર, ૧૪ ભુવન), ૨૦ જાતના પશુ (૧ ગાય+૨ ગાડર+૮ પક્ષી+૯ વનચર), ૨૫) જાતનાં આદમી [એક જોડામાંથી ૧૦ જોડાં (=હિંદુના દશ પ્રજાપતિ)+૧૫ જોડાં]કીધાં. એ દરેકની સંખ્યા વધારતાં તે દરેકનાં ત્રણગણાં કીધાં, અને વળી પાછાં તેમના પાંચગણાં કીધાં; એટલે કે [ ૩ આસ્માન

(જુઓ સદ્દર-૯૧; 2Cor.—12)×૩×૫=૪૫ ] [ ૭ પાણી×૩×૫=૧૦૫], ( ૧૨ ઝાડ×૩×૫=૧૮૦), ( ૧૪ જમીન×૩×૫=૨૧૦), [ { ૧+(૧૯×૩) પશુ }×૫=૨૯૦], [ { ૧+(૨૪×૩) આદમી }×૫=૩૬૫ ] એમ એકંદરે ૩૬૫ જાતની ચીજ પેદા થઇ.

હવે એ છ પેદાયશનો તથા અમુક રૂતે આવતા વરસના છ ધંબારનો સંબંધ, ફકત મેળ તથા યાદગીરી માટે, નિચે મુજબ છે:

વરસના ૩૬૫ દિવસો છે તેમાં ૪૫)મા દિવસે પહેલો ધંબાર, પછી ૧૦૫)મા દિવસે વળી બીજો, ૧૮૦)મા દિવસે ત્રીજો, ૨૧૦મા દિવસે ચોથો, ૨૯૦મા દિવસે પાંચમો, અને ૩૬૫મા દિવસે છઠ્ઠો, ધંબાર આવે છે. હવે ૪૫મા, ૧૦૫મા, ૧૮૦મા, ૨૧૦મા, ૨૯૦મા, અને ૩૬૫મા દિવસની વચ્ચે રહેલી મુદતના દિવસોનો સરવાળો (૪૫+૬૦ +૭૫,+૩૦+૮૦+૭૫=) ૩૬૫ થાય છે તે જોઇ વિદ્વજનો વિચારમાં પડે છે કે સાદી બનાવટના પશુને બનાવતાં ૮૦ દિવસ અને ઉત્તમ બનાવટના મનુષ્યને બનાવતાં ૭૫ દિવસની ઓછી મુદત કેમ ? પણ ઉપર કહ્યા પ્રમાણે તેમ નથી આ પ્રમાણ પરથી જણાય છે કે જમીન બંધાઈ તે અગાડી ઝાડપાન હતાં, તે પાણીપર ઉગતી (ગો-કર્ણ= સફેદ હોમની ) વનસ્પતિ હોવી જોઇએ તેનાં કોહેલાં પાતરાં, ડાંડા, સોટા, મૂળ વગેર પોપડો બંધાઇ જમીનની શરૂઆત સમશિતોષ્ણ કટિબંધ (Temporate Zone) તરફથી થયલી હોવી જોઇએ પેદાયશની પ્રથમ જાત ૩+૭+૧૨+ ૧૪+૨૦ +૨૫=૮૧ છે. હવે-૮૧ ના એ આંકડાનો સરવાળો ૮+૧=૯ છે. તે પરથી જણાય છે કે જેમ ૯ નો આંકડો અમર છે: તેમ પેદાયશની જાતિ પણ અમર છે. હવે મુસાએ છ દિવસ કહ્યા છે તે પરથી જણાય છે કે એણે " વીસ્પરદ " વાંચી છે અને તેમાં આવેલા " યારે" શબ્દથી ભુલવાયો છે.

" નિવએદયેમિ[1] હંકારયેમિ[2] યારેઇબ્યો[3] અષહે[4]- રતુબ્યો મઇધ્યોઇ[5]-ઝરેમ્યહે પયડંહો[6] અષઓનો[7]-અષહે રથ્વો "—વિસ્પરદ-૧ પાક[4] ધંબારોમાંથી[3] દુધવાળા[6] ઘણાજ-પાક[7] મેદયોઝરેમન [5] ( ધંબારો )ને મેજ[1]-ધરૂંછું (અને ) ઇજ્જુંછું.[2]

આ દુનિયાની પેદાયશ માટે એ ધંબાર ઈજવા કહ્યું છે ને વાત એ એમ સમજેલો દિસે છે કે એ પેદાયશ એ " ધંબારના દિવસે " પેદા કીધી. " યારે "=૧ વખત; ૨ દિવસ; ૩ એકઠા થયલા વખત કે દિવસો, ગાહ-અંબાર; ૪ વરસ. આ ત્રીજા અર્થની ખુબી ન સમજતાં બીજો અર્થ તેની સાદી સમજમાં સમજી મુસા છેતરાયો છે.

જો વાનરમાંથીજ મનુષ્ય પેદા થયું હોય તો તે ઓરંગ ઉટંગ વાંદરો હોય, કારણકે મુસાએ મનુષ્યની બનાવટમાં સીધું કદ, તર્ક શક્તિ,

તથા વાચા શકિત, એ જે ત્રિલક્ષણતા, જોઇ તેજ એ વાંદરામાં વાચા સિવાય હાલ જણાય છે, એ સિવાય તેને પુછડું પણ હોતું નથી.

પાનું ૧૧૮ શુદ્ધ નિયમ=અષેમવોહુ છે—અષેમ[૧] વોહુ[૨] વહિશ્તેમ[૩] અસ્તિ[૪]ઉશ્તા[૫] અસ્તિ[૬]ઉશ્તા[૭] અહ્માઇ,[૮] હ્યત્[૯] અષાઇ[૧૦] વહિશ્તાઇ અષેમ્[૧૨]=

સારી[૨] પાકીઝગી[૧] ઉત્તમ[૩] છે[૪]; ધન્ય[૫] છે[૬]! ધન્ય[૭] એને,[૮] એ કે જે[૯] ઉત્તમ[૧૧] અષોઇ[૧૦]—સારૂ પાકીઝગી[૧૨]!

આ બંદગી સલુકના પાયા પર બાદશાહ હોષંગે શોધી કાઢેલી સમજું છું. જ્યારે યથામાં ૧૧૨ અક્ષરોનો મેળ છે, ત્યારે અ-ષેમમાં તેના અરધા અક્ષરો (૨૮ સ્વર+૨૮ વ્યંજન=) ૫૬નો મેળ છે. એમાં ૧૪ મૂળાક્ષરો છે: ૯ અ, ૫ આ, ૭ ઇ, ૩ ઉ, ૩ એ તથા ૧ ઓ=૨૮ સ્વર; અને ૧ ય, ૩ વ, ૫ હ, ૭ ત, (૪શ+૩ષ+૨સ=)૯, ૩ મ=૨૮ વ્યંજન. હવે એ અક્ષરો પરથી નિચે પ્રમાણે પ્રમાણ કાઢયું છે:

{ (૧+૧)+[(૩+૩)+(૫+૫)+(૭+૭)+(૯+૯)]+(૩+૩) } =૫૬

એમાં સ્વર તથા વ્યંજન જોડાજોડ છે. એ પ્રમાણ ચાર ભાગે ગંઠાયું છે. માટે પહેલો ૧+છેલો ૩=૪ છે; અને તે એકકીના મેળે રચેલું છે. એ પ્રમાણના ચૌદ મૂળાક્ષરો બેવડતાં તેના શોધીકાઢનારનું નામ નિકળે છે: હઓષ્યો[૧] વઘાઉ[૨] અહેઉશ્[૩] સ્તોઇશ્[૪] મષોઈશ્[૫]= મષીની[૫] પેદાયશનો[૪] નેક[૨] જીંદગીનો[૩] હોષંગ[૧]!

ગયોમરદ (=આદમ=હિંદુઓના વીરજ)ના ખુનમાંથી જે પહેલું જોડું પેદા થયું હતું તેમાં પુરૂષનું નામ મષી (=હિંદુના મરીચિ પ્રજાપતિ?) ને સ્ત્રીનું નામ મષ્યાનિ હતું.

વ્યંજનના પ્રમાણમાં (૪ શ+૩ ષ+૨સ=)૯ જોતાં, જણાશે કે એ જુદાં જુદાં ૯ ઉચ્ચારણ છતાં તેમનો એકજ વર્ણ ગણ્યોછે તેથી બે મૂળાક્ષરો (ષ તથા સ) ચૌદ મૂળાક્ષરો માંથી બાદ કરતાં બાર મૂળાક્ષરો રહેશે. એ બાર મૂળાક્ષરો પરથી અષેમના બાર શબ્દ છે. આતશની મદદથી હોરમઝદે પ્રથમ બાર વસ્તુ પેદા કીધી હતી (જુઓ બુનદેહશ્ને) તેની યાદગારી માટે, કે ૧૨ રાશિપરથી, આ૧૨ અક્ષર તથા ૧૨ શબ્દનો આંકડો હોય. આ પ્રમાણની ગણિતની સાદાઇ પરથી તેમજ તેના શોધી કાઢનારનું પોતાનું-ટુંકું, લાડનું નામ "હઓષ્યો" અંદર સમાયલું છે તે પરથી જણાય-છે કે હોષંગે જુવાન ઉમ્મરમાં સલુકના રસ્તે પડયા પછી થોડી વારે પહેલ વહેલો અષેમવોહુ શોધી કાઢયો હોય. તે બનાવતાં રચનારના ધ્યાન પર જગતની ઉત્પત્તિ હોય અને ત્યાર પછી યથા બનાવ્યો હોય. હિંદુઓનો નારદ મૂનિ એક દાસીનો પુત્ર હતો. તે કોઇ બ્રાહ્મણને ત્યાં હતો ત્યાં સાધુ સંત આવતા. તેની બાળ અવસ્થામાં આવો પાડોસ પડયાથી એક સંત પુરૂષે તે નારદને ૧૨ અક્ષરના મંત્રનો ઉપદેશ કર્યો હતો.

એ મંત્રનો તે નિત્ય જપ કરતો તેથી તેને જ્ઞાન થયું ને સિધ્ધ પુરૂષ તરીકે ચાહે ત્યાં જઇ શકતો. ( જુઓ કથા–કોષ ). એમ અપેમની રચનાની ખુબી બહુજ પુરાતન ને ઉત્તમ પાયા વાળી દિસે છે.

પાનું ૧૨૧ યોગ-આસન—પ્રાચીન હિંદુઓ દર્ભાસન કરતા, એટલે દર્ભ નામના ઘાસની સાદડી ગુંથી તે પર બેસતા ( જુઓ ભગવદ્ ગિતા–૨ ) અને હાલ પણ સંત પુરૂષો તથા ધર્મિષ્ઠ જન પવિત્ર ક્રિયા કરતાં તેના પર બેસે છે. ઇરાની સાલેક પહાડ પર કોઇ શુધ્ધ જગામાં હિંડોળા પર બેસતા (જુએ રામ યશ્ત–૧). સંસારી દુષ્ટ લોકનાં શરીર માંથી નિકળતો ગંદો બાફ પહાડના એકાંત વાસમાં હોતો નથી તેમજ વસ્તિમાં રહેતી બીજી ગલીચી ત્યાં રહેતી નથી. આથી કરી દુષ્ટ પાપી આત્મા ત્યાં ભમતા નથી. વસ્તિમાં ગંદવાડે તેમને મઝા પડે છે તેથી ત્યાં તેઓ પ્રબળ રહે છે. " યાદ રાખો તમારી આસપાસ યોનિઓ હોય છે, તેઓ તમારા બોલવાથી, અવાજ કરવાથી, હરવા ફરવાથી તમારા સંબંધમાં આવે છે; અને તે વગર તમારી મતલબ તથા સ્થિતિથી તેઓ અજાણી રહે છે. એ યોનિ ભૂત પ્રેતની હોય છે. જે તમારૂં મન વાંચી શકતી નથી, પણ સાંભળી તથા જોઇ શકે છે "—Temple of Rosy Cross. યોગીઓ મૂનિવ્રતને લીધે આ નડથી મુક્ત રહે છે. આ યોનિઓ કુદરતની સીધી ક્રિયાથી કંટાળે છે ને તેની ઉલટી ક્રિયાને ઉસકેરે છે. આડે રસ્તે જનારમાં પોતે ભરાઇને તેની દુષ્ટતામાં મઝા મારવાનું જડે છે તેથી તે જે ધારે તેની સવળતા કરી આપી નસીબને ચળકાવે છે, પણ તળમાં તસુ ઓછું પડયું કે આખર તેનેજ ગુસ્સે થઇ ફસાવી પાડે છે. આથી પાપી દુરાચરણી આખર ખાડામાં પડે છે. હવે જો કોઇ માણસ કુદરતનાં સારાં વળણ પર રહેવા જાય છે તો તે તેમને ગમતું નથી તેની પડોસમાં વળખાં મારી પાછી હટે છે તેથી તેના પર છેડાઇને છેડતી શોધી તેને કંઇ કંઈ દુ:ખના ખાડામાં નાખવા કરે છે. હવે જો તો માણસ સદગુણ તથા પવિત્રતા નથીજ છોડતું તો પછી તે હારી ખાયછે. પણ જો અધવચ્ચે તે રહ્યું ને શહેજ આડું ચાલ્યું કે તેઓ તેના પર હુમલો કરી દુ:ખનો વરસાદ વરસાવે છે. આથી ધર્મિષ્ઠને ત્યાં ધાડ ને પાપીને ત્યાં પૈસો રહે છે. પહાડ પર રહેવાથી આવી મુશ્કેલીઓ યોગીને નડતી નથી ( વાયુ સંહિતા–૨૯). તેસિવાય વળી લોખંડની કાચી ધાતુવાળા ચમક પથરાના આસન પર બેઠાથી કાયિક વિજળી વહેલી શુદ્ધ થઇ જાય છે. અને રખડતા પાપી આત્માઓથી એ લોઢાંના આસન પાસે અવાઇ શકતું નથી. આત્મ–પીડિત હાથે લોઢાનાં કડાં; ભીલ, ડુબળા, નાયકા કમરે છરી; ડાંડિયા, ચોકિયા, વરતણ્યા લોઢાંની કડીઓવાળી લાકડી રાખે છે. એ સઘળું આ નેમ માટે તથા આ પાયા પર છે. એ આસનને લીધે પુણ્યાત્માઓ (=અષો ફરોહરો ) આપણી આસં પાસ રહી ( ફરવરદીન

યશ્ત-૨ તથા ૮ ) સારી સમજ આપે છે. હુશંગ બાદશાહ લોખંડની કાચી ધાતુવાળા "તએર" પહાડ પર રહી ( જુઓ રામયશ્ત - ૨ ) આવાં આસને બેસી યોગ-અભ્યાસ ચલાવતો તેથી તેનું હૈયું સૌ યોગીઓમાં વિશેષ ખુલ્યું હતું. એજ પ્રમાણે સાત ધાતુવાળા મેરૂ પર્વત પર ઋષિઓ, યોગીઓ, ને સંત પુરૂષો કરતા હતા ( જુઓ સનત્કુમાર સંહિતા -૧૦ ). સોના રૂપાં પિત્તળની ધાતુ પરથી મેરૂ પર્વત ઘેરી લીલી છાંટવાળા ભુરા હાડી પથ્થર (=granite) નો અને તએર પહાડમાં કાચું લોઢું હોવાથી તે ઝળેવાળા ઘેરા ભુરા ચમક પથ્થર (loadstone)નો હોવો જોઇએ. હાલ મોબેદ પણ પથ્થરના હિંડોળા પર બેસી પઢે છે, ને પવિત્ર જગામાં જોડાએ નહિં પણ, યોગી તથા સાધુસંત લાકડાંની પાવડી પહેરે છે તેમ, લોઢાંની ખડાઉ પહેરે છે તે પુરાતમ સાલેકની રીતિ છે. ચામડું જોકે અંગની વિજળી ચુસી શકતું નથી અને લોઢું તેને ઝટ ચુસી લે છે તોય તેની કાયિક વિજળી શુધ્ધ કરે છે. "ચમક પથ્થરનું પેઢું કોઇ ગર્ભવંતી બાયડીની જાંગમાં લગાડયું હોય અને તેની પીઠવાળું પાસું તે બાયડીનાં પુઠાં પર લગાડયું હોય તો જણતાં તેને અજબ રીતે સવળ પડે છે"-Magnetism by F.Barrett, p. 1o. ઘણાખરા હિંદુ યોગીઓ યોગ-આસન માટે સિંહાસને બેસવાની રીતિ પસંદ કરે છે પણ જરથુસ્ત, કએવાન, અને બીજા ઈરાની સાલેક ધરા આસને બેસતા હતા. પૃથ્વિ પર નવી તથા જુની દુનિયાની જમીન ઉત્તર ધ્રુવે જોડાયલી છે પણ દક્ષિણ ધ્રુવે તેના બે છેડા પડયા છે. ઘુંટણ પછાડી નાખી, કમરમાંથી વાંસાને ઉલટો વાળી પગને માથું લગાડે તો માણસનું ઉંધું વળેલું શરીર અને પૃથ્વિની સ્થિતિ સરખીજ જણાય ( જુઓ દબેસ્તાન.) એ આસને ઘણાક પેગમબરો પણ સુતા તેથી તેમની અંતર-દૃષ્ટિ વહેલી ખુલતી. "તમારો આત્મા વાહન વિના ચાલી શકતો નથી, જીવ (=Spirit) તે એ વાહન છે, તમે 'બેવડ વળો' અને ત્યારે સઘળું સુતરું ને સહેલું થઈ પડશે."—Temple of Rosy Cross, p. 205

જરથુસ્તના આ આસનની ખુબી, જે વિષેનું સ્વપ્ન પણ હાલના વિદ્વાનોને નથી તે વંદીદાદ-૧૯માં જણાયછે:

"અષવ[1] ઝરથુશ્ત્રોર[2] વિંદેમ્નો[3] દ્ધુષો[4] અહુરાઇ-મ[5]ઝદાઈ. રૂવ[6] આહુ;[7] દઝહિ[8] અડ.હાઉ[9] ઝેમો[10] પદ[11] પથનયાઉ[12] સ્કરિનયાઉ[13] દૂરએ[14]-પારયાઉ દ્રિજ્ય[15] પઇતિ-[16]-ઝબરહિ નમાનહે[17] પોઉરૂષસ્પહે"[18]=અષો[1] જરથુ[2] [illegible] પાક-જ્ઞાનની[4] અષોઇ[5] મેળવતો[3] તે[7] કેમ[6] આ[9] પૃથ્વિ[10] જે[11] પહોળી[12] ફરતી(ગોળ)[13] વેગળાઇ એ[14]-પારવાળી(તે)ની નિશ્ચળ[8] સ્થિતિમાં, પોઉરૂષસ્પના[18] ઘરની[17] સીધી[16] નજરે.[15]

આ વાકયના છેલ્લા ભાગ પરથી જણાયછે કે જેમ હાલના ઇસલામી લોક નમાજમાં પોતાનો કીબ્લો "કઆબા" તરફ એટલે પશ્ચિમ ભણી કરેછે:

તેમ જરથુસ્ત શેતાનને ટાળવા યોગ-આસને બેસતાં પોતાનું મોં ઇરાન વેજમાં આવેલાં પોતાના બાપના પાક મકાન તરફ, એટલે ઉગમણું, રાખતો શત્રુને વશ કરવા હિંદુ યોગી પણ ઉગમણું મોં રાખી જપ કરેછે (વાયુ સંહિતા-૨૯). હેતુમંદ્ તથા કાંસુ (=કાબુલ) નદી અને આ દિશાના સબંધથી જણાયછે કે આ પરગર્દ સીસ્તાન શહેરમાં આવેલા હોશદાસ્તાર (=ઝં.ઉશિદરેન) પહાડ ભણી હેલમંદ (=ઝં.હેતુમદ્) નદી આગળ લખાઈ હોય. વળી આ ફકરા પરથી તેમજ યસ્નના ૧૯ના હા પરથી જણાયછે કે જરથુસ્તના મનસોચ્ચારણનો શબ્દ "અહુર-મઝદ" હતો. મુસલમાન સાલેક જેમ "અલ્લાહુ" ને ઇસ્મે આઝમ માની દમ બહાર કાઢતાં "અલા" બોલેછે અને દમ અંદર લેતાં "હુ" બોલેછે: તેમ જરથુસ્ત બહારના દમે "અહુર" ને અંદરના દમે "મઝદ" બોલતો એમ સમજુંછું. તોય, જેમ હિંદુ યોગીના ઓંકાર મંત્રના ચાર ભાગ—ઓં, હોં, જું, સઃ—છે (ધર્મ-સંહિતા-૩૬) છે: તેમ સ્રઓષ યસ્ત-૫) પરથી અહુર-મઝદ શબ્દના સ્રોતના પ્રવાહના ચાર કટકા થયલા જણાય છે:- પૂર્વ (=શરૂ થતો), ઉપમ (=ચઢતો), મધ્યમ (=વચલો), અને પ્રથમ (=ઉપલો). નાભિ-કમળ પ્રવાહ "અ"થી શરૂ થઇ "હુ" થી ચઢી, "ર" થી ગળાંમાં તુટી, "મઝદા "નો પ્રવાહ શહેજ તાળવે લાગતો કે નિચે પડી જાયછે. હાવન ગેહમાં આ પ્રવાહના ચારને બદલે ત્રણ કટકા કલાછે તે પરથી જણાયછે કે ફકત "અહુર" શબ્દ વધારે વપરાતો. જ્યારે ઇસલામી સાલેક "અલ્લાહુ" થી દિલની એબાદત શરૂ કરી તાનમાં આવી જાયછે. ત્યારે ફકત "અલાહ" શબ્દ મોંમાંથી નિકળ્યા કરેછે: તેમ પારસી સાલેકને અહુર-મઝદ પરથી "અહુર" પર આવી જવાનું વિશેષ વળણ રહેછે તેથી એ નામ બોલવાને એ ગેહ તેમજ યસ્ન-૧૯માં સુચવ્યું છે એમ સમજુંછું. એવાંજ નામ બોલે તોજ દમ પાક થાયછે એમ નથી. હિંદુઓનો વાલ્મિક ઋષિ પ્રથમ એક લુટારો હતો. નારદ મૂનિએ એ ધંધો છોડવા ઉપદેશ કરી રામ નામનો મંત્ર તેને આપ્યો તે ન આવડયો ત્યારે નારદે તેને કહ્યું કે હું પાછો તને મળું ત્યાં સુધી "મરા મરા" જપ્યા કર. બાર વરસે નારદે તેને આવીને જોયો તો તેમ કીધાંથી તે પોતાના જેવો તેજસ્વી તથા વિદ્વાન દેખાયો. (કથાકોષ)

પાનું- ૧૨૧ નાકની અણી પર નજર—આ રીતિ સાધારણ હિંદુ યોગીની છે (જુઓ ભગવદ્ગિતા-૨). પારસી તથા ઇસલામી સાલેક બે ભવાંની વચ્ચે નજર રાખેછે, અને તેજ પ્રમાણે કરવાને શિવપુરાણ (ધર્મ-સંહિતા-૪૭)માં પણ કહ્યુંછે. ઘણાક મુસલમાન તાળવે નજર ચોંટાડી રાખેછે.

"૧૨૨—કાને મધુર રાગો—હિંદુ યોગીનેપ્રથમ ઘોષ, પછી કાંસાનો શબ્દ, પછી શિંગડીનો, પછી ઘંટા--નાદ, પછી વીણા-નાદ, પછી દુંદુભિ-

નોશબ્દ,પછીશંખ-નાદ,પછીમેઘનાદ સંભળાયછે(શીવપુરાણધર્મસંહિતા-૪૭)

" ૧૨૨ સમાધિમાં ખુશબો- માણસના સારા માઠા ખોરાક પ્રમાણે તેનાં મગજમાંથી સારી માઠી બો નિકળેછે. યોગી કુદરતના નિયમ પ્રમાણે ચાલેછે તેથી સમાધિ વેળા સુગંધ જણાયછે (જુઓ દીન અવી-એહ-પાનું ૧૮૨.). દુરાચરણી માણસો છેક મરવા કાંઠે હોયછે ત્યારે ને મનો જીવ તાળવે ચઢેછે તે ઘડી આવી દુર્ગંધ તેમને બહુ આવેછે, ને તેમના મુઆ પછી પણ તેવીજ ગંધ લાગ્યા કરેછે. (જુઓ વંદી-દાદ-૧૯). હલકાં દિલવાળાં માણસ જો તન મનથી પવિત્ર રહેછે અને તેઓ જોડે જો કોઇ પવિત્ર આત્માનો પાસો રહ્યા હોયછે તો, જોકે તેઓ સમાધિ નામ પણ જાણતાં નથી તોય, તેમને બહુ વેળા એવી સુગંધ આવેછે. ઘણાજ ખુશબોદાર ગુલાબનાં ફુલની, કે લોબાન, અગર, સુખડ, કે અગરબત્તીની સુગંધ જેવી એ ખુશબો લાગેછે. એ લાગતાંજ જીવ ખુશ થઇ જાયછે. ફુલની લપટ જેવી સુગંધ હોયછે તો તે એવી સરસ હોયછે કે તેવાં ફુલનું અત્તર પણ તેવી સુગંધ વાળું લાગતું નથી. પારસી વાંચનારે અષી યશતનો ૨ ) જો કરદો જોવો.

" ૧૨૩ આત્મ-પ્રકાશ--સફેદ, પછી રાતો, પંછી પીળો, પછી કાળો, પછી બેરંગી દેખાતો હિંદુ યોગીઓએ કહ્યોછે ( ધર્મ-સંહિતા-૪૭ )

" ૧૨૪ આત્મા, જીવ, પ્રાણ, બુદ્ધિ--જેમ આપણું સ્થૂલ શરીર ( એટલે નજરે દેખાતું શરીર ) ચામડાં, લોહી, હાડકાં ઇત્યાદિનું બનેલુંછે તેમ સૂક્ષ્મ શરીર ( એટલે આત્મા વાળું નજરે ન પડતું શરીર ) દશ ઇંદ્રિ, પાંચ પ્રાણ, મન, તથા બુદ્ધિ મળી સત્તર તત્વનું બનેલું છે, એમ હિંદુ યોગી માનેછે. ઈરાની પારસી સાલેકના મત પ્રમાણે આ સૂક્ષ્મ શરીર, એટલે લિંગ-દેહ, પાંચ તત્વનું બનેલું છે (જુઓ યશન-૨૬ તથા ૫૪; અને ફ્રરવરદીન યશ્ત ):—

" અહૂમ્ય[1] દએનામ્ય[2] બઓધસ્ય[3] ઉર્વાનેમ્ય[4] ફ્રવષિમ્ય[5] યઝમઈદે[6]= પવિત્ર–પ્રાણ[1] તથા મન ૨ તથા શુદ્ધિ૩–બુદ્ધિ તથા આત્મા૪ તથા જીવને[5] વખાણીએ[6]. આ અર્થ કારણ રૂપી છે, એજ વાક્યનો કાર્ય રૂપી અંતરજ્ઞાનનો અર્થ નિચે પ્રમાણે છે:ઇશ્વરજ્ઞાન૧ તથા તર્ક[2] તથા શુદ્ધિ[3] તથા આત્મા[4] તથા જીવને[5] વખાણીએ.[6] આ વાક્યમાં ખુબી એ વર્ણવી છે કે સૂક્ષ્મ જીવનો આત્મા થયો, આત્માથી અંગની શુદ્ધિ તથા મન ઉત્પન્ન થયું, શુદ્ધિથી ખરૂં ખોટું વિચારવાને તર્ક શક્તિ પેદા થઇ, અને તર્ક શક્તિ વડે ઇશ્વરજ્ઞાનની બુદ્ધિ ઉત્પન્ન થઇ,,

ઝ. અહૂ=સં. અસુ (ઝં. અહ્=સં. અસ્=L. Esse=ફા. હસ્તન=

શ્વ. હોવું=હૈયાત હોવું, શ્વાસ લેવો એ ધાતુ પરથી), પવિત્ર પ્રાણ, પાક દમ, પાકીઝેહ નફસ. "અહ" માંના આગઓએ "અ"નો લોપ કરી "હૂ" શબ્દ પોતાની ભાષામાં લીધો છે. સાધારણ રીતે એને "અષો" કહે છે. હિંદુ યોગી "રામ"નામ શ્વાસોશ્વાસ જપ્યા કીધાથી અને ઇસમાલી સાલેક "અલ્લા", અને પારસી સાલેક "અહુર-મઝદ" એ નામ બોલ્યા કીધાથી એ બોલનાર કે જપનાર એવી સ્થિતિમાં આવી જાય છે કે રાત દિવસ એનો એ શબ્દ તેનાં હૈયાંમાંથી "હરદમ" નિકળ્યા કરેછે. તેનો જીવ ગમે તે વિષયમાં પોરવાય તોય હૈયું તે શબ્દ ભુલતું નથી, એ વિષે હિંદુ યોગી વ્યાયલી ગાયનાં વાછરડાં તરફના ધ્યાનનો દાખલો આપી બોધ કરેછે કે:

"તુલસી એસા ધ્યાન ધર, જૈસા ગિયાનકા શાઇ;
મુમેં તૃણ ચાના તુટે, ચેત રાખે બાછાઇ."

આ ક્રિયાથી તેનો પ્રાણ પવિત્ર, એટલે દમ પાક, થઇ હમેશ પોતાનાં મનસોચ્ચારણમાં જાગૃત રહે છે. સત્ય વચન (=હાદોખ્ત) વડે જ્યારે આ પાક દમનો જે પ્રવાહ નિકળે છે તેને ઈરાની સાલેકે "સ્રઓષ્" કહેલો ધારૂંછું. દરેક પવિત્ર આદમીમાં એ પ્રવાહની થોડી ઘણી શકિત રહેછેજ. (જુઓ સરોષ યશ્ત-૧૨). જુવાન આદમીમાં એ પ્રવાહ વધારે શકિતવંત હોયછે (કિતો-૬). એ શકિત વડે ગઈ વાત જણાયછે એટલુંજ નહિં પણ અગાડી શું થવાનું, કોઇ શું કહેવાનો તે કહી શકાયછે. વળી એથી પણ વધારે કોઇ શું લખી શકશે તે લખાણ દિલની એટલે મનની આંખે વાંચી કે પઢી શકાયછે (કિતો-૩). એ પ્રવાહના ચાર ભાગછે તેમાંથ-(=અહુર-મઝદ શબ્દ)નો બનેલોછે. આ સ્રોત (=પ્રવાહ)ને તોડવા અવગત આત્માને દેવ દરૂજો તેની તરફ ફુંફાડાભર આવે છે ખરા પણ તે પાકદમના ફુંફાડાની પ્રકાશિત કિરણની હારે (કિતો-૮) પાછા પડી હારખાઇ અંધારાંમાં જઇ ભરાઇ રહે છે (કિતો-૭). આ અહૂની ઉત્તમ ખુબીઓ વડે "તએર" પહાડ પર રહેનારા અમષાસ્પંદો(=મૂનિવર) પોતાની હયાતી બાદ સેંકડો વરસ પછી થયલા જરથુસ્તનો જન્મ અગમ જાણતા, કારણકે તેઓ એ પહાડ પર તુફાની પવનમાં ડુંગરની ટોચો, નદી, નાળાં, વહેળા, નિચે જમીન, ઉપર આકાશની લીલા નજરમાં રમતી રાખી પોતાની બનાવેલી યશ્ન હપ્તહંહાઇતિ પઢતા તેના ૪૧મા હામાં તેઓ કહેછે કે "અહુરમઝદ તથા જરથુસ્તને વખાણીએ." આ ખુબી અંતરજગત વિષે છે. બહારનાં જગતમાં જે સ્રઓષ રહે છે તે રશ્નુ યઝતનો સાથી અને મહેર યઝતનો દોસ્ત છે. જેમ મહેરની ઉત્પત્તિ સૂર્યથી છે તેમ સ્રઓષ તથા રશ્નુ યઝતની હયાતી મહેર વડે છે. (મહેર યશ્ત-૨૦). સૂર્યના માર્ગે મહેર ફરતો રહે છે (કિતો-૨૧) તેથી તે જરાએ જંપ મારતો નથી (કિત્તા-૨૬). તેની જમણી તરફ સ્રઓષ, ડાબી તરફ

રશ્નુ યઝત, અને શ્યાસે પાસે પાક ફ્રરોહરો ચાલે છે (ફ્રિતો-૨૫.) અ-ઓપનો સંબધ ફક્ત પૃથ્વિ પરની હવા જોડે છે પણ મહેર અને રશ્નુ તો આખી સૃષ્ટિ જોડે સંબંધ રાખી ગમે ત્યાં જઈ શકે છે. સૂર્યને પુરાતન ઇરાની લોક પોતાના દેશની દક્ષિણે દેખતા તેથી તેનું તેજ દક્ષિણથી ઉતરે આવતુ તે સીધું તથા પાકીઝગી પેદા કરતું આવતું, તેના પર આ બે યઝત રહેલા કહ્યા છે. મહેર જોડેજ તેની માફકસર રોશનીમાં આપો ફ્રરોહર ફરે છે તેથી ઉઠમણાંની બામદાદે પાક માણસનો જાન મહેર જોતાંજ ઉપર ચઢે છે (વંદીદાદ-૧૯). માટે પાક મીનો જહાનમાં જવાના માર્ગના પાક જાનના સંબધે ખુરશેદ, મહેર, અઓપ, તથા રશ્ને યઝત આખર ખપ આવે છે તેથી વંદીદાદમાં પહેલાં ત્રણ યઝતની આરાધાના વિશેષ દેખાડી છે. એમ જ્યારે મ એકસાન થાવ છે ત્યારે તેને અગમચેતી તથા સામાના વિચાર જણાય છે, એટલે ચમત્કારિક ઇશ્વર-જ્ઞાન શકિત આવે છે. એ પરથી આત્માનો ઉત્તમ પ્રકાર (નફ્સે ઇન્સાની) દેખાઇ આવે છે. આ શકિત મનસોચ્ચારણે મનુષ્યમાં આવે છે, પણ પશુમાં આવી શકતી નથી. માટે ઇરાની સાલેકોએ કહ્યું છે કે અખો મનુષ્યમાં છે, હેવાનમાં નથી. મુસા પેગમબરે "અહૂ" ને અહુન્-અહુન=હૈયાતી ધરાવનાર સમજી તેનો અર્થ રૂહ (=આત્મા) કર્યો છે. તેથી બાઇબલમાં કહ્યું છે કે આત્મા મનુષ્યમાં છે, પશુમાં નથી. ૧૬૫)માં પાનાંમાં કહ્યા પ્રમાણે યથાનો પાયો પણ બાદશાહ હોષંગે પોતાનું હૈયું ખુલી ગયા પરથી અહૂ શબ્દ પર રાખ્યો છે. "અહુર" નામ બોલ્યા કરતાં હૈયું ખુલી "અહૂ"ની ખુબી દીપે છે તેથી અહુર તથા અહૂ વચ્ચે નિકટ સંબંધ રહ્યો છે તેનેજ લીધે અહુર-મઝદ શબ્દ અહૂના અર્થમાં બહુ ઠેકાણે જરથુસ્તે વાપર્યો છે, એમ હું સમજું છું: "વીસ્પો[1]-વીદ્વાઓ અહુર-મઝદ[2] અખ્ફ્નો[3] અહિ[4] અબ્દઙ્હો[5]"=સર્વજ્ઞ[1] અહુર-મઝદ[2] (=અહૂ=અખો=પાકદમ)! વગર-સ્વપ્નવાળો,[3] અભંગ[5] તું છે[4]—વંદીદાદ-૧૯

દએના=(ઝં. દી=પે. તથા ફા. દીદન=*L.* Video =સં. ધી=જોવું, એ ધાતું પરથી) જે વડે ખરૂં ખોટું જણાય તે, મન.

બઓધો=(ઝં. બુધ=સં. બુધ્=ફા.બુઝ=L. Patare=બુઝવું, જાણવું, એ ધાતુ પરથી શુધ્ધિ-બુધ્ધિ, બુદ્ધિ-તત્વ, જ્ઞાન (=જાન=Animal and Vital spirits); જે (બહેશ્તી કે દોઝખી) જણાવાનો તે(જાન)

ઉર્વન્-(ઝં. ઉરૂ+અન્, રૂ-રવ=જવું તે પરથી) જનારો (?), રવાન, આત્મા (Soul)

ફ્રવષિ=સં. પ્રવર્ત્તિ=પે. તથા ફા. ફ્રરવર, ફ્રરોહર=સૂક્ષ્મ જીવ, આત્મ-તત્વ. (spirit).

આ પાંચો આત્મ-તત્વ જુદાં દેખાય છે તોય, જેમ બરફ, કરાં, તથા નિમક એકજ વસ્તુનાં બનેલાં છે તેમ, એ પંચ તત્વ પણ એકજ ત-

જનમાંથી બનેલાં છે. (સદદર–૭૧ ). જામાસ્પીમાં કહ્યું છે કે "આદમીનાં બદનમાં પાંચ મીનો (=અદષ્ટ તત્વ) રહે છે—જાન, રવાન, અખો, બોધો, તથા ફરોહર. એ સઘળાં જાનની મદદથી બદનમાં રહી શકે છે.જ્યારે જાન નિકળી જાય ત્યારે બાકીનાં ચાર તત્વ પણ નિકળી જાય. અખો મીનો (=આકાશ) માં ભેળાય; રવાન, બોધો, ફરોહર એ ત્રણ એકઠાં ભેળાય અને હિસાબ આપે. "(પથાંમ્૧ ઝરવો૨–દાતનાંમ્૩જસદ્દતિ૪ યસ્ચ૫ દ્રવંતે૬ યસ્ચ૭ અપઓને૮ ચિન્વદ૯ પેરેતૂમ્૧૦ મઝદદાતાંમ્૧૧ અષઓનીમ્૧૨ ૧૩અઓધસ્ચ૧૪; ૧૫ઉર્વાનેમ્ચ૧૬ ટાનેમ્૧૭ ગએથનાંમ્૧૮ પઇતિ૧૯ જઈદ્યેઈન્તિ૨૦=)અને૧૪ પુરાતમ૨–કાયદાઓ૩નાં(=ઝરવો–દાત=સં.ધાતા અદિત્ય=ધાત=પેશ–દાદ્=હોષંગી=પઓર્યો–દકેષી)પંથોના૧ (માણસોનો) જાન૧૩ કે૫જે દોઝખી–( ઠરવા )–માટે,૬ કે જે૭ બહેશ્તી ( ઠરવા ) માટે૮ (તે- જાન ) સૃષ્ટિ–નિયમે૧૨–ચાલનાર હોરમઝદના–બનાવેલા૧૧ ચિન્વદ૯ પુલને૧૦ પહોંચે છે;૪ અને૧૬ દુનિયાની૧૮ કરણી૧૭(=કૃવપિ) રવાનને૧૫ (અને રવાન કરણીને ) પરસ્પર૧૯ તેઓ–બોલે છે.૨૦—વંદીદાદ–૧૯

આ પરાંના વિદ્વાન ફરામજી રૈઆડીની લીપિમાં "પથાંમ્ ઝરવો–દાતનાંમ=પુરાતમ કાયદા–બાંધેલા નિયમો–ના તારા (પંથી)ને" છે તે લીપિ પરથી ઉપલો મારો અર્થ ખરો હોય એમ ધારૂં છું. હિંદુ ધર્મ પ્રમાણે શિવ એ કાળ, અગ્નિ, વરૂણ, સૂર્ય, યમ, બ્રહ્મા, તથા નારાયણને રૂપે મનાયછે; અને વિષ્ણુ એ સૂર્ય, કાળ, યમ, વાયુ ને આકાશને રૂપે છે. શિવ એ એક રૂદ્ર દેવ છે પણ વિષ્ણુ તો આદિત્ય તથા રૂદ્ર દેવતાઓમાં બન્નેમાં છે. વિષ્ણુથી વડો આદિત્ય છે (ધર્મ સંહિતા–૫૫ ). માટે ઝં. ઝરવન્=કાળ =વિષ્ણુ કે શિવ છે. ઝરવો–દાતમાંથી શિવ–માર્ગ કે વિષ્ણુ–માર્ગ હોય. મનુએ ( ધર્મ શાસ્ત્ર–૨ )માં કહ્યું છે કે બ્રાહ્મણે જનોઇ રૂની અને વૈશ્ય એ ઉણની પહેરવી તે જેતાં અને કસ્તી ઉણનીજ પહેરાય છે તે વિચારતાં ઝરવો–દાતમાંથી પ્રથમ વિષ્ણુ–માર્ગ નિકળ્યો હોય અને તે માર્ગ જે ખેડુતી વર્ગ (સં. વૈશ્ય=ઝ. વાસ્ત્રિયોસ) મૂળ આર્ય–ભૂમિ છોડી સિંધુ પર આવી વસ્યા હતા તેમનો હોય. ઉપલા દેવતાને ખુરશેદ ન્યાયશમાં "હુઅરે–ખ્ષએત (=સૂર્ય તથા યમ), ઝરવાન અ–કરન (=અનાદિ કાળ), વાત–સ્પેંત (=પવિત્ર વાયુ ), થ્વાષ (=આકાશ )" ની જોડે આરાધ્યો છે તે પરથી એ માર્ગનાં તત્વ જડે છે.

પણ મૂળ વિષયતરફ વળતાં આખર આ આત્મ- ગતિ પરથી જણાયછે કે ફરોહરમાં બુધ્ધિ–તત્વ રહ્યું છે. માણસના દેહથી છુટા પડયા પછી જેટલી બુધ્ધિ તથા મન–શક્તિ તેનામાં તેની હૈયાતીમાં હોય છે તેટલીજ બુદ્ધિ તથા શક્તિ તેના ફરોહરમાં રહેછે. આ કારણને લીધે જે સિદ્ધ પુરૂષો જીવતાં સિદ્ધ ચલાવે છે તે મુઆ કેડે પણ ચલાવે છે. એમ

અહુ(=અખો)ની ખુબી તથા સાધન વડે મનુષ્યને એકતા પામવાનો માર્ગ સુઝે છે. પશુને વાચા ન હોવાથી તેમની જડ રહેલી બુદ્ધિને તે સુઝતો નથી. એમાં વાંક આત્માનો નથી, પણ શરીરનાં વિકારી ખોળિયાંનો છે. ફ્રવષિ તો પશુ તેમજ મનુષ્યમાં એકજ પ્રકારની રહે છે. ૨૯ તથા ૯૭ માં પાનામાં કહ્યા પ્રમાણે યોગીની ફ્રવષિ વાઘમાં ભરાય છે તો શિકાર કર્યા કરે છે. એ પરથી જણાશે કે જેવો દેહ ધરવો પડે તેવા દેહના ગુણ તે ફ્રવષિ જોડે રહે છે. આથી પશુના આત્મા એકતા ન પામી.શકવાથી પૃથ્વિ પર રઝળી પાણીની જગાએ વાસો કરે છે પુખ્ત ઉમ્મરે કુદરતી મોતે મરી ગયલા કુતરાનો જાન પોતાની ઉપ-જાતિવાળાં "પાણીમાં" રહેતાં પ્રાણી-દરીઆઇ કુતરા, જળ બિલાડી, કે ઓટર-કને જાય છે (જુઓ વંદીદાદ-૧૩). હિંદુઓ સ્મશાણમાં "ટાઢી વાળે છે," એટલે માણસના મુઆ પછી ત્રીજે દિવસે જે જગ્યા પર તેને બાળ્યું હોય તે જગ્યા પર ટાઢાં પાણીનો ઘડો સવારે મુકી આવે છે. એજ પ્રમાણે પારસીઓ દશમાને દિવસે "બારસ" કરે છે, એટલે પોતાના ઘરમાં જે જગા પર લાશને મુકી હોય તે જગા પર એવાં પાણીના ઘડા મુકે છે. હિંદુઓ એજ દિવસે છાપરાં પર દુધ-પાણી મુકે છે. પારસીઓ મુકતાદ અગાડી તાજાં પાણીનાં સ્વચ્છ વાસણો મુકી રાખેછે. આ સઘળાંથી ગત કે અગત આત્માની શાંતિ સચવાઇ રહે છે. જળ કાંઠે પરિયાંનો વાસ કહેવાય છે તે પણ એજ કારણે હોય, એમ ધારૂં છું.

આપણાં ખોળિયાંમાં સારૂં માઠું વિચારનાર તથા હુંહું કરી બોલનાર એ કોણ છે તે શોધી કાઢવાને પ્રાચીન હિંદુ આર્યોએ બને તેટલી કલ્પના દોડાવી છે, તેનું ફળ એ નિપજ્યું કે આત્મા વિષેના જુદા જુદા મત નિકળ્યા, અને તે જુદા જુદા મતે જુદા જુદા આઠ માર્ગ પડયાઃ પાંચ વેદને માનનારા—વેદાંત, ન્યાયી, મિમાંસા, પતંજલિ, તથા સાંખ્ય—અને ત્રણ વેદને ન માનનારા—બૌધ્ધ, જૈન, તથા ચાર્વાક—છે.

આપણી પાચન ક્રિયા ચલાવનારાં આંતરડાંનો કુદરતી સાંચો વોલ્ટા નામના વિદ્વાને શોધી કાઢેલાં વિજળી ઉત્પન્ન કરવાનાં યંત્ર(Voltaic Piles) જેવો છે. જ્યાં સુધી તે અખંડ રહી અનેક ક્રિયાઓ વડે કાયિક વિજળી ઉત્પન્ન કરી શરીરને સચેત રાખે ત્યાં સુધી શરીરમાં આત્મા રહે છે. પણ ૧૧૫ માં પાનાંમાં કહ્યા પ્રમાણે એ સાંચાનો કોઇ પણ જીગરબંધવાળો ભાગ બગડયો કે તુટયો કે તે નિકળી જાય છે. જ્યારે શરીર જુનું થઇ પડતું જાય છેત્યારે તેનાથી પુરતું લોહી તથા વિજળી પેદા થઇ શકતાં નથી. આથી મનુષ્ય અશકત થઇ મોતને કાંઠે પડે છે. આવા નિયમિત સ્વભાવિક મોતે મરનાર કોઇકજ હોય છે. તેમનું શરીર ધીમે ધીમે અચેત થઇ ઘણા દિવસ બેભાન રહેછે. આ વેળા તેમનો આત્મા મગજના તંતુઓનાં થડમાં ભરાઈ રહેલો હોય છે. મગજ જે કાયિક વિજ-

બીનું મુખ્ય મથક ત્યાં પણ જ્યારે વિજળી ખુટી જઇ મગજમાં જીવ ર-હો ન રહો જેવો રહેછે ત્યારે મગજના તંતુમાં ખેંચતાણુ થઇ આત્મા ઘણુ ઘણુતો નાક વાટે બહાર નિકળી પડે છે, અને પોતાના માથાં નિચેની જગાં પર, જો પવિત્ર હોય છે તો, ત્રણુ રાત મુડદાલ પડી રહે છે. હિંદુઓમાં, મનુના( સ્માર્ત સૂત્ર ગૃહ્યમાં )કહ્યા પ્રમાણે ચેહના અગ્નિ ખૂણે આહવનીય દેવતા મુકે છે તેની ઈશાન ભણી ખાડો ખોદયો હોયછે તેમાં તે આત્મા રહે છે પારસીએ મરતાં માણસનાં શરીરમાંથી જીવ નિકળી ગયા પછી એક પહોર થઇ રહે ત્યાર કેડે તેની લાશને ઠેકાણે પાડે છે, પણ હિંદુઓ તો જીવ નિકળી ગયો કેજ તુરત સ્મશાણે મુડદાંને લઈ જાય છે એટલા માટે ચેહ આગળ આત્માને નિકળી પડવાનો બનાવ બનતો હોય.

આત્મા કેમ નિકળે છે તે વિષે મીનો ખીરદ તથા અવસ્તાના ખંડિત ભાગમાં કહ્યું છે કે જ્યારે મનુષ્યના શરીરમાંથી આત્મા નિકળી પડે છે ત્યારે તેની પડોસમાં આવતા કે ભમ્યા કરતા ગત કે અવગત આત્માઓ તેની પુછપરછ કરતાં પુછેછે કે તું દેહ છોડી કેમ આવી શકયો? ત્યારે તેઓમાંથી કોઇ સમજુ આત્મા તેમને વારેછે અને કહેછે કે "જેને તું પુછે છે તેને તું ન પુછ, શરીર તથા આત્મા જુદાં પડતાં, એતો ભયમારતા, ડરામણાં, ધુજાવતા માર્ગે આવ્યો છે."

હવે જો આત્મા પોતાની મૂળ સ્વચ્છતામાં રહ્યો હોયછે તો પહાડ પર દે-વતાઇ ન્યાય સ્થળ=વિવસ્વત પુરી=ઝં. ચિન્વદ્ પેરેતુ=ફા. ચિન્વદ્ પુલ=માં થતો કે વિમાન ચઢે તેમ આકાશમાં ચઢી (જુઓ ધર્મ–સંહિતા–૧૯માં) સ્વયં–પ્રકાશ શક્તિ પ્રમાણે એક સ્થળ ધરીને રહેછે. "અમરતા એ નિયમી જનના આત્માની ઈચ્છા છે"—યશ્ન–૪૪. પણ જેમનાં પાપ પુ-ણ્ય સરખાં હોયછે, એટલે જેમણે આત્માનું તેજ બગાડયું તેમજ સુધાર્યું હોય છે, તેમનો આત્મા મધ્ય લોકમાં એટલે આકાશ–મધ્ય, કે હમેશ-ગાન (=ઝં. મિસ્વાન ગાતુ=ફા. બાદ પાયા બહેસ્ત)માં રહે છે. વિવસ્વ-ત પુરી=ચિન્વદ્ પુલ પણ ત્યાંજ છે. "સો મરદની ઉંચાઇએ ચિન્વદ્ પુલની નજદીક ચકાદ દાઇતિ પહાડ છે. તે પહાડ પર ગુજરેલાં રવાન-નો ઇનસાફ થાયછે"-(બુન દહેશ્ને). "પોતીકા–નિયમવાળાં હમેશ ઘેહા-નના અહુરમઝદે સર્જેલા ચિન્વદ પુલને યાદ કરૂં"—વંદીદાદ-૧૯

આત્મા કેવો છે તે વિષે યાજ્ઞ વલ્કય કહે છે કે જેમ મીઠાંનો ગાં-ગડો પાણીમાં નાખીએ તો તે પિગળી જાય છે, ને પાછો તે ગાંગડો બહાર કાઢી શકાતો નથી: તેમ "હે મૈત્રી! આ મહાન આત્મા જે અનંત અને અપાર છે અને જે જ્ઞાન સિવાય બીજા કશાંનો બનેલો નથી તે આ તત્વોમાંથી નિકળેછે ને પાછો તેમાં લોપ થઇ જાયછે."

વળી કઠ ઉપનિષદમાં કહે છે કે "આત્મા કંઇ વેદથી કે બુદ્ધિથી કે ઘણી વિધ્યાથી મળતો નથી...પણુ જે પોતાની 'દુર્વાસનાથી' પ્રથમ

ફર્યો નથી, જે શાંત અને નમ્ર નથી, જેનું મન નિરાંત નથી, તે જ્ઞાનથી પણ આત્માને કદી પામવાનો નથી. જે શ્વાસ આપણે ઉપર ખેંચીએ છીએ અને જે પાછો નિચે બહાર કાઢી નાખીએ છીએ તે શ્વાસથી કોઇ પણ માણસ જીવતું નથી, આપણે તો 'બીજા શ્વાસથી' જીવીએ છીએ કે જેમાં આ બન્ને શ્વાસો સમાયલા છે."

વ્યાસે શિવ પુરાણમાં (સનત્કુમાર સંહિતા–૫૫માં) કહ્યું છે કે આત્મા નાડી--ચક્રની અંદર રહેલો છે. નાભિના મધ્ય ભાગમાં સૂર્ય–મંડળ છે તે મંડળની મધ્યે ચંદ્ર–મંડળ છે ને તેની અંદર દુ:ખ–રહિત પરમાત્મા રહ્યા છે. એ પરમાત્માથી સર્વ શરીર વ્યાપ્ત છે. ( કિતો-૩૬)

હવે આત્મા વિષે કહી રહ્યા પછી બુદ્ધિ કેમ જન્મે છે તે વિષે વર્ણન કરૂં છું. છોકરૂં જ્યાં સુધી માના ગર્ભમાં હોય છે ત્યાં સુધી માની નસો માનું લોહી તે છોકરાંની નાભિ વાટે તેની ઉઘરતી નસોમાં દાખલ થતું રહી તે છોકરાંને જીવાડે છે, પણ તે જનમ્યું કે તે દમ લેવા માડે છે. પ્રાણ નિરંતર ચાલ્યાથી અંગમાં ગરમી ચાલુ રહે છે ને તેથી લોહી ફર્યા કરે છે, લોહીનાં આવી રીતે ફરવાથી, તથા પ્રાણ ચાલવાથી તથા પાચન ક્રિયાથી કાયિક વિજળી પેદા થાયછે. "અવયવોના હાલવાએ તથા રસાયન સંયોગ વાળી ક્રિયાએ શરીરમાં જે વિજળી ઉત્પન્ન થાય છે તે સિવાય વળી પ્રાણીઓના તંતુમાં કુદરતી વિજળી રહેછે. જે તંતુના રેષામાં નિરાકર્ષક વિજળી રહે છે તેના મધ્ય ભાગ માંથી નિકળી જે રેષામાં આકર્ષક વિજળી રહે છે ત્યાં તેમની સપાટી સુધી એ વિજળીના પ્રવાહ ફરતા રહે છે. એમ આડા તથા ઉભા તંતુઓના રેષાઓમાં આ બે પ્રકારની વિજળી સામ સામુ બાઝતી રહેછે" —*Hooper.* આપણાં ભેજાંનાં થડમાંથી નવ મોટા તંતુઓ નિકળે છે. તે આપણી પાંચે ઇંદ્રિ—આંખ, નાક, કાન, જીભ, તથા ચામડી—સાથે જોડાયલા છે. આથી જે કઇ ક્રિયા કોઇ પણ ઇંદ્રિ પર થાય તેની ખબર એ તંતુ માર્ગે મગજને મળે છે. ખરૂં જોતાં, એ પાંચે ઇંદ્રિઓ નવ તંતુના માત્ર છેડા છે, તેથી જે ક્રિયા એક છેડે થાય તે બીજે છેડે કાયિક વિજળીને લીધે ઝટ પુગે છે. "સઘળાં પ્રાણીને કંઇ પાંચે ઇંદ્રિનું જ્ઞાન હોતું નથી, કોઈને એકનું, કોઇને બેનું, કોઇને ત્રણ ઇંદ્રિનું જ્ઞાન હોય છે."(—Paley). એમ બહારના જગતનું જ્ઞાન ઇંદ્રિપર થતાં કાર્ય વડે આપણને મળેછે. એટલે કે આંખ પર દીવાની રોશની પડી તેથી આંખના જ્ઞાન–તંતુએ તે ખબર મગજે પુગાડી, એથી જ્ઞાન થયું કે દીવા બળતો હોય છે તે ગરમ તથા પ્રકાશિત હોયછે, અને રંગે સફેદ હોયછે. કુતરૂં ભસ્યું તેનો અવાજ કાનના જ્ઞાન-તંતુઓ પર ગયો ને ત્યાંથી મગજે ખબર પુગી તેથી જ્ઞાન થયું કે કુતરો આવા અવાજે ભસેછે. એક મન ગમતું ફુળ જ્ઞા-

ડ પરથી તોડીને ખાધું. ખાતાં તે જીભે ગળ્યું ને લહેઝતદાર લાગું આ પરથી જ્ઞાન થયું કે જીભ પર સારી મન ગમતી અમુક અસર થઈ તેને મીઠો સ્વાદ કહેછે. બળતું લાકડું હાથમાં ધરતાં ચામડીને હુનું લાગું, તેની ખબર મગજે ગઇ. તે પરથી જ્ઞાન થયું કે ચામડીને હુનું લાગેછે તેને ગરમી કહેછે. સુગંધી ફુલ નાકને લગાડયુ તેથી નાકને તેની સોડમ ગમી, તેની ખબર મગજે ગઇ તેથી જ્ઞાન થયુંછે કે મધુર વાસને સુગંધ કહેછે. એની રીતે ઈંદ્રિ-જ્ઞાનથી બહારના જગતનું આપણને ધીમે ધીમે જ્ઞાન મળેછે. એ જ્ઞાનને અમુક નામ આપી ઓળખીએ છીએ. એમ છોકરૂં જેમ જેમ મોટું થતું જાય અને સૃષ્ટિ ક્રિયાના સંબંધમાં વિશેષ આવતું જાય, તેમ તેમ અનુભવ વધતાં જ્ઞાન મળતું જાયછે. દુનિયાની શરૂઆતમાં ઇરાની આર્ય લોકની વસ્તિ જેમ જેમ દક્ષિણ તરફ આબાદ થતી ગઇ અને નવાં નવાં શહેર વસાતાં ગયાં, તેમ તેમ તેઓનું અનુભવ-જ્ઞાન સૃષ્ટિના સંબંધમાં વધતું ગયુ તે જ્ઞાનનું ઉત્તમ ચિત્ર વંદીદાદની પહેલી ફરગર્દ છે. એવું જ્ઞાન એકજ ક્રિયા વડે મળ્યા કરેછે તે ક્રિયાને "બુદ્ધિ" કહે છે. ઉમરે પુગતાં એ બુદ્ધિ પણ વધતી જાયછે, ને તે વડે ખરૂં ખોટું સમજવાની શકિત આવે છે. એ શકિત વડે બન્ને બાજુના સારા માઠા વિચાર કરી શકીએ છીએ. એ ક્રિયા તથા શકિતને "મન" કે "અંતરજામિ" કહે છે. અંતર જામિનો વધારે ઉપયોગ કરતાં તર્ક શાકત અને તેની જોડે કલ્પના શકિત ઉત્પન્ન થાયછે. એમ જ્યાં સુધી શરીરનો સાંચો સીધો ને અખંડ ચાલ્યા કરે ત્યાં સુધી મનુષ્યમાં આત્મા, જીવ, પ્રાણ, બુદ્ધિ, અંતરજામિ, ને બીજી શકિતઓ રહેછે: જીવ નિકળી ગયો કે પ્રાણ બંધ પડેછે ને તેની સાથે બીજી ક્રિયા પણ અલોપ થઇ જાયછે. આ જીવની રમત જરથુસ્તના મોં અગાડી કેવી રમી રહી હશે કે તે ત્રણ શબ્દે બધું સમજાવે છે:—"નહિં ધિક્કારૂં ઇશ્વરી સુધર્મને તે (લાલચ)સારૂ; નહિંજ (જો) હાડ, નહિંજ (જો) અંગ-ગરમી (=જીવ), નહિંજ (જો) જાન જુદો પડે (તોય)"—વંદીદાદ-૧૯ આ પરથી જણાયછે કે હાડ, જીવ, ને બુદ્ધિ એ ત્રણે એકકી નજરે તેની મૂઠીમાં હતાં.

આ સઘળું એકંદરે ધ્યાનમાં લેતાં જણાશે કે પ્રાચીન કાળના યોગેશ્વરોને દેહી આત્માનાં વળગણ કે સંબંધીઓ—જેવાંકે અહમ્-તત્વ, ચૈતન્ય, બુદ્ધ-તત્વ, પ્રાણ—એ સઘળાં જુદાં જુદાં જણાયાં છે તે સંપ્રજ્ઞાત સમાધિમાં દેખાયલાં હોવાં જોઇએ. તેમાં ચાર્વાક જેવા આત્મજ્ઞાનીએ એવો મત ચલાવ્યો કે જેમ પાન સોપારી, કાથા તથા ચુનાનું બીડું ચાવવાથી થુંક રાતી થાય છે, એટલે પાન, સોપારી, ચુનો, કાથો એ જુદી જુદી તથા જુદા જુદા રંગની વસ્તુ છતાં તેમના સંયોગે રાતો રંગ ઉપજે છે: તેમ શરીરમાં પંચતત્વોના સંયોગે "જીવ" ઉત્પન્ન થયો.

છે. માટે એખમો જુદો જીવ કંઈ હેયાત નથી. (જુઓ પ્રબોધ ચંદ્રોદય). આ વિદ્વાનની માફકજ યુનાની ફિલસુફ એપિકયુરસ (Epicurus) પણ સંપ્રજ્ઞાત સમાધિના સમારંભમાં આત્મા નહિં પણ "જીવ"ને જોઇ, આત્માની જુદી હૈયાતી ન માની, છેતરાયલો જણાયછે.

આત્મ-તત્વો તથા શરીર જુદું છે એ જોવા તથા જાણવાનો પ્રસંગ એકાગ્ર ચિત્તે ધ્યાન ધરી યોગ-આસન પર સિંહાસને રાતે બેઠા પછી સરસ રીતે મળેછે. મન, આત્મા, ને જીવ સજાગૃત રહી એક નળીમાં ફુંકન ક્રિયા કરતાં જણાયછે. શરીર મંદ તથા અચેત થઈ ગયાથી આંખમાં તથા મગજમાં ભર ઉંઘ રહેછે, શુદ્ધિ છતાં જાગૃત થવાનું મન કર્યા છતાં આંખ ઉઘડતી નથી, કે નથી હાથ પગ ઉચકાતા. ધ્યાન છોડયું કે કાયિક વિજળી જોઇતી રીતે પાછીફરી વળે છે ને અવયવો સચેત થાયછે, ત્યારે શરીર જાગૃત બને છે.

"૧૨૫" ધર્મ એ કલ્પનાનું ફળ—એ શોધી કાઢવા માટે કોઈ પણ ધર્મની તપાસ સારૂ ત્રણ વાત ધ્યાન પર રાખવીઃ ૧) જગત જેવું મનને લાગ્યું હોય તેવા દેખાવનું વર્ણન; ૨) ચમત્કારિક ભાસતા દેખાવની વખાણ; ૩) તર્ક શક્તિ વડે કલ્પી શકાય તેવું સુભાષિત વર્ણન ઘણાક માર્ગ તથા પંથ આ ત્રીજા ભાગમાં આવશે. એ પંથો તર્ક શકિત વડે સાધારણ અક્કલે શોભશે, પણ આત્માના સંબંધમાં તેઓ જોઇતો ફાયદો ઉપજાવી શકવાના નથી. કબીરી પંથ કે જે હલકા લોક અને સાધારણ સાધુ સંતમાં વિશેષ ચાલેલો છે તે આ પ્રકારનો છતાં તેના ૫) નિયમ મનુષ્યને યોગની પાળ પર લાવેછે તેથીતે સરસ દેખાયછેઃ ૧) મનુષ્ય કે પ્રાણીના જીવને ન મારવો, કારણકે તે ઇશ્વરી બક્ષેશ છે. ૨) દયા એ ઉત્તમ સદ્દગુણ છે, અને જીવ મારવો એ મહા પાપ છે. ૩) સાચવટ એ કૃતિનો મોટો નિયમ છે, કારણ કે ભવ-દુઃખ તથા ઇશ્વર-અજ્ઞાનતા માયાને લીધે છે. ૪) વનવાસ આવશ્યક છે, કારણકે સંસારની માયા એ મનની શાંતિ તથા અખંડિત ઇશ્વરોપાસનાની શત્રુછે. ૫) ગુરૂની આજ્ઞા પાળવી. આ પંથ પંદરમી સદીથી બંગાળામાં શરૂ થયો હતો.

"૧૨૫—ઝંદ ભાષા સંસ્કૃતની વડી બહેન—ઝંદના મૂળાક્ષરો જમણા હાથથી ડાબા હાથ તરફ લખાયછે. એથી એ અક્ષરો, આપણા મૂળાક્ષરો જોતાં, ઉંધા દેખાય છે. સંસ્કૃત ભાષાના મૂળાક્ષરો બગડીને ગુજરાતી મૂળાક્ષરો થયાછે. એ ગુજરાતી મૂળાક્ષરોના પહેલા અરધા અરધા કટકા ઉંધા પાડી ઝંદ મૂળાક્ષરો જોડે સરખાવતાં તેઓ એક બીજાને બરોબર પાસેપાસ હજીએ મળતા જણાશે. વર્ગ-મૂળને અંગ્રેજીમાં રૂટ(=root)કહેછે તેથી જે સંખ્યાનું વર્ગ-મૂળ કાઢવું હોયછે તેની અગાડી એ શબ્દનો અધાક્ષરr(ર) સંજ્ઞા તરીકે મુકાયછે. એrનું ઉપલુ પાંખડું લખાતાંr— સંજ્ઞા થઇ ગઇછે. એજ પ્રમાણે જેમ જેમ લીપિ-જ્ઞાન વધતું ગયું તેમ તે-

મ અક્ષરો સુધરતા જઇ સંસ્કૃતના મૂળાક્ષરો થયા. એમ એ અસલ ઝંદ ભાષાના મૂળાક્ષરો વખત જતાં તેમના આકારમાં લંબાયા. તે આકાર ગાડેજ બદલાઈ મૂળ અક્ષરો પર વળણ રહી સંસ્કૃતમાંથી ગુજરાતી થયા. એમ છ,ભ, ઘ, ળ, ક્ષ, જ્ઞ, તથા મૂર્ધ્ધાસ્થાનના અક્ષરોકે જે ભાષાના વિશેષ અભ્યાસે પાછળ વધ્યાછે તે સિવાય, સઘળા ગુજરાતી અક્ષરો ઝંદ ભાષામાંથી સીધા ગળડતા આવ્યા છે. આ પરથી જણાશે કે ઉત્તર કુરુ દેશમાં (જુઓ બુદ્ધિ-પ્રકાશ પુ. ૨૦–૬૪ ) પારસી તથા હિંદુ પાસો પાસ રહેતા હતા. આ દેશ પશ્ચિમ તાતારની પૂર્વમાં હોય; કારણકે ભવિષ્યોતર પુરાણમાં લખ્યુંછે કે વૈવસ્વત મનુ મેરૂ પર્વત આગળ રહેતા હતા. મેરૂ પર્વત પર આકાશમાંથી સ્વર્ગ-ગંગા (=અરદુઇસૂર) ચાર નદીના રૂપે વહેછે–દક્ષિણ તરફ એટલે હિંદુસ્તાનમાં ગંગા નદી, ઉત્તર તરફ તાતાર દેશમાં ભદ્ર સોમા, પૂર્વ તરફ સીતા, ને પશ્ચિમ તરફ ચક્ષ (=ઝં.વહે-દાઇતિ?)છે. શિવ પુરાણ(ધર્મ-સંહિતા-૩૩)માં એ નદીઓને અલકનંદા (=મેહ રોદ), ભદ્રા, સીતા [ઝં.(અન-અ)-હિતા],ને સુચક્ષુ:(=બુનદહેસ્નેમાં કહેલી સમરકંદમાં વહેતી ચાશ રોદ=ઓજંદ નદી કે જે વેહ રોદ=અમૂ=સુચમુ:=Oxus નદીનો ફાંટો છે તે) કહી છે. મુસાએ પણ (જેનેસિસ–૨માં ) કહ્યુંછે કે અદનની વાડીમાંથી એક નદીના ચાર ફાંટા વહેતા હતા. અર્દુઇસૂર હુકર્ય પહાડમાંથી નિકળે છે માટે ઝં. "હુ-કેરે" કે "હુ-કર્ઈર્ય"=સં કુરુ હોય. મેરુ એ ઝંદ મઓરૂ=મર્વ શહેરને મળતો જણાય છે, પણ આ નદીઓના સંબંધે જોતાં તે બિલોર ટગ પહાડો તથા થ્યાનશાન (=સ્વર્ગી) પર્વતના જંગમ ભણી [ જુઓ ૧૫૪માં પાનામાં ] જણાયછે કે જેની તળેટીએ ઈરાન વેજ હતું ને તેની પાસે ઝ. સુધ્ધા(=Gr.Sogdiana=સુખ–ધામ=સ્વર્ગી મુલક )=બોખારિયાનો પ્રદેશ હતો અને તેનું મુખ્ય શહેર સ-મર-કંદ =Gr. Markanda હતું. મેરુને સુ-મેરુ પણ કહ્યો છે તેથી તે આ સુ-મેરુ–ખંડ=સ-મર-કંદવાળો પ્રદેશ કે બિલોર ટગ પહાડ તથા થ્યાનશાન પર્વતનો પશ્ચિમ ભાગ ધારૂંછું. વ્યાસે [ ધર્મ – સંહિતા – ૩૩માં ] કહ્યુંછે કે ગંધ-માદન પર્વત મેરૂની દક્ષિણે અને ( સનત્કુમાર સંહિતા-૧માં) ભરતખંડની પશ્ચિમે છે. આથી ગંધ-માદન પર્વત સુલેમાનં પહાડો જણાયછે અને તેથી તેની ઉત્તરના તાતાર દેશમાં મેરુનો પ્રદેશ હોવો જોઇએ. મેરૂની પહોળાઇ દક્ષિણ-ઉત્તર કહીછે તેથી થ્યાનશાન પર્વતનો પશ્ચિમ ભાગ વિશેષ જણાયછે. મેરૂની દક્ષિણ હદ પામિરના મેદાન સુધી બિલોર ટગ પહાડની જણાયછે. " મેરૂને જમણા હાથ તરફ મુકી જાંબુના મૂળમાં પેસતાં દ્વીપની વચ્ચે તે મેરૂ કમળની નાળ માફક જણાય છે, મેરૂની જમણી બાજુ મુકી કૈલાસ પર્વત છે. કૈલાસના દક્ષિણ પડખામાં હિમાલયછે." ( કિરાતા-૪ ). કુરૂ દેશ મેરૂની ઉત્તરે આવેલો કહ્યો છે (ધર્મ-સંહિતા-૩૩ ) અને તે અવસ્તામાં કહેલા હુ-કેરે પહાડ

ને મળતો છે તે પરથી જણાયછે કે એ કુરૂ દેશ બોખારિયાની ઈશાને હોય. વિવસ્વત મનુ તે ઝં.વીવંઙ.હાઓ=ફા. વીવાંમ જે જમશેદ બાદશાહનો બાપ હતો તે, સંત પુરૂષ છે.

જોકે પ્રાચીન યહુદીની તથા હાલના બીજની યજ્ઞ કુંડની ક્રિયા બારીકીથી તપાસતા તેઓ તુર્ષ (=સં.તુરૂષ્ક=ઝં તુરાની) લોકના પડોસમાં વસેલા [ જુઓ ધર્મ સંહિતા-૩૪ ] સંભવેછે, તોય તો, પ્રાચીન હિંદુઓ મુગલાઇ તથા તુરકી રીત પ્રમાણે મુડદાંને દાટતા [ જુઓ ઋગવેદ-મંડળ ૧૦] અને હાલ પણ સન્યાસી, સાધુ, તથા દોઢ વરસ સુધીનાં નાનાં છોકરાંને તેઓ અગ્નિદા નહિં પણ ભૂમિદા કરેછે અને ખ્રિસ્તિ લોક કરેછે તેવી સન્યાસી તથા સાધુ પર સમાધ એટલે દેવડી કરછે તે જોતાં, તેઓમાં એક બીજાનો એટલો તો નિકટ સંબંધ હતો કે તેમની ભાષા પણ સરખી હતી એટલુંજ નહિં પણ લખવાના મૂળાક્ષર પણ સરખાજ હતા. આપણે હાલની સુધરેલી ગુજરાતી ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવી, સુધરેલ લોકથી વિખુટા પડેલા, અસલ રીતના, અભણ લોકને ગુજરાતની ઉત્તરમાં જોઇએ છિએ તો તેઓ જોડાક્ષર તોડી સાદા અક્ષર વાપરતા જણાય છે. ઘણાક શબ્દોમાં પુષ્ટિની 'ય' વાપરેછે;હ્રસ્વ સ્વરની ગુણા વાપરે છે; "ળ" તથા "ડ"ને બદલે "ર", "સ"ને બદલે "હ", "ક"ને બદલે "ચ", 'આં'ને બદલે "ઓં" બોલેછે; અને કેટલીક વાર તો શબ્દના અક્ષર આગળ પાછળ કરેછે. ભાષાનું મૂળ વળણ તેની સ્વભાવિક સાદાઇ પર જવા સારૂ હમેશ રહેછે તેને લીધે આવો ભાષા-ભેદ રહેછે. હાલને સમે પારસીઓની સ્વભાષા જોકે ગુજરાતી છે તોય તેઓ, સુધરેલ છતાં, એ વળણ પર ઉતરેછે. બલકે હિંદુ ગુજરાતીમાં પણ એ વળગુ હજી રહ્યું છે: દાખલા તરીકે—ભિક્ષા=ભીખ; ફા. નક્ષ—નકશો. સ્કૂલ-ઇસકોલ; વાગું-વાઇગું. નિમવું-નેમવું; ટીપ-ટેપ; ઈધાની-એધાણી; મુદ્દા-મોઇ; કુઇ કોઇ; સુનું-સોનું; ઉત્સવ-ઓચ્છવ. છોડું-છોરૂં, હોજડી-હોજરી; એમાં ડને બદલે ર હજી છે. કીચ્ચળ-કીચ્ચડ. ઓવારવું-ઓવાળવું; વાળણુ-વારણુ. દાંતરા તથા મપારા શબ્દમાં ળ ને બદલે અસલ ર હજી રહીગયેછે. વરસો-વરસાં; દફતરો-દફતરાં. આ બહુ વચનનો પ્રત્યય આ=ફા. આન્-આં=ઝ. આંમ્ છે. સારૂં=હારૂં. એ વળણુ જર્મન ભાષામાં હજી છે. ઝં દસ=સં.દશ=ફા. દેહ=Ger. Zehen, એટલે ઝં=સ=સં.શ= *Ger* હ. છે. (જુઓ Origin of *Language*, p. 132). કેમ-ચેમ; નાક-નોંક; ભાંય-ભોંય. આવાં ઉચ્ચારણ હજી સંહાર, માંસ, વંશ=સોંહાર, મોંસ, વોંશમાં રહેલાં જણાય છે. આ વળણુ મૂળ ભાષાનું જ છે. ગુ. ઓં=ઝ. ઓ. ર. છે. ઝંદમાં ઘણુંક શબ્દોમાં ફાલતુ પણ સત્વ વાચક નામ દર્શક અનુનાસિક અક્ષર ઙ. સ્વર પછી આવેછે, ને એની જોડે તે સ્વરની ગુણા કે વૃદ્ધિ થાયછે. સાટકો-સાકટો; છાકટો- છાટકે. છેદવું-છેજવું. દાહ-દાઝ. એજ પ્રકારનો ભેદ

ઝંદ તથા સંસ્કૃત વચ્ચે રહ્યો છે; દાખલા, ઝં. પઈરિ-ઈષ્=સં પરિઇક્ષ=પારખવું. ઝ. અએસ્મ=સં. ઈધ્મ=ઇધન, બળતણ. ઝ. અઓખ્ત=સં.ઉક્ત=ઉચ્ચારેલું. ઝ.રૂ=સં.લુ=કાપવું. ઝ.ગર્, સં.ગર્--ગળ્ =ગળવું. ઝં.હઓમ=સં. સોમ. ઝ. ચઇતિ=સં.કતિ=કેટલું.

ઝ. આઓંહન=સં. આસન. ઝ. હિઝ્વા=સં. જિહ્વા=જીભ. મોબેદ પઢતાં ઝં. ઈ તથા ઉ ને "એ" તથાં "ઓ" ઉચ્ચારે છે તે આવાં વળણ પર જવાને લીધે. આ પરથી સ્પષ્ટ જણાશે કે મહા પ્રાચીન કાળમાં, ૧૬૫, ૧૭૫,૨૦૨)માં પાનામાં દેખાડેલાં પ્રમાણ જોતાં, ઉચી જાતનું અક્ષરજ્ઞાન હતું. આપણા મહાપ્રાચીન આર્ય પૂર્વજો ઝંદ ભાષા બોલતા, તેમનોજ "હિંદુ" શબ્દ હજી આપણે વાપરીએ છીએ (જુઓ હમારા મુલ્કી તથા રાજદ્વારી શબ્દ–કોષમાં એ શબ્દ). એમ ઝંદમાંથી સંસ્કૃત જન્મી અને સંસ્કૃતમાંથી પ્રાકૃત ભાષાઓ થઈ, ને તેમનાં પેટામાંથી ગુજરાતી નિકળી. એ ગુજરાતી પાછી પોતાની માતામહ ઝંદ ભાષા પર ઉતરવા કંઇ કંઇ વળણ લે છે.

પાનું ૧૩૧ —અસરકારક* પ્રાર્થના—પ્રાર્થનામાં ત્રણ ભેદ રહે છેઃ– ૧)લી, કર્તવ્ય કર્મવાળી; ૨)જી, સાત્વિક ગુણ ધરાવનારાં પ્રાણી તથા પદાર્થની સ્તુતિવાળી; ૩)જી, આત્મજ્ઞાન વાળી. આ ત્રણ પ્રકારને પ્રાચીન ઇરાનદેશસ્થ વિદ્વાનોએ ૧) દાત (=બાંધેલા નિયમ); ૨) હાત માંથ્ર (=માન આપી મોટાઇ આપવા [=ઇજવા]ની બંદગી); ૩) ગાથા (=આત્મજ્ઞાન વાળી બંદગી)નાં નામ આપ્યાં છે [જુઓ દીન કર્દ]. આ જુદા જુદા ભેદ ૧)વંદીદાદ; ૨) ઇજશ્ને તથા વીસ્પરદ; અને ૩)ગાથામાં છે, પણ ખુર્દે અવસ્તામાં ત્રણે ભેળસેળ છે, ને એજ ભેળસેળે સરોષ બાજ તથા હુશ્બામ સર્વથી સરસ ઉપ–સ્તુતિ છે.

પ્રાર્થનામાં અક્ષર મેળનાં ગણિત વાળાં પ્રમાણની ખુબી હોયછે. (જુઓ પાનું ૧૬૫, ૧૭૫,કે ૨૦૨)તે એક વાત, અને કેવાં ઉચ્ચારણે કાયિક વિજળીનો યોગ્યગતિવાળો પ્રવાહ બહાર પડે એ બીજી વાત હોયછે. જેમ તન તથા મન શુધ્ધ અને એક નેમ પર મંડેલું દૃઢ અંતઃકરણ તથા એક નિષ્ઠાવાળાં જુસ્સાભેર ઉચ્ચારણો, તેમ અસર વધારે ઉત્પન્ન થાય છે (Natural Magic p. 30). આ પાયા પર ધણીક માંથ્રવાણી "ફતેહમંદ, સુખદાયક, તથા દુઃખ ટાળનારી" કહી છે, એમ ધારૂંછું. અહીં બહેશ્ત યશ્તની રચના આ ખુબી દેખાડી શકે છે. એ યશ્ત જો ઘોઘારી અવાજે, પુરતા જુસ્સાએ, યોગ્ય રીતે પઢી હોય છે તો નજર, તોક, કે બલાગતના તાપથી તાવ અને બીજા મંદવાડે પીડાતાં માણસોને ફાયદો થાય છે. ધણી વેળાતો દોઝખી રવાન, દેવ દરૂજ કે ભૂત પ્રેત મનુષ્યને પીડવી મંદવાડ વધારે છે. એવી વખતે કોઇ અષો આદમી, સંત પુરૂ-

મ, કે સારી શક્તિવાળી પવિત્ર જગા પાસે જતાં, જેમ દૂરથી આવતી વાઘની ગંધે બળદ ભડકી નાસે છે તેમ, પવિત્ર આત્માની ભારી સુગંધે તેમજ તેમનાં તેજ તથા પ્રતાપ વડે, એ દુ:ખ દેણુ હઠી નાસી જાયછે, ને ઝટ દુ:ખ સમી જાયછે (જુઓ હ્યુક-૬)

આ સુગંધ પવિત્ર ફ્રવષિની હોય છે. પવિત્ર આત્માને મુઆ કેડે ઉઠમણાંની રાતના પરોઢમાં આ સુગંધ દક્ષિણ દિશા તરફથી આવતી જણાયછે તે તેની પોતાની ફ્રવષિ તથા તેને મળવા આવેલી બીજી પાક ફ્રવષિની હોયછે (જુઓ અવસ્તાના ખંડિત ભાગ). દક્ષિણે પવિત્ર આત્માઓ રહે છે અને ૧૬૦માં પાનાંમાં દેખાડયું છે તેમ પવિત્ર આત્માઓ, પિતૃલોક, સારી શક્તિઓને પૃથ્વિના દક્ષિણ તરફના દેશ વધારે અનુકૂળ પડેછે તેથી તેમનો કાયમ મુકામ દક્ષિણ ધ્રુવ ભણીના સ્વર્ગમાં વિશેષ રહેછે. એટલા માટે હિંદુઓનો યમરાય પિતૃ-પતિ તરીકે દક્ષિણ દિશાના પ્રદેશનો અધિપ કહેવાય છે, અને પારસી પણ એજ કારણે એ દિશાને વધારે નમે છે;

**आकाशे च क्षिपे द्वारि वारिस्थो दाक्षिणामुखः**
**पितृणां स्थानमाकाशं दाक्षिणा दिक् तथैवच,**

—યમ સ્મૃતિ-૪૨.

=અને તે (=પિતૃને બોલાવનાર)પાણીમાં રહીને દક્ષિણ ભણી મોં કરી આકાશ તરફ પાણી અર્પાદે કેમકે પિતૃઓનું સ્થાન આકાશ તથા દાક્ષણ દિશામાંછે.

ઘણીક વેળાતો એવા સંત પુરૂષોને કહાવતાં કે લખી જણાવતાંજ એવાં દુ:ખ, કે તે દુ:ખનો જોર, નરમ પડી જાય છે. એ યશ્ત પઢનાર તન તથા મનથી કેવો પવિત્ર જોઇએ, તે આ પરથી જણાશે. આ પઢવાના સંબંધમાં મહમદ પેગમ્બર કહે છે કે "ખુલ્લા અને ધોધારી અવાજે શાસ્ત્ર પઢો" (કુરાન—૭૩). "જો તું તારી બંદગી મોટાજ અવાજે પઢતો હોય તો જાણજે કે તે કંઇ ખોદા માટે તો જરૂર જેવું નથી" (કુરાન-૨૦). હવે પઢનાર પોતે એખલો નહિં પણ બીજાની સાથે જોડ બંધાઇને પઢેછે તો પ્રાર્થનાની અસર વધારે ઉપજે છે. એનું કારણ કંઈક આ પ્રમાણે હોય:—પૃથ્વિ એ સૌથી મોટો ચમક પથ્થરના ગુણ (Magnet) વાળો ગોળો છે. તેથી તેના ઉત્તર ધ્રુવ તરફના શિતળ ભાગોમાંથી તેના દક્ષિણ તરફના ભાગોમાં તેનો જાતી નિરાકર્ષક ગુણ વહે છે. પ્રાણી, વનસ્પતિ, પથ્થર (graphite), ધાતુ, પાણી આ ગુણને ઝટ ચુસી લે તેવા (Conductor) છે તેથી આવાં ગુણવાળો ઉત્તરેથી વહેતો પ્રવાહ એ વસ્તુઓ તરફ ધસી તેઓમાં પેવસ થાયછે. એ પ્રવાહની ખરાબ અસરે "હલકાં દિલવાળાં" નરમ તબિયતનાં આદમી પશ્ચિમ ભણી

માથું ને પૂર્વ ભણી પગ રાખી સુએછે તો તેઓને બેચેની તથા માંદગી જેવો બેકરાર જણાયછે (જુઓ Animal Magnetism by Chambers) અને માઠાં કમકમાટ ઉપજાવતાં સ્વપ્ન, મુડદાં, કાપેલું માંસ, લોહી, ને ગંદવાડ દેખાયછે. પણ જો ઉત્તરે માથું રાખી સુએછે તો નિરાંતે સુએ છે. એટલા માટે ધર્મિષ્ઠ પારસીઓમાં દક્ષિણ સામું મોં રાખી સુવાનો ઉત્તમ ચાલ મહા પ્રાચીન કાળથી છે. કહોતી ક્રિયામાં એ પ્રવાહ ઝટ મળી કહોવાટને ઉસકેરેછે. નખના મેલમાં એ એવુંજ કરેછે. હવે જો બે સ્ત્રી નહિં પણ પુરૂષો (કે જેના શરીરમાંથી આકર્ષક વિજળી નિકળેછે તે) જોડા જોડ રહી એકેકની આંગળી પકડી, કે દોરી, રૂમાલ, પિછોડી જેવાં કપડાંનો એક છેડો એક જન પાસે ને બીજો છેડો બીજા જન પાસે રાખી પ્રાર્થના કરેછે તો મોં, નાક, તથા આંખ વાટે ધસારા બંધ દરેકના શરીરમાંથી ક્રાયિક વિજળી નિકળે છે. તેમાં વળી જોડનાં બેવડાં જોરે તે વધારે જુસ્સાથી નિકળેછે તેથી આ પૃથ્વિની ઉત્તરેથી વહેતો પ્રવાહ અને તેમાં પ્રબળ રહેલા દેવ દરૂજ પાછા હઠે છે.

અગરજો તે મુએલાંને એક જન લઇ જાયતો નસો (=ગંદકી, કહોવાટ) નાકમાંથી, આંખમાંથી, મોંમાંથી, કાનમાંથી, પુરૂષનાં લિંગમાંથી-ગાંડમાંથી તેમને ખરડી નાખે. દરૂજ નસો એમનાં નખ પર ધસારો કરેછે."—વંદીદાદ-૩.

આ જોડની ચાલ ફ્રીમેસનોમાં છે. તેઓ કબરની આસપાસ ગોળ ઉભા રહી કુંડાળાં બનેછે. એ કુંડાળાંને તેઓ માર્મિકહાર (*Mystic* chain) કહેછે. તેઓનું સરઘસ પણ બે બેની જોડ બંધાઈને નિકળેછે.

પાનું-૧૩૩- દુર્ગંધ મટાડવા ફુલ—પારસીઓમાં દર ગુરૂવારે કે ચાંદરાતે કુવે ટાંકે ફુલ ચઢાવવા તથા દીવા કે લોબાનનો ધૂપ કરવાનો ચાલ છે તે પણ ઉંચ પ્રકારની ક્રિયાનો એક ફાંટો છે.

જો ઘરના વાડામાં સુરજ મુખીનો સેપ ઉગાવ્યો હોયછે તો તેનું ફુલ એકાંતરિયા તાવને હઠાવેછે (જુઓ Bombay Gazetteer—xxv-p. *210*). એજ પ્રમાણે સરદી વાળી જગ્યામાં રહેનારના વાડામાં શીંખુડી, ફુદનો, અને બહુ સુગંધી વાળાં ફુલોનાં ઝાડ હોયછે તો ત્યાં નિકળતી પીડાકારી હવાઓનું જોર તુટેછે (જુઓ Origin of Life, p. 21).

પાનું ,, ,, જરથુસ્તી-જરથુસ્ત પેગમ્બરે ચલાવેલો (ધર્મ). જરથુસ્ત =ઝં.ઝરથુશ્ત્ર=સં. હર-તુષ્ટ્ર=હરિ-ઈશ્વરને સંતોષ કરનાર. ઝં.ઝર=સં.હર=સૂર્ય, અગ્નિ, ઇશ્વર. ઝરથુશ્ત્ર=સૂર્ય-ભક્ત, અગ્નિ-ભક્ત. વ્યંજન-સંધિ ધ્યાનમાં ન રાખી, વિદ્વાનો કહેછે કે ઝરથુશ્ત્ર=ઝર્દ-ઉશ્ત્ર=પીળું ઉંટ, છે; કે ઝરથુશ્ત્ર=ઝર-સ્તર=Gr: *Zoro-aster*=શોનેરીતારો અર્થ છે. પણ એમાં તેઓ ભુલેછે

જરથુસ્તનો સન મુકરર કરવાને વિદ્વજનો બહુ મથન કરી કોઇ

ઈ. સ. પૂ. ૩૨૩ (જુઓ Patel's Chronology p. 33)પર અને કોઇ ઇ. સ. પૂ. ૧૪૦૦ પર લઈ જાય છે. પણ ૧૫૨-૧૫૬માં કીધેલું. મારૂં વિવેચન વિદ્વાનોની નજરમાં ખરૂં ઠરેતો જણાશે કે બાઇબલ (જેનેસિસ—૭)માં કહ્યુંછે કે જગત-રેલ ઇ. સ. પૂ. ૨૩૪૯માં આવી હતી. એટલે કે, અગાડી સમજાવ્યા પ્રમાણે, ઇ. સ. પૂ. ૨૩૪૯માં નૂહ પેગમ્બરે (=જમશેદે કે ઝોહાકે) જળ-માર્ગે દેશવટો લીધો અને ફ્રેદુન પાદશાહે ઇરાનનું રાજ્ય લીધું, ફ્રેદુનની પાદશાહી પછી એરચ પાદશાહથી ગુસ્તાસ્પ પાદશાહ સુધીના પાદશાહોએ ૪૯૭ વરસ સુધી રાજ્યકર્યાનું બુનદેહશ્નેમાં કહ્યું છે. જમશેદ બાદશાહ રાજગાદી ખોયા પછી ૩૩૩ વરસ તથા નૂહ રેલ પછી ૩૫૦ વરસ જીવ્યાનું કહ્યુંછે તે જોકે પાદશાહીના હઝારાની ગણત્રી સંબંધી, હું ધારૂંછું તેમ, ગેરસમજુતે કહ્યુંછે તોય તે વાત ધ્યાનમાં રાખી આ સરખાંમણ. પરથી રેલનું વરસજ જમશેદની પાદશાહી ગયાનું વરસ માનીએ; અને, જમશેદ પછી ઝોહાકે રાજ લીધું, તે વખત જમશેદના ભાઇની બાયડી ગર્ભવંતી હતી તેને પેટે ફ્રેદુન પેદા થયો તેણે ઉમ્મરે પુગી ઝોહાક જે યહુધી ધર્મ પાળતો હતો (જુઓ કુરાન-૭ની સરેહ)તેના પર ચઢાઇ કરી તેને હાંકી કાઢયો ને પોતે રાજ કરવા લાગ્યો, તે (ઝોહાકની તથા ફ્રેદુનની પાદશાહી)ની મુદત ૯૮ વરસની ગણીએ તો ફ્રેદુનથી ગુસ્તાસ્પ બાદશાહ સુધીની મુદત.(૯૮+૪૯૭=)૫૯૫ વરસની થાય. એ મુદત જો ૨૩૪૯માંથી બાદ કરીએ તો (૨૩૪૯—૫૯૫=) ઇ. સ પૂ. ૧૭૫૪ રહે. એ વખતે ગુસ્તાસ્પ બાદશાહની પાદશાહીનું ત્રીસમું વરસ હતું ને જરથુસ્તે પોતાની ૪૦ વરસની ઉમ્મરે જરથુસ્તી દીન ઝાહેર કીધી, અને ત્યારે કેડે ૭૭ વરસની ઉમ્મરે બલ્ખ શહેરમાં, તેના પર તુરબરાતુર નામ તુર્કીએ કારી જખમ કર્યેથી, એ પેગમ્બર મરણ પામ્યો. આ હકીકતના સંબંધે જણાશે કે તેની હૈયાતી ઇ. સ. પૂ. (૧૭૫૪+૪૦=) ૧૭૯૪-(૧૭૯૪-૭૭=)૧૭૧૭ સુધીમાં મુકી શકાય.

હવે જરથુસ્ત ફ્રરવરદીન માહ ને ખોરદાદ રોજે (=સૂર્ય મેષ રાશિમાં પેઠા કેડે છઠ્ઠા દિવસે) જન્મ્યો હતો. સૂર્ય જે દિવસે મેષ રાશિમાં પ્રથમ દાખલ થાય છે તેને "જમશેદી નરોઝ" કહે છે. એ નરોઝ ઇ. સ. પૂ. ૧૭૯૪માં છઠ્ઠી એપ્રિલે પડયો હતો. હવે આ હોરમઝદ રોજ છઠ્ઠીએ હતો માટે ખોરદાદ રોજ અગ્યારમીએ આવ્યો. ઇ. સ. પૂ. ૧૭૯૪નો બેસતો દિવસ બુધવારે હતો (જુઓ "બેસતો દિવસ" હમારા મુલકી શબ્દ-કોષમાં) તેથી ૧૭૯૪ની ૧૧મી એપ્રીલે શુક્રવાર આવશે. ૨૨૪)માં પાનામાં દેખાડયા પ્રમાણે બુન દેહશ્નેનો લખનાર ખુરદાદને શુક્ર ગણેછે. યહુધીઓ શુક્રવારની સાંજથી, હમકારાની માફક, જુમ્માનો રોજ ગણે છે, અને અસલ પણ તેઓ તેમ કરતા (જુઓ જોબ-૧ તથા ૨) તે કદાચિત આ

ખોરદાદ સાલની, પુરાતમ વખતથી ચાલી આવતી, ખુબી પરથી હોય. આ સઘળી બાબતો ઝીણી નજરે તપાસતાં સિધ્ધ થઇ શકે કે જરથુસ્ત ઈ. સ. પૂ. ૧૭૯૮ના વર્ષમાં એપ્રિલ મહીનાની ૧૧)મી તારાખે શુક્રવારે જન્મ્યો હતો; અને તે દે મહીનાના ખોરશેદ રોજે એટલે તેની વરસ-ગાંઠના ૨૭૬મા દિવસે એટલે (૧૧ એપ્રિલ+૨૭૫ દિવસો=૩૭૬મા દિવસે=)ઇ. સ. પૂ. ૧૭૧૭ના જાન્યુઆરી મહીનાની ૧૧મી તારીખે ને "ગુરૂવારે" તેના આયુષ્યના "પાણીની ભરતી ભરાઈ ગઈ." મુસા પેગમ્બર ઇ.સ.પૂ.૧૫૭૧-૧૪૫૧માં હતો.(જુઓ Exodus—2, તથા Deut.-34)

એણે ૧૪૭, ૧૫૨, ૧૮૪, ૧૯૮ તથા ૨૦૧માં પાનાંમાં દેખાડયા પ્રમાણે હોરમઝદ યશ્ત, વંદીદાદ, આવાં યશ્ત, ફરવરદીન યશ્ત, તથા વીસ્પદનો અભ્યાસ કીધાનું જણાયછે. આ બન્ને હકીકત જરથુસ્તની હયાતીના સને-સંબંધીના મારા વિચારને પુષ્ટિ આપે છે, તોય જરથુસ્ત પછી દોઢસો વરસમાં આટલો ધુંટાળો, જગત-રેલ વખતે જરથુસ્ત્રતેમો હતા, જરથુસ્ત ગયો મરદથી ૨૨)મી પેઢીનો હતો, અને હજારાની ખુબી જોતાં, એ સને ૨૫૦૦)પર હઠાવાય.

પાનુ-૧૩૫-મરતાં આત્મ-શુદ્ધિ—પારસીમાં મરતાં માણસને નહાન નહવાડેછે અને બીજી ક્રિયા કરેછે તેથી આત્મ-શુદ્ધિ સુધરે છે. શરીરમાંથી જાન નિકળી પોતાને વળગી રહેલી તનની બદી નિકળી જાય ત્યાં સુધી ત્રણ રાત, તેની લાશ છેલી ઘડીએ મુકી હોય ત્યાં, તે રહેછે. એ બદીને લીધે આસપાસ ભમતા દુષ્ટ આત્માઓ તેને સતાવેછે, પણ જો તે પાક થયલો હોયછે તો તેઓ દુરજ રહેછે. "નહાને પાક થએલું માણસ (ગુજર્યા પછી) અષો (રહેછે). (કેમકે) [જેમ વરૂથી ઘેરાઇ ગયલાં ઘેટાંને (વરૂઓ) ડરાવે છે, તેમ મરણ પછી જાનને દુઃખ દેત દુરવંદો ડરાવે છે"—વંદીદાદ-૧૯

પાનું ૧૩૭-જ્ઞાનીનું તત્વ-નમન—પ્રાચીન ઇરાન--દેશસ્થ અગ્નિ-હોત્રીઓ ૩૩ (દેવતા=)યઝત માનતા. તેઓએ મહીનાના ૩૦ રોજને એ યઝતો માંથી ૩૦નાં નામ આપ્યાં, અને તેમની બંદગી કરતા. જે રોજ જે યઝતનો આવતો તે રોજે તે યઝતની ખાસ બંદગી કરતા, તોય તેઓમાંથી પોતાને મન પસંદ આવતા એક યઝતને વધારે આરાધતા અને તેને મોટો ગણતા -કે દુઃખ સુખે તે ઝટ યારીએ (જુઓ Judges—5) આવે (જુઓ સદદર-૧૩,૨૯.). હિંદુ અગ્નિ-હોત્રીઓમાં આવો પોતાનો માની લીધેલો યઝત(=દેવતા) કૂળ-દેવતા ગણાયો કળગીવાળા, તોરાવાળા, ડુંડાવાળાઓની ટોળીઓની માફક, આવા અમુક કૂળ-દેવનાને માનનારાં જુદાં જુદાં કૂળ સામટાં મળી માર્ગ બધાયા. એ માર્ગીઓએ પોતાના કૂળ-દેવતાનાં મહાત્મ ગાયાં. ઘણાકે આકાશી દેવતા (=મીનો યઝત) વધારે પસંદ કરી તેજસ્વી તારા તથા ગ્રહોને આરાધી, તેમના ભક્ત થયા

ઇરાની અગ્નિ-હોત્રીએ જોકે ઇશ્વર-ભક્ત હતા તોય આ ભેદ ભરેલી કૂળ દેવતા જેવા યઝતોની ભક્તિને લીધે શિતારેહ-પરસ્ત (=Sabians) કહેવાતા. એમ, મહેર યઝતને ખાસ આરાધનારની મહેર યશ્ત, તેશતર (=Sirius=લુબ્ધક તારો) યઝત આરાધનારની તેશતર યશ્ત, બહેરામની બહેરામ યશ્ત, એવી રીતે મહાત્મની પેઠે દરેક યશ્ત એ યઝતને સૌથી મોટો માની તેને ખાસ ઇજનારાઓએ બનાવેલી જણાયછે. આવી રીતની આબ મારતા તારા તથા ગ્રહની ભક્તિ જરથુરતના વખતમાં પણ હતી (જુઓ યશ્ન-૫૭માં તથા વંદીદાદ-૨૧મા) તેથી તે વંદીદાદ-૧૯માં કહેછે કે "(આઅદ્[1] વોહુ-મનો[2] નિ-ધઈથિશ[3] સરો[4]-થ્વરસ્તનાંમ[5] ર-ઓચડ્હાંમ[6] યદ[7] હે[8] સ્તારાંમ[9] બઘો[10]-દાતનાંમ[11] અઇવિ[12]-રઓચયાઓન્તે[13]=)" પછી[1] નેક-આદમીર મહાત્મ[4]-વાળી પેદાયશોની[5] (=મોટાઇ તથા ગુણ ગાવા માટે નિમેલા ગ્રહોની) રોશનીઓનો[6] પુરો અથોઇ પેદા કરનાર[3] (થાય), એટલેકે[7] બધાંન[10] યસ્તવાળા[11] શિતારાઓમાંના[9] (શિતારા જેમને તે આરાધે તેઓ) તેને[8] વિશેષ[12] ચાહે[13] [=અભિરૂચિ રાખે; અથવા તેના પર વિશેષ[12] પ્રકાશે[13]]. રીમન થયલાં માણસ પર એવી ઉલટી ક્રિયા ચાલેછે. (જુઓ વંદીદાદ ૯). આ વાક્યમાં યોગ-વિદ્યાના ઉંડા ભેદ તથા સરસ ખુબી છે. ઝં. બધ=સં.ભજ-ભગ=આદિત્ય=મીનો યઝત=આકાશી યઝત. "ભગ" એ હિંદુઓના ૧૨ આદિત્યમાંનો એકછે અને તે શિવનાં ૧૦૮ નામ [જુઓ ૧૪૮ પાનાંમાં) પૈકી એક નામછે (ધર્મસંહિતા-૫), માટે બઘો-દાત=હોરમઝદી દીન=યોગીઓનો શિવ-માર્ગ હોય. અરમાની જરથુસ્તી સાલેકના પાડોસે ત્યાંના આરબો પણ એવી આરાધના અત્યંત કરતા તે વિષે મહમદ પેગમ્બરે કુરાન-૫૩માં નસીહત કરી છે, અને જેમ પૃથ્વિનાં પાણી પર દિવસે આવાં યઝતનો અને રાતે દેવ દરૂજનો અમલ રહે છે: તેમ ગ્રહો અમુક નક્ષત્ર કે રાશિમાં રહી પેદાયશને સારૂં ફળ આપે છે, અને અમુક રાશિમાં નરસ ફળ આપે છે, એટલે તેઓ પર તે વેળા સારી ક્રિયા ન ચાલવાથી બુરા દેવ દરૂજનું જોર તેઓ પર ફાવી રહે છે, તેથી તે વેળા માટે તેમને વખોડ્યા છે (જુઓ બુન દહેશને તથા મીનો ખીરદ) તે ખુબી મુસાને સમજ પડી ન હોય, તેથી એ મુસાએ ગ્રહ–ભક્તિની મના (*Deuteronomy*–4 & 17માં) કરી છે; તોય આના પાડોસે શિખેલા યહુદીઓ એવી ગ્રહ–ભક્તિ કરતા (જુઓ *2 King 23*; *Ezek.-2*).

આકાશી દેવતા કરતાં પૃથ્વિ પરના દેવતા સાધારણ માણસનો ભક્તિ-ભાવ દૃઢ કરવાને વધારે સબળ પડતાછે, તેથી ઈરાની અગ્નિ-હોત્રીઓ ઘરમાં હમેશ રહેતા અગ્નિ—આદર યઝત, અર્દીબહેશ્ત યઝત—ને હર રોજ આરાધવાની અયના ફરજ માનતા અને તેમ કરતા. એ ચાલનું પલટેલું રૂપ ઠાકોર-સેવાને નામે હિંદુ હરીજનમાં હજી ચાલે છે.

પાનું ૧૪૦-ઐશ્વરી જ્ઞાનનો અંશ—તન મનની પવિત્રાઇથી તેમજ બ્હોળાં દિલથી આપણામાં અગમજ્ઞાન પોતાની મેળે આવેછે. જેમ જેમ એ રસ્તે ચાલ્યા કરીએ, તેમ તેમ તે વધારે પ્રગટે છે. પણ શહેજ કુમાર્ગે ગયા કે જાણે હાથમાં પક્ષી હોય ને શહેજ ભુલાવાએ ઉડીને જતું રહે તેમ તે અગમજ્ઞાન જતું રહેછે. ને તે ગયું કે મૂઢની પેઠે આસપાસ જોતા ને વિચારતાજ રહીએ છીએ પણ પાછો સુમાર્ગ પકડયો કે તે ધીમે ધીમે પાછું આવેછે. જેને હિંદુ "દેવ-અંશ" કે "દિવ્યતેજ", મુસલમાન "નૂરે ઈલાહી", પારસી "ઉધ્ર ખરેનઙ્હ" અને ખ્રિસ્તિ Glory of God (જુઓ Exodus-4o) કહેછે તે વડે આ અગમ જ્ઞાનની શક્તિ આવેછે. આવું તેજ અષો આદમી કે પવિત્રાઇ પાળનાર પુરૂષોનાં મોં પર હોયછે. (જુઓ જમ્યાદ યશ્ત-૪)

બલાગત કહેછે કે "અષો ઝરથુસ્ત (તો) તેજનો પૂર. એ પવિત્રતમ જરથુસ્ત સારૂ એનું મોત જોઇ વળતો નથી"—વંદીદાદ-૧૯

"મુસાના મોં પરનાં તેજને લીધે તેનો ચેહેરો યહુદીઓ તાકીને જોઇ શકયા નહિં."—*II. Corinthians-3*

આ તેજને સાલેક "નૂરે મિસાલી" કહેછે. એ નૂર સંત પુરૂષોનાં મોં પર રહેછે, (જુઓ જામે કે ખુશરૂ). સદાચરણી, મોટા, કે પવિત્ર માણસનો હાથ 'બખ્તાવર કે સ-બખ્તો' કહેવાય છે તે આ કારણે.

પાનું ૧૪૩- વિશ્રામવાર =Sabbath=હમકારો=અણોજો. મુસલમાન લોક શુક્રવારને, યહુદી શનિવારને, અને ખ્રિસ્તિ રવિવારને આ વિશ્રામ વાર સમજેછે. મુસલમાન શુક્રવારને અને યહુદી શનિવારને અઠવાડયાંનો છેલો દિવસ ગણેછે. પારસીની બુનદેહશ્નેમાં કહ્યા પ્રમાણે ઇરાની વિદ્વાનોનો એવો મત હતો કે પૃથ્વિની ઉપર નાના ગ્રહ (Inferior Planets) તેમની ઉપર સૂર્ય અને તેની ઉપર મોટા ગ્રહો (*S*uperior planets) છે. એ ગ્રહો આ અનુક્રમે છેઃ- ૧) સોમ, ૨) બુધ, ૩) શુક્ર, ૪) સૂર્ય; ૫) મંગળ, ૬) ગુરૂ, ૭) શનિ=૧) મહોર, ૨) તીર, ૩) મહેર; ૪) ખુરશેદ; ૫) બહેરામ, ૬) અહુર, ૭) અસ્પંદાદ:

મુસા પેગમ્બરે છેલા ગ્રહ-શનિ-ના છેલા વારને વિશ્રામવાર તરીકે માન્યો છે, અને મહમદ પેગમબરે પૃથ્વિ તથા સૂર્યની વચ્ચેના નાના ગ્રહો એટલે અંતર ગ્રહો (*I*nterior *P*lanets) ના છેલા ગ્રહ-શુક્ર-ના વારને છેલો દિવસ માન્યો છે. જો કે ઉપલા ક્રમને મળતોજ ગ્રહ-અનુક્રમ શિવપુરાણ (ધર્મ સંહિતા-૬૫)માં કહ્યો છે તોય હિંદુ જોશીઓએ અંતર ગ્રહ તથા બાહ્ય ગ્રહનો ભેદ તોડી નાખી એક ગ્રહ અંતર ગ્રહોમાંનો ને બીજો ગ્રહ એ બાહ્ય ગ્રહમાંનો એમ જોડા જોડ અનુક્રમે લઈ, અને તેમને સાથે સૂર્ય મુકી, હાલના અનુક્રમ વાળા—રવિ,સોમ, મંગળ, બુધ, ગુરૂ,શુક્ર, શનિ-ગ્રહો ગોઠવ્યા છે, અને તેઓ પરથી તેમને

આરાધવાના દિવસો--વાર ઉત્પન્ન કર્યા છે. ગ્રહોની આવી જોડો વિષેનું જ્ઞાન પેશદાદ હોષંગ બાદશાહનું જણાય છે. તેણે શનિ તથા સોમ=અસ્પંદાદ તથા મહોર; બુધ તથાં મંગળ=તીર તથા બહેરામ; ગુરૂ તથા શુક્ર=(દએ પ આદર)-અહુર (- મઝદ) તથા (દએ પ)મહેર; અને મધ્યમાં રવિ=ખુરશેદ; એમ એક બાહ્ય ગ્રહ અને એક અંતર ગ્રહ અનુક્રમે લઇ જોડિયા બનાવ્યા. આ સાત ગ્રહ છે માટે એ ગ્રહોના નામ પરથી નિકળેલા દિવસ એટલે રોજ પણ દરેક જોડમાં સાત સાતને અંતરે છે, જેમકે પમો તથા ૧૨મો રોજ; ૧૩મો તથા ૨૦મો રોજ; ૮મો તથા ૧૫મો રોજ; અને ઉપર કહેલા ૭ગ્રહ+૪નક્ષત્ર એટલે ચારે દિશા પર રહેલા સિતારા (=તેશતર, સતવસ; વનંત, ને હપ્તોરંગ)=૧૧ (૧૪૮ પાનામાં બતાવેલા આકાશમાં રહેતા ૧૧ દેવતા થવાથી) ખુરશેદ રોજ આદિત્યો [=મીનો (આકાશી) યઝતો=અધ્યાંન] નું એકંદર જણાવાને માટે ૧૧મો મુકયો છે. હવે એ સાતે ગ્રહો વાળા રોજનો સર્વાળો (૫+૧૨+૧૩+૨૦+૮+૧૫+૧૧=)૮૪ થાય છે, તે સાતે ગ્રહ બારરાશિ (=બુરૂજ=ઝં. અખ્તર )ફરે છે તે કહી આપે છે, એટલે ૭×૧૨=૮૪ એટલુંજ નહિં પણ ૮૪ નક્ષત્રોની ખુબી જે ઉપર વર્ણવેલી જોડના પાયા પર છે તે સમજાવે છે. એ એટલે કે રાશિ-ચક્રમાં ૧૨ નક્ષત્ર (Fixed stars) +એ ચક્રની ઉત્તરે રહેતાં ૨૮ નક્ષત્ર+એ ચક્રની દક્ષિણે રહેતાં ૪૪નક્ષત્રછે (Reid's Geography આ ત્રણ જોડનું ઝાડ છે તેમાં વચ્ચે ૧૨ રાશિ છે તેની ઉત્તરે ૮+૫+૧૫=૨૮, ને દક્ષિણે ૧૩+૧૧+૨૦=૪૪ નક્ષત્રોછે.




બુન દેહશ્નેમાં શુક્ર=ખોરદાદ, અને મીનો ખર્દમાં શુક્ર=અનાહિત (=આવાં) કહ્યાંછે તે બૃહસ્પતિ=અહુર--(મઝદ) યઝત વિષે મત ફેર પડયા લીધે હોય. શુક્ર=મહેર છે, માટે મહેર યશ્તમાં તેની કળા ૩૪મા કરદામાં, તે પહો ફાટનાં(*Hesperus*)દેખાય છે તે ૪થામાં, પૃથ્વિના કદનોછે તે ૨૪ માં કરદોમાં લખ્યું છે.યશ્ન--૧ તથા ૩, તેમજ મ્હેર ન્યાયશમાં કહ્યું છે કે 'મિથ્ર--અહુર[1] બેરેઝન્ત,[2] અઇથ્યજડ.ક[3] અષઉઅન[4] યઝમઇદે[5]=સૃષ્ટિ-ક્રમે-ચાલનારૂં[4] અમરૂં[3] વડા[2] મ્હેર-તથા[1]--અહુર મઝદ (બે જોડિયા) ને ઇજીએ[5] (=ગુણ ગાઇએ) છીએ. આ ઝં. બેરેઝન્ત=સં. બૃહત=ભરે-

સ્પત=ગુરૂ, વડા, મોટા; પરથી બુનદેહસ્નેના વખતના વિદ્વાનોનાં ધ્યાન પર અહુર-એરેઝન્ત=અમષાસ્પંદ જેવો મોટો અહુર=દે દાદર અહુર મઝદ રહેલો જણાય છે. દે મહીનો દશમોછે તેથી તેનો જોડિયો ત્રીજો મહીનો ખોરદાદ ગણ્યો. મીનો ખર્દના વખતના વિદ્વાનો અહુર-એરેઝન્ત=અહુર મઝદ અમષાસ્પંદ સમજી તેનો જોડિયો (૧+૭=) ૮મો માહ આવાંને બનાવ્યો. આ સ્ત્રિલિંગ યઝતનાજ ગુણો વાંચી રૂમીઓએ એયહને Venus કહ્યા છે, અને તેને આવાં યઝત વાળુંજ કુમારિકાનું રૂપ આપ્યું છે. એ વિદ્વાનોની નજરમાં ૭ના ભેદની ખુબી રહી પણ ૭×૧૨=૮૪ની ખુબી ન રહી ને તેથી તેઓ ભુલવાયલા દિસેછે. એરેઝન્ત "દએ પ" થી શરૂ થતા મોટા દિવસો=દએ પ આદર, દએ પ મહેર, ને દએ પ દીન માટેછે.તેઓની પછાડી દાદાર-અહુરમઝદ શબ્દ લગાડવામાં આવે છે. આ ત્રણ અહુર-મઝદ પરથી યુનાની તથા રૂમી લોક ત્રણ બ્રેસ્પતિ (= Jupiters માનતા. હિંદુ યોગી જન પણ એ ત્રણ દાદાર પરથી બ્રહ્મા, વિષ્ણુ ને રૂદ્ર માને છે. જેમ એ ત્રણ દાદારને પેદા કરનાર અહુરમઝદ છે: તેમ પૃથ્વિના સંબંધે દીવિષદ (=આકાશમાં રહેનાર), અંતરીક્ષષદ્ (=વાતાવરણમાં અદ્ધર રહેનાર), તથા પૃથ્વિષદ્ (=પૃથ્વિપર રહેનાર )આ ત્રણ અધિપ દેવતા-બ્રહ્મા. વિષ્ણુ,ને રૂદ્ર ને ઉત્પન્ન કરનાર ઇશ્વર છે: " હઝારો બ્રહ્માંડ છે તે સઘળાં ઇશ્વરની ઉપર, હેઠે, ને મધ્ય ભાગમાં રહેલાં છે. વળી તેઓમાં બ્રહ્મા, વિષ્ણુ, ને રૂદ્રો અનેક રહેલા છે"—વાયુ સંહિતા-૮. જો કે યશ્ન-૧ માં ગુ વા=અહુર છે તોય યશ્ન ૭ તથા તીર યશ્ત.-૯માં અહુર મઝદ છે. જેમ હાલ પારસીઓમાં કારીગર વગેના લોક—સુંથાર વણકર પાજણીગર ઇ૦—અહુર મઝદ રોજ, બહેરામ રોજ, પરબ પર કામ ધંધો બંધ રાખી એ દિવસે આતશ બહેરામે પઢવા જાય છે: તેમ મહા પ્રાચીન જરથુસ્તીઓ હમકારાના દિવસે તેવું કરતા તે મુસા પેગમ્બરે જોઈ આ હમકારાના પાક દિવસને વિશ્રામવાર માની લીધો છે. પણ મહમદ પેગમ્બરે તો (કુરાન-૬૨માં) એકઠા થઈ પ્રાર્થના કરવાનો દિવસ (=જુમ્માનો રોજ=આરબી યોમ-'લ જુમ્મા) કરી કહ્યો છે.

પાનું ૧૪૪-મળ મૂત્ર ન કરવાં—એવોજ બોધ જરથુસ્તે જુસ્સાભેર કર્યો છે: —"નોઇદ્[1] અસ્તાંમ્[2] નોઇદ્[3]વરેસાંમ્[4] નોઇદ્[5] સ્પાંમાંમ્[6] નોઇદ્[7] મૂથ્રાંમ્[8] નોઇદ્[9] વડ ઘુ[10] તાતાંમ્[11] પઇરિ-સ્પાઇતિ[12] અપાંમ્[13] આસ્તાર્યાઓ-તે[14] "વદીદાદ-૬ જો[1] નહિં હાડકાં[2] ને, જો[3]નહિં વાળને[4] જો[5] નહિં શવ-માંસને[6] જો[7] નહિં મળને[8], જો[9] નહિં ચાલુ[11] ગંદકીને[10] કોઇ કાઢે છે[12] તો (તેઓ=હાડકાં, વાળ, માંસ ઇત્યાદિ) પાણીને[13] અપવિત્ર[14] કરે છે. વિદ્વાનોમાં આ વાક્ય ત્રાસ-દાયક છે. ઝં.સ્પામ =સં.શવ+આમ=ફા. શવ+ખામ=કાચું (=બળી ગયા વગરનું) મુડદું હોય કે સં. શવ+આમિષ=મુડદાંનું માંસ, અર્થ હોય. ઝં. વડ.ઘુ=(એ સં. વસ્ =છુટું પડવું, ગળી જવું પરથી હોય. ફા. બોસીદન તથા ગું. બોસડું એ

ધાતુ પરથી હજી છે માટે)' ફહોતી વસ્તુ, ગંદકી. અર્થ છે. ઝ.તાત. (ઝ. તનૂદન=*L.* Tendere ધ્રુ. તાણવું પરથી તણાતું; લબાતું ફેલાતું, ચાલુ અર્થ છે. પહરિ-સ્પા=*Gr.* Spao= (ઝ. સ્પા= નિચે નાખવું; પહરિ-સ્પા નિચે નાખવાની ઉલટી ક્રિયા કરવી) ઉપર કાઢવું, એ અર્થ હોય' એમ ધારૂં છું



## મારી "ધર્મ-વિલાસ" માંથી 'ધર્મ-જ્ઞાન 'વિષે

છપ્પો.

પગી વગરનો પંથ, સોનું વગર-ગાળેલું;
રોશની વગર ઝાડ, છાંયે જેવું ઉગેલું;
દીપ વગરનો વાટ, તેજ વગર આંખ સીધી:
પ્રતિ દિન ભરતી વાણ, હોય જેવો વારિધિ;
રાગ વગર સુંદર પીછનું, પક્ષિ જેવું જણાય છે;
**ધર્મ** વિણ ઠાલું મનુષ્ય એ, તેવુંજ ત્યાં ગણાય છે;

ઉધોર છંદ.

ધર્મ દઇ અનુભવિક જ્ઞાન,કરે મનુષ્યને નીતિમાન;
રોપે શાંતિના દિલ બીજ, નિશ્ચળ નિયમ રખાવીજ;
કરે મન દૃઢ વધારી સંપ, સુખ દુખમાં મરાવે જંપ;
દિન પર.દિન દબાવે રોષ, આખર દિલ કરે નિર્દોષ:
આફતમા ધરાવી હામ, દિલાસે સ્મરાવે રામ;
આપી મૃત્યુ-દ્વારે આશ, કાઢે દૂર દૂર વિનાશ;
અરધું સ્વર્ગનું દઇ સુખ, ટાળે અવનિ પરનું દુઃખ;
દર્શાવી પ્રૌઢ ઉત્તમ નેમ, ઇશ પરજ રખાવે પ્રેમ.

પ્લવંગમ છંદ

દુખ્યા તે દારૂણ, વસી અવનિ વિષે,
રાખી શિર દેવ ઋણ, અકળાઇ અતિશે
પાછળ જે પસ્તાય, કૂટી કપાળને,
મુકી જતાં જગમાંય જગત જંજાળને.
પસ્તરની એ પેર, ધરા પર દે' ધરી
ફોકટ જીવનો ફેર? ત્યાં ત્યાં ફરી હરી
પાછા પસ્તર પેર, અથડાઇ આખરે.
ઘોર મેદની ઘેર, ખમી દુઃખ ગયા ખરે.
મા' સુખી તે મતિમાન, હોય વય-હાનિમાં,
પૂર્ણ બ્રહ્મ-પિછાન, જે કરી જુવાનીમાં
નિશ્ચળ રે, નિર્ભ્રાંત, ધૈર્યથી સુધર્મમાં,
સુખ દુખે રહી શાંત, સદા સત્કર્મમાં.
શ્રેષ્ટ છે ધર્મ-સંગ, મઝા જો એ મળી'
પામશે નવ પ્રસંગ, એવો ધરી અહીં.

# શુદ્ધિ પત્રિકા.

| પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. | પાનું | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૪ | માંસન | માંસના | ૭૨ | ૭ | પોતાાનાં | પોતાનાં |
| ૭ | ૨૯ | ખફ્ન | ખપ્ન | | ૧૪ | હારમાર | હાડ છે |
| | ૩૦ | વ્રિદ્ધ | વૃધ્ધિ | | ૨૧ | કૃાતમ | કૃત્રિમ |
| ૯ | ૭-૮ | ન હેય | ન હોય | ૭૬ | ૧૩-૪ | ચિતાતુર | ચિંતાતુર |
| ૧૬ | ૨૩-૪ | પિત ૮ | પિત્ત | | ૨૯ | યાં | હ્યાં |
| ૧૭ | ૬ | અજ્ઞા | અજ્ઞાન | ૭૭ | ૭ | પિત | પિત્ત |
| ,, | ૧૯ | થયછે | થાયછે | | ૨૩ | પીઠેપેટપરનાં | પીઠનાવાળપેટ |
| ૧૯ | ૨૬ | તાવ | સતાવ | | | કરતાં જાડા | પરનાવાળકર- |
| ૨૦ | ૨૭ | આવ | આવી | | ૨૪ | જાડા | જાડા તાં જાડા |
| | | ઘણીક | § ઘણીક | ૭૯ | ૨૮ | ચિચિંત્વન | ચિંત્વન |
| ૨૩ | ૬ | પ્યાર | પ્યારા | ૮૦ | ૨ | પ્રકૃત્તિ કે વૃતિ | પ્રકૃતિ કે વૃત્તિ |
| | ૮-૯ | બબત | બાબત | | ૧૫ | ત તજી | તે તજી |
| | ૧૧ | હોધ્યે | હોધ્ધો | | ૧૮ | ક્ષણુ ભંગુર | ક્ષણુભંગુર |
| | ૧૨ | તેન | તેના | | ૧૯ | સોધે | શોધે |
| ૨૪ | ૩૦ | અચાકા | આચકા | | ૨૮ | ધૂણુ | ધું |
| ૨૭ | ૨ | પુરત | પુરતા | | | ઠેકણે | ઠેકાણે |
| | ૨૩ | અતર-દૃષ્ટિ | અંતર-દૃષ્ટિ | | ૩૦ | *B*okhra | *B*okhara |
| ૩૦ | ૧૦ | નળી | નડી | ૮૧ | ૧ | કિસે | -કકસે |
| ૩૧ | ૧૦ | } પોળા | પોલા | | ૧૩ | ધધા | ધંધા |
| | ૧૨ | | | | ૧૪ | પ્રકૃત્તિ | પ્રકૃતિ |
| | ૧૪ | ત્યરે | ત્યારે | | ૨૯ | બુિધ્ધ | બુધ્ધિ |
| ૩૨ | ૯ | નળી | નડી | ૮૨ | ૧૩-૧૪ | નોનિઆ | નોળિયા |
| ૪૪ | ૨૩ | નફ્સે | નક્સે | ૮૩ | ૭ | હૈયાતી | હૈયાતી |
| ૪૬ | ૨૦ | શોએ | કશોએ | ૮૪ | ૨૦ | વઠે | વડે |
| ૪૭ | ૨૧ | મારવે | મારવો | ૮૫ | ૨૬ | તે કરી | તેવી. |
| ૪૮ | ૧૧ | ભાંજતોડ | ભાંગફોડ | | ૨૭ | આકારવગરનો | આકારવગરનો |
| | ૧૪ | નિયમાંસૃષ્ટિમ | નિયમસૃષ્ટિમાં | ૮૬ | ૨ | પાંથના | પ્રાર્થના |
| ૬૬ | ૨૨ | કલાકમ- | કલાકમાં | ૮૭ | ૨૬ | સ્થિત | જડ |
| ૬૮ | ૨૨ | aub | and | ૮૯ | ૨ | અર્ધ | અર્થ |
| ૭૦ | ૨ | મટે | માટે | | ૨૩ | કવેશ્વર | કવિશ્વર |
| | ૩ | યોગીના | યોગીની | ૯૩ | ૨૬,૨૯ | વલણ | વળણ |
| ૭૧ | ૭ | આચક | આચકા | ૯૪ | ૧૫ | હાડ-પિજર | હાડ-પિંજર |
| | ૨૯ | વિસે | વિષે | ૯૫ | ૬ | મોએમો | મોંએ મોં |

| પાનું | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૬ | ૫ | ખોરક | ખોરાક |
| ૧૧૧ | ૧ | દેખાઇ | ન દેખાઇ |
| ૧૧૪ | ૧૫ | કાચળી | કાંચળી |
| ૧૧૫ | ૧૩ | ય.મંડળ | સૂર્ય.મંડળ |
| | ૩૨ | *Hnxley* | *Hnxley* |
| ૧૧૯ | ૧૬ | નાડીઓમ | નાડીઓમાં |
| ૧૨૦ | ૨૪ | પ શુધ્ધ | શુધ્ધ |
| ૧૨૨ | ૨૪ | આકૃાત | આકૃતિ |
| ૧૨૪ | ૨૭ | worlb | world |
| ૧૨૫ | ૮ | રાજગૃહનાપ | રાજગૃહના પ |
| ૧૩૩ | ૧૧ | મ હાડમા | તેને હાડમાં |
| | ૨૭ | પસંદ કરતો | પસંદનકરતો |
| ૧૩૪ | ૧૨ | તેટલાંનું | તેટલાંને |
| ૧૩૫ | ૫ | આપવી | આપવો |
| ૧૩૭ | ૨૯ | સર્યનાં | સૂર્યનાં |
| ૧૪૦ | ૧૩ | વકારના | વિકારના |
| ૧૪૧ | ૨૩ | કૂમાવ્યું | કૂરમાવ્યું છે |
| ૧૪૨ | ૧ | કરવામ | કરવામાં |
| | ૧૦ | મનુષ્યે | મનુષ્યો |
| | ૧૯ | પુરે | પુરો |
| | ૨૩ | હોત તે | હોત તો |
| ૧૫૧ | ૧૩ | સ્થતિ | સ્થિતિ |
| ૧૫૨ | ૧૮ | ૨૪૩૩ | A.M.2433 |
| ૧૫૪ | ૧૫ | (૩×૨] | (૩×૨)] |
| | ૩૦ | (ot) | of |
| ૧૫૬ | ૧૬ | દૂપ | દ્વિપ |
| ૧૫૭ | ૨૯ | છિનાળવા | છિનાળવો |
| | ૩૧ | જગલ | જંગલ |
| ૧૫૮ | ૩૦ | *Hooper' V* | *Hooper's* |
| ૧૫૯ | ૫ | જુએ(Sade | જુઓ *Vade* |
| ૧૬૦ | ૨૩ | આત્મઓને | આત્માઓને |
| | ૨૪ | ધ્રવ | ધ્રુવ |
| | ૨૭ | hell | hell) |

| પાનું | લી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬૧ | ૨૭ | સ્વચિતનેજ | સ્વચિંતનેજ |
| ૧૬૫ | ૩૪ | ઋુ | ઋ |
| ૧૬૭ | ૧ | સત્ત | સત્તા |
| ૧૬૯ | ૯ | અદૃઇસરને | અદુઇસૂરને |
| ૧૭૨ | ૨૩ | ઋુગ | ઋગ |
| ૧૭૩ | ૬ | ઋુ | ઋ |
| ૧૭૪ | ૮ | અષાઇથી | અષોઇથી |
| | ૩૪ | મૂળા અક્ષરે | મૂળાક્ષરો |
| ૧૭૯ | ૨૦ | અ કરનારે | અર્થ કરનારે |
| ૧૮૦ | ૨૯ | અસઆપ્ | અસ્—અપ્ |
| | ૩૫ | હઝડરેમ | હઝડ.રેમૂ |
| ૧૮૪ | ૧૪ | ક્રયા | ક્રિયા |
| ૧૮૫ | ૧૧ | વષેનો | વિષેનો |
| ૧૮૭ | ૪૫ | નો-રગરેહ | ને.-ગરેહ |
| ૧૮૮ | ૨૭ | =બોલવું | =બોલવું) |
| ૧૮૯ | ૧૩ | કર્માણ | કર્મણિ |
| ૧૯૦ | ૧૪ | તો કોઇ | તે કોઇ |
| ૧૯૧ | ૧૫ | વજળી | વિજળી |
| | ૩૬ | અખ | આંખ |
| ૧૯૨ | ૮ | સફેદ | સફેદ. |
| ૨૦૦ | ૧૦ | પૂર્વ | પૂર્વે |
| ૨૦૧ | ૨૭ | મદયોઝરેમન | મંદયોઝરેમના |
| | ૩૦ | ધંખારન | ધંખારના |
| ૨૦૨ | ૧ | વાચ | વાચા |
| ૨૦૯ | ૩૬ | સિદ્ધ | સિદ્ધિ |
| ૨૧૩ | ૧૯ | શાક્ત | શક્તિ |
| | ૩૦ | બુદ્ધ | બુદ્ધિ |
| ૨૧૩ | ૩૨ | ચુન | ચુના |
| ૨૧૪ | ૪ | મની | માની |
| ૨૧૫ | ૧૬ | જેનોસસ | જેનેસિસ |